# ઉદયકાન્ત

## હિમ્મતે મર્દા—મદદે ખુદા.

એક રસિક વાર્તા.

---

પ્રસિદ્ધ કર્તાઓ,

**ડી. લખમીદાસની કુંપની**

પુસ્તકો પ્રસિદ્ધ કરનારા, [illegible]

કોટ, મુંબઈ.

# ઉદયકાન્ત.

અથવા

## " હિમ્મતે મરદા–મદદે ખુદા "

લેખક


## દોલતસિંહ સીસોદીઆ.




"Heaven helps to those who help themselves."




પ્રસિધ્ધ કર્તાઓ,

**ધી. લખમીદાસ એન્ડ કંપની.**

પુસ્તકો પ્રસિધ્ધ કરનારા, વેંચનારા અને એજંટસ.

૭૯, પારસી બજાર સ્ટ્રીટ–કોટ–મુંબઇ.

# પ્રસ્તાવના.

વાર્તાના પુસ્તકને "બાર ગજનું ચીભડું ને તેર ગજનું બી" પ્રમાણે મ્હોટી પ્રસ્તાવનાની જરૂર નથીજ છતાં ટુંકમાં વસ્તુ સ્થિતી બતાવવાની જરૂર પણ અનિવાર્ય છે.

આ વાર્તામાં તેના વિદ્વાન લેખકે હિંદુ સંસાર સુધારાના અત્ર ચર્ચાતા વિષયો કન્યાવિક્રય, પુનર્લગ્ન, સ્ત્રીકેલવણી વગેરે ને વાર્તાના આકારમાં રસિકતાથી ગુંથ્યા છે જેથી તે વાંચકના મનપર સચોટ અસર કરશે એમ અમારૂં માનવું છે.

વળી એક ધણી સાહસ અને ઉદ્યાગથી કેટલો આગળ વધી શકે છે "વ્યાપારેજ લક્ષ્મી" વસે છે તે વાતને આ વાર્તામાં ઘણીજ અચ્છીરીતે બતાવેલ છે.

મુંબઈના લતાઓમા "કોઇ ખાવા આપશો માય" ના જે શબ્દો રાત્રે સંભળાય છે તે શબ્દો "જરા આપનુ પુસ્તક વાંચવા આપશો ભાઇ ?" આ શબ્દો સાથે બહુજ સંબંધ ધરાવે છે; પૈસે ટકે સુખી છતાં, રોજ અધોગતીએ લઇ જનાર ખોટા એશઆરામો પાછળ પુષ્કળ પૈસો ખર્ચનાર એક બે રૂપીઆ પુસ્તકપર ન ખર્ચે તો પુસ્તકો સસ્તી કીંમતે આપવાની ઈચ્છા વ્યાપારીઓને ક્યાંથી થાય ? અબુદ્ધ ટીકાકારોતો વિલાયતના સસ્તા પુસ્તકોની અહીંથી સરખામણી કરે છે, તેમને ભાગ્યેજ ખબર હશે કે ત્યાં એક એક પુસ્તકની લાખો પ્રતો ચટણી થઇ જાય છે. વાંચક વર્ગ વધતાં પુસ્તકોની કીંમત કુદરતી રીતેજ કમતી થશે.

પ્રસિધ્ધ કર્તાઓ.

# ઉદયકાન્ત.

## પરિચ્છેદ ૧ લો.

### ઉદયકાન્તનું વિદ્યાર્થી જીવન.

" He that exalts himself shall be humbled."

અર્થ —ઘણું કરે તે થોડાને માટે.

" Ill gotten goods seldom prosper."

અર્થ—ચોરીના હાલ્લા શીકે ન ચડે કહેવતો.

આપણી વાર્તાનો નાયક ઉદયકાન્ત એક ગરીબ વિધવાનો પુત્ર હતો. તેની બાલ્યાવસ્થામાંજ તેના પિતા તેની માને નિરાધાર સ્થિતિમાં મૂકી મરણ પામ્યો હતો. તેણીને પોતાનાં ગુજરાન ઉપરાંત પુત્રને ઉછેરીને મોટો કરવાનો હતો; તેમજ હાલના જમાના અનુસાર તેને કેલવણી આપવાની તેની સૌથી મોટી ફરજ તરફ પણ લક્ષ રાખવાનું હતું. તેણી પ્રાચિપુર નામનાં શહેરના એક છેડા ઉપર આવેલાં પરામાં કોટડી ભાડે લઇ રહેતી હતી. તેણીનું મુળવતન ત્યાંથી દૂર આવેલાં એક ગામડામાં હતુ. ત્યાં આગળ તેણીનું ઘર વિગેરે હતું તે બધું તેના સ્વામીની હયાતીમાજ વેચાઇ સટાઈ જવા પામ્યું હતું વતનમાં પટલસાઇ ન થતાં તેટલા માટે તે આવીને પ્રાચિપુરમાં રહેતી હતી અને ગૃહસ્થોને ત્યાં પાણી, દળણાં વિગેરે કરી ગુજરાન ચલાવતી હતી. રજાઇઓ અને ગોદડાં બનાવવામાં તથા ચાકળા, ચંદરવા, તોરણ, ઝીકની ટોપીઓ, સ્લીપર વિગેરેના ભરત કામમાં તે કુશળ હતી.

મજકુર ધંધો ચલાવી તેણીએ ઉદયકાન્તને અંગ્રેજી છઠ્ઠાં ધોરણ સુધી ભણાવ્યો. ઉદયકાન્ત ભણવામાં જેવો જોઇએ તેવો ચાલાક, ખંતીલો કે ઉદ્યોગી નહોતો. તેની મા હાઇસ્કૂલના હેડમાસ્તરને ત્યાં કામ કરતી

તેની લાગવગથી તેને દર વર્ષે ઉપલાં ધોરણમાં ચડાવવામાં આવતા. તે ઈતિહાસ અને ભૂગોળમાં ખાસ કરીને નબળો હતો. અંગ્રેજી અને અંક ગણિતમાં હેરત પમાડે તેવી રીતે સારો હતો. તેને છઠ્ઠા ધોરણમાંથી સાતમામાં ચડાવવામાં આવ્યો ત્યારે તે ધોરણની પાંચ સ્કોલરશિપો નીકળી હતી; તેના ઉમેદવારોના અરજીમાં ઉદયકાન્તનું નામ દાખલ થવા પામ્યું હતું. બધા ઉમેદવારોની પરીક્ષા લઇ સૌથી વધુ માર્કવાળા પાંચ જણાને સ્કોલરશિપો મળવાની હતી. આ પરીક્ષામાં અંગ્રેજી, સંસ્કૃત અગર પર્શીઅન કે ફ્રેન્ચ કે ગુજરાતી, ગણિત અને નિબંધ આદિ બીજા પરચુરણ વિષયો પસંદ કરવામાં આવ્યા હતા. આપણે ઉપર જાણી ગયા તેમ ઉદયકાન્ત અંગ્રેજી અને ગણિત શિવાય બીજામાંતો મહાન ઢઃ હતો અને તેને અંગે આ પરીક્ષામાં શ્રેષ્ટ માર્ક મેળવવાની તેને સહજ પણ વકી નહોતી

પરીક્ષા થઇ ગઈ હતી અને પરીક્ષાના જવાબ પત્રો તપાસવાનું કામ ચાલતું હતું તે દરમિયાન એક દિવસે બે વાગ્યે એક કલાકની છુટી મળી ત્યારે શિક્ષકો, વિદ્યાર્થીઓ વિગેરે સહુ સ્કૂલમાંથી બહાર ગયા હતા અને ઉદયકાન્ત ખાસ ઇરાદાસર સ્કૂલમાંજ બેસી રહ્યો હતો તેજ સાંજે સ્કૉલરશિપની પરીક્ષાનું પરિણામ બહાર પડવાનું હતું

તે ચોતરફ નજર ફેરવી ચોરની માફક ચુપકીથી હેડમાસ્તરના ટેબલ પાસે ગયો તો તેણે પરીક્ષાના પ્રશ્નોત્તર પત્રો ટેબલ ઉપરજ ખુલ્લા પડેલા દીઠા. તે પત્રોમાં તેના પોતાના પણ હતા. પોતાના બધાય પત્રો કાઢી તેમાં નજર ફેરવતાં પરચુરણ વિષયોના પત્રમાં માત્ર સાતડોજ દીઠો. આ વિષયના સો માર્ક હતા અને તેમાં ઓછામા ઓછા પચાસ તો મળવાજ જોઇએ એમ ઠરાવેલું હતુ. કયાં ઓછામા ઓછા પચાસ અને કયાં સાત? આ જોતા પસાર થવાની આશા કયાંથી રાખી શકાય? સાતનો આંકડો જોતાંજ તેનો ચેહરો ઝંખવાણો પડી ગયો. બીજા પેપરો જોયા તો સહુ તેના કરતાં ચડી જાય તેવા હતા. બીજાની સાથે સરખાવતાં પોતાના એકંદર માર્કનો આકડો પણ ઓછો થયો આવી સ્થિતિ ત્યાં સ્કૉલરશિપ કયાંથી સંભવે? આથી તે ઘણોજ સરમાઇ ગયો અને સ્કૉલરશિપ મેળવવાની આકાંક્ષાએ તેનાં હૃદયમાં તીવ્ર અને ઉગ્ર રૂપ પકડયું. કેવી રીતે મેળવવી તેનો તે વિચાર કરવા લાગ્યો. હેડમાસ્તરને આજીજી કરવી વ્યર્થ જણાઇ. આવી રીતે એકે ઉપાય નહોતો છતાં

તેની મનઃકામના ઓછી થવાને બદલે ઉલટી વધી. આખરે તેને એક ઉપાય સુઝી આવ્યો. પત્રોમાં પેન્સીલથી માકના આંકડા લખવામા આવ્યા હતા અને તેજ પેન્સીલ ત્યા પડી હતી. આ ઉપરથી બધા માર્ક હજુ હમણાંજ મૂકાયાનું પ્રતીત થતું હતું. આથી તેનાં ખોળીઆમાં જીવ આવ્યો અને તે ઘણોજ ઉલ્લાસમા આવી ગયો. ચોતરફ દૃષ્ટિ કરી નિર્જનતાનો લાભ લઇ તેણે પેન્સીલ ઉપાડી અને પોતાના પેપરમાં સાતડાની બાજુમાં એક મીંડું ચડાવી દઇ સાતડાને બદલે સીત્તેરનો આંકડો કરી વાળ્યો. બીજો આંકડો કર્યો હોત તો કદાચ જણાઇ આવત પરંતુ મીંડું તો લગભગ સહુ સરખુંજ કરે એટલે આ છાની રીતે ચોરી કરી ઉમેરી દીધેલું મીંડું લક્ષ ખેંચે તેમ નહોતું. ભણવામાં ઢ઼ હતો પરંતુ આ બાબતમાં તેણે કેવી દક્ષતા—ચાલાકી વાપરી! આ ચોરી કરીને તુરતજ તે ત્યાથી કાગળો, પેન્સીલ વિગેરે હતાં તેમ રાખી નીકળી ગયો. ચોરી કરતાં તો કરી પરંતુ તે પકડાશે તો તેની શી વલે થશે એ વિચારથી તે ભય પામવા લાગ્યો. તેનું શરીર કંપવા લાગ્યું, હૃદય ધબકવા લાગ્યું અને હૃદયની સ્થિતિનો ઓળો તેના ચ્હેરા ઉપર આવી ગયા વગર રહ્યો નહિ. તેણે આ ચોરીનો ગુન્હો કર્યો એમાં તો કાંઇ શંકા રાખવા જેવું નહોતું. એવો તો કોઇકજ હશે કે ગુન્હો કર્યા પછી તેના આત્માના ઠપકાથી તેનુ શરીર કંપ્યા વગરનું રહ્યું હશે! ગુન્હેગારો તેમની આવી મનોદશા અને મુખાકૃતિથી પકડાઇ જાય છે. જો કોઇની બારિક દૃષ્ટિ ઉદયકાન્ત ઉપર પડી હોત તો તેનો મનોભાવ કળાઇ ગયા વગરનો રહેત નહિ પરંતુ તેનાં સુભાગ્યે કરી સ્કૂલના ઘોંઘાટમાં તેના ઉપર કોઇની એવી દૃષ્ટિ પડીજ નહિ.

બપોર પછીના એક કલાકનાં રીસેસ ( આરામ ) નો વખત પુરો થતાં સ્કૂલ પાછી ભરાઇ ગઇ અને હમ્મેશના કલરવ સાથે કામ શરૂ થયું. હેડ માસ્તર પણ આવીને આ પરીક્ષા પત્રોના એકંદર માર્ક કરવા લાગ્યા. ઉદયકાન્તના વર્ગના આ હરીફાઇમા ઉતરેલા વિદ્યાર્થીઓ પરીક્ષાનાં પરિણામની આતુરતા પુર્વક રાહ જોતા અને સ્કૉલરશિપ મળવાના હવાઇ કિલ્લા બાધતા બેઠા હતા.

પોતે ક્યા ક્યા માર્ક શેમાં શેમાં મૂકયા છે તે એકંદર કરતી વખતે તો વિરલનેજ યાદ રહી શકે. એમ પ્રમાણે હેડ માસ્તરનું પણ થયું. તેમણે એકંદર માર્ક કરી સૌથી વધારે માર્ક વાળા પાંચ જણાને તારવી કાઢ્યા

અને તેમાંથી સૌથી પહેલું નામ ઉદયકાન્તનું આવીને ઉભું રહ્યું ત્યાર પછી થોડી વારે પરિણામ બહાર પાડવામાં આવ્યું. ઉદયકાન્તનો પહેલો નંબર જોઇ તેની સાથે સ્પર્ધામાં ઉતરેલા વિદ્યાર્થીઓ વિસ્મય પામ્યા. ઉદયકાંતનું હૃદય તો આ જોઇને હર્ષથી ઉભરાઇ જવા લાગ્યું. તેની ચોરીને ફતેહમંદ જોઈ તે બહુજ રાજી થવા સાથે આશ્ચર્ય પણ પામ્યો. તેના ચહેરાનો દેખાવ હવે તદ્દન ફરી ગયો.

એનાં આ સાહસ અને હિમ્મતથી આપણે ચકિત થઇએ પરંતુ તે કાર્ય માનનીય તો ગણશુંજ નહિ. આતો તેણે ચોખ્ખી અપ્રમાણીકતાજ કરી છે. અલબત્ત તેની હિમ્મતને માટે તેને ધન્યવાદ ઘટે છે પરંતુ એ કૃત્ય તો નિંદ્યજ છે. આવાં કૃત્યને કેટલાક નૈતિક અપ્રમાણિકતા કહે છે પરંતુ તે ખોટું છે. અપ્રમાણિકતા ગમે તેવા નિર્દોષ ભાવથી કરી હોય તોપણ તે નિંદ્ય છે. "માખી મારે તે માણસ પણ મારે"—એ કહેવત અનુસાર આજ આવી તો કાલે એથી પણ ગંભીર પ્રકારની કરવાનું મન થાય અને ક્રમશઃ ચડતાં તેનાં ઘણાંજ અનિષ્ટ પરિણામ આવે. દુષ્ટમન, દુર્ગુણ અને દરદનો તો મુળથીજ નાશ થવો જોઇએ. શરૂઆતમાં બેદરકારી રાખતાં તે વધી જાય છે અને પાછળથી કબજામાં રહી શકતાં નથી. આ ફતેહથી ઉદયકાન્તમાં અનેરી હિમ્મત આવી. સઘળી બાબતોની ફતેહ તે આવી રીતેજ થાય એમ માનવા લાગ્યો. બધી બાબતોમાં તેણે આ રીતિજ અજમાવવાનો નિર્ણય કર્યો તે તો એમજ માનવા લાગ્યો કે આ રીતિનું ગ્રહણ કરવાથી તે ઘણાં ભગીરથ અને અદ્ભૂત કાર્યો પણ કરી શકશે. તે અસાધારણ વિચક્ષણતાવાળો હતો એમાં તો કાંઇ સંશય નહોતો અને સ્કૂલમાં બધા એ કબુલ પણ કરતા પરંતુ તેની ગરીબાઇને અંગે તેનું પુરતું સન્માન ન થતું.

આવી રીતે સ્કોલરશિપ મેળવી તેણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો. ક્રમ પુરો થતાં મેટ્રિકયુલેસનના ઉમેદવારોનું યૂનિવર્સિટિ તરફ લિસ્ટ મોકલવાનો વખત આવી પહોંચ્યો. ઉમેદવારોનું લિસ્ટ તૈયાર કરવા માટે હેડમાસ્તરે લીધેલી પ્રિલિમિનરી પરીક્ષામાં પણ ઉદયકાન્તે ઉપરોકત ચાલાકીનો ઉપયોગ કરી ફતેહ મેળવી. આ તો તેમાં પેંધી ગયો! જ્યાં ત્યાં આ ચાલાકીજ ચલાવવા લાગ્યો. ફોર્મ મળ્યા પછી મેટ્રીકની પરીક્ષા આપવા માટે તે અમદાવાદ જઇ આવ્યો. આ પરિક્ષા પસાર કરવામાં તેને ઘણીજ ચિંતા—ભીતિ હતી. પોતે કેવું લખ્યું છે તે તો તેના અંતરમાં જાણતો હોવો જોઇએ.

આ પરીક્ષાનું પરીણામ યૂનિવર્સિટિ તરફથી બહાર પડ્યું. પસાર થયેલાનાં લિસ્ટમાં તેનું નામ જણાયું નહિ. આથી તે ઘણોજ નાઉમેદ બન્યો અને ખેદ કરવા લાગ્યો. આ પરીક્ષાના પેપરો પણ જો તેને હાથ પડયા હોત તો તે તેની આ દુષ્ટ ચાલાકી અજમાવ્યા વગર રહેત નહિ પરંતુ તેનાં દુર્ભાગ્યે કરી ત્યાં તેનું કાંઇ ચાલી શકે તેમ નહોતું. દરેક પ્રસંગે અપ્રમાણિકતા જય મેળવતી નથી અને અંતે તો તે નાશીપાસજ કરે છે એનો આ ઉત્તમ દાખલો છે. અપ્રમાણિકતાથી અમુક પ્રસંગે કદાચ ફતેહ મળે ખરી પરંતુ તે ફતેહ આખરે-ખરા જરૂરના વખતે તો પાયમાલી આપનારીજ સમજવી. અંતે તો ધર્મનો જય અને અધર્મનો પરાજય થાય છે. પોતે ભણવામા બરાબર કાળજી ન રાખી અને આગળ ચઢવા માટે આ રીતિ ચલાવી તેનો હવે તેને ઘણોજ પસ્તાવો થયો. આવી રીતે અપ્રમાણીકતા વાપરી ભણવામા બેદરકાર બનવા કરતા પ્રમાણિકતા સાથે અભ્યાસ કરવામાં દરકાર રાખી હોત તો આ આખરના વખતે તેને કેવો ફાયદો થાત ! આ બધું તે હવે સમજવા લાગ્યો. ખેર, જે થયું તે થયું અને સમજ્યા ત્યાંથી સવાર એમ માની તે સંતોષ પામ્યો અને હવે આવી અપ્રમાણિકતા કદિપણ ન કરવી એની પ્રતિજ્ઞા કરી. તે નાપાસ થયો તેથી સ્કૂલમાં તેની અવગણના થઇ પરંતુ ઉપરોક્ત વિચારથી તે નાસીપાસ થયો નહિ તેણે કહ્યુ કે—" ફીકર નહિ. હિમ્મતે મરદા તો મદદે ખુદા."

અત્યારથી તેનાં જીવનમાં નવીન ઉત્સાહ—બળ—તેજ આવ્યું

---

### જામનગરવાળા **વ્રજેશજી મહારાજવાળો**

## બેંગીકેસ.

વલ્લભ સંપ્રદાયી વ્રજેશજી નામના એક મહારાજે સરકારી બેંગી ફોડી કરેલ **પાપકર્મ**, ભર કોર્ટમાં સાબીત થયેલ ગુન્હો અને પરિણામે પાંચ વર્ષની જેલયાત્રા. શિવાય બીજા કેટલાક મહારાજોના ભવાડા પણ આ પુસ્તકમાં તેમના ભક્તજનોના સંતોષાર્થે આપેલા છે. દળદાર પુસ્તક કીં. રૂ. ૧—૪.

# પરિચ્છેદ ૨ જો.

## નોકરી અને તેનો ફાયદો.

"પ્રમાણિકતા સાથે બજાવેલી નોકરી એક નહિતો બીજી રીતે પણ ફાયદો આપ્યા વગર રહેતી નથી."

ઉદયકાન્તને આગળ ભણાવવાનું ખર્ચ તેની માથી ઉપાડી શકાયું નહિ અને યુવાન પુત્ર–તેમાંય વળી ગરીબ વિધવાનો–કાંઈ પણ ધંધા વગરનો રખડે એ પણ તેણીને પસંદ પડયું નહિ. તેની ઉમ્મર હાલ સત્તર વર્ષની હતી. આધુનિક સમયમાં સત્તર વર્ષનો યુવાન ગણાય છે જ્યારે પ્રાચિન સમયે પચ્ચીસ વર્ષ પછી તારૂણ્યની શરૂઆત થતી. આ પણ જમાનાનો એક પ્રભાવ છે!

તેની મા ત્યાંના એક નામાંકિત વકીલ નિપુણપ્રસાદને ત્યાં અવારનવાર કામ કરવા જતી થોડા વખત પહેલાં વકીલની દુહિતા નીલમણીનાં લગ્ન વખતે તેણીનાં મખમલનાં કપડામાં ઝીક વિગેરેનું કામ સારી રીતે કરી આપવાથી વકીલ તેણીના ઉપર સંતુષ્ટ–પ્રસન્ન થયા હતા. અને તેથી વખતો વખત પોતાની વગ ચલાવીને તેણીને આવું કામ અપાવતા. તેની માની આજીજી ઉપરથી વકીલે ઉદયકાંતને તેની ઓફિસમાં માસિક દસ રૂપીઆના પગારથી કારકૂન તરીકે નોકર રાખ્યો. વકીલ નિપુણપ્રસાદ પ્રાચિપુરની મ્યૂનિસિપાલિટિના તંત્રીનું કામ પણ કરતા તેથી તેમને એક કારકૂનની જરૂર હતી. એક વર્ષમાં બધુંય કામ શીખી જવાની શરતે તેણે ઉદયકાંતને દાખલ કર્યો.

દાખલ કરવાની વખતે નિપુણપ્રસાદે તેને પ્રશ્ન કર્યો: "Do you know touting"? (તમને ઘરાક શોધી લાવી આપવાનું કામ આવડે છે?)

વિદ્યાભ્યાસ દરમિયાન "touting–ટાઉટિંગ "શબ્દ કોઇ દિવસ તેના પરિચયમાં–જાણવામાં આવ્યો નહોતો તેથી વગર સમજ્યે હાકે ના ન પાડી દેવાનું વાસ્તવિક ધારી તેણે તે શબ્દનો અર્થ ન જાણતો

હોવાથી સમજાવવા વકીલને વિજ્ઞપ્તિ કરી. વકીલે અર્થ સમજાવ્યો તે ઉપરથી તેણે બહાદુરીથી જણાવ્યું કે—"Yes Sir." (હા, સાહેબ).

આ જવાબ આપતી વખતે તેનો ચ્હેરો એવો હિમ્મતવાન અને ફાંકાદાર દેખાયો કે જેથી વકીલ તેની વિચક્ષણતા અને ખુલ્લાં દિલથી ખુશી થવા સાથે આશ્ચર્ય પામ્યો. તેણે જાણ્યું કે આ જવાબ તેની ગેરમાહિતી અને ભોળાભાવથી અપાયો છે તેથી તેણે તેને સમજાવ્યું કે ટાઉટીંગ કરવું એતો વકીલ મંડળ અને ન્યાયાલયના ધારા પ્રમાણે ગુન્હો ગણાય છે. આવી રીતે ગ્રાહકો મેળવી આપનારને એ ગુન્હાની શિક્ષા બદલ ન્યાયાલયમા પેસવા દેવાની મનાઇ કરવામાં આવે છે અને તેની સાથે કોઇ વકીલે કામ ન પાડવું એવી સૂચના સાથે તેનું નામ બહાર પાડવામાં આવે છે. આવા "ટાઉટો" મારફતે ગ્રાહક મેળવનાર વકીલને પણ શિક્ષા તરીકે તેની સનદ પાછી ખેંચી લેવામા આવે છે અને તે ઘણીજ બદનામી પામે છે.

"મને ટાઉટીંગ પસંદ નથી. માત્ર તારી બુદ્ધિ કેટલી છે અને તું કામમા કેવો ઉત્સાહી છું તે જાણવાની ખાતરજ મેં તને આ પ્રશ્ન કર્યો છે. એથી કાંઈ તારે એમ વર્તવાનું નથી. ઘરાકો ન મળે તો તેની કશી પરવા નહિ પરંતુ સમજાવીને શોધી લાવવા જવું નહિ. તમારે કોઈને પણ અમારી ઑફીસે આવો એમ કહેવાનું નથી. તેમની મેળે તેઓ આવે તો તેમનુ યોગ્ય સન્માન કરવું" વકીલે ઉદયકાંતને શિખામણ આપી કહ્યુ.

નિપુણપ્રસાદની ઑફિસમા તેણે લગભગ બે વર્ષ કામ કર્યું. બે વર્ષ દરમિયાન તેની ચાલાકી—હુંશીઆરી ઘણીજ વધી ગઇ હતી. નિપુણપ્રસાદની કૃપણતાને અંગે પગારમાં કાંઈ વધારો મેળવી શકયો નહોતો પરંતુ નકલો વિગેરેની તેને બીજી કમાણી થતી. પગાર ન વધ્યો કે બીજી કમાણી પણ વધુ ન મળતી તેના કરતાં અતિ ફાયદાકારક એક બીજી વસ્તુ પ્રાપ્ત થઇ. આ વસ્તુ આખરે તેને જીવનની પદવીના ફેરફારમા બહુજ ઉપયોગી થઈ. આ ફાયદાવાળી વસ્તુ તેને નગરશેઠાણી સાથે ઓળખાણ થઇ તે હતી.

પ્રાચિપુરના નગરશેઠ સુખકરલાલને "સરદાર"નો ઇલકાબ મલ્યો હતો. તે વયોવૃદ્ધ હતા. પરંતુ શેઠાણીની ઉમ્મર ઘણીજ

ન્હાની હતી. શેઠને કાંઈ પણ સંતાનનુ સુખ પામ્યા વગર તેમની સ્ત્રી પાકી ઉમ્મરે મર્ણ પામ્યાં હતાં. પછવાડે વંશ ન રહેતા હોવાથી શેઠ હાંલનાં નવાં શેઠાણીને પરણ્યા હતા. નવાં શેઠાણીનું નામ વસન્ત લલિતા હતું. શેઠાણીનાં માબાપ ઘણાંજ ગરીબ સ્થિતિનાં હતા. શેઠાણી પાસે તેમના બાપનું પરભવનું ભારે મોટું કરજ હતું એ ચુકવી આપવાજ તે તેને ત્યાં દિકરી થઇ અવતર્યાં હતા. આ દિકરીથી પોતાના ભાગ્યનો ઉદય થશે એવી આશામાં તણાઇ-સંતુષ્ટ રહી તેમનો ગરીબ પિતા નજીવો પરચુરણ વ્યાપાર કરતો હતો. કન્યા વિક્રય કરનારને કન્યા રત્ન એ તો સરકારી પ્રોમિસરી નોટ સમાન ગણાય છે. આ નોટને પણ તે લોકો કાગળની નોટની માફક પુરતી સંભાળથી સાચવે છે. પોતાને પૈસાદાર બનાવવાની સઘળી આશા તે લોકો કન્યા ઉપર રાખે છે તે પ્રમાણે શેઠાણીના બાપનું પણ હતું. ખરેખર વસન્ત લલિતા તેના બાપની પુરેપુરી દેવાદાર હશે નહિતર આવા પામર પ્રાણીને ત્યાં ઉકરડે રત્નની માફક આવું લાવણ્યતાથી ભરપુર કન્યા રત્ન ન સંભવે! તે તેને દેવી કે ફુલ સમાન રાખતો. ફુલને અણતરીતે પકડતાં ભય રહે છે તેમ તે તેની સાથે લેશ પણ સખ્તાઇ ન રાખતા પુત્રી એક કહે ત્યા તો એકત્રીશ લાવી આપતો અને તેને કોઇ રીતે કોચવાવા ન દેતા. પોતે તથા પોતાની સ્ત્રી ગમે તેમ ચલાવી લેતાં પરંતુ પુત્રીને તો જે જોઇએ તે વગર વિલંબે હાજર કરી દેવામાં આવતું. આ પણ જમાનાનો એક બીજો પ્રભાવ! તે શહેરમાં રહેતો એટલે વસંત લલિતાને ભણવાનો સારો લાભ મળ્યો હતો. દિકરી જેમ મોટી હોય તેમ વધુ નાણું ઉપજાવી શકાય છે. આ વિચારથી માગાં આવતાં ગયાં છતાં તે વસંત લલિતાને મોટીજ કરતો ગયો. તેના ફાયદા સાથે પરિણામે પુત્રીને પણ અંગ્રેજી કેલવણી પામવા રૂપી ફાયદો થયો. તેણીએ લગભગ છઠ્ઠા ધોરણ સુધીનો ખાનગી શિક્ષણથી અભ્યાસ કર્યો. વસંત લલિતા હવે તેનાં નામના જેવા ગુણ એટલે ભરયૌવનમાં આવી પહોંચી હતી. તે બુલંદ-તેજસ્વી નશીબવાળી હતી જો એવી ન હોત તો તેનામાં ઇંદ્રપત્ની રંભાને પણ ઝાંખી કરી-લજવી નાખે એવું લાવણ્ય અને કેલવણી તથા સદ્દગુણના ઉચ્ચસંસ્કાર હતા તે ન હોત. તેનાં રૂપ અને ગુણથી અંજાઇ ઘણાં માગાં આપતાં પરંતુ તેનો બાપ એવડું મોઢું ફાડતો-એટલા બધા રૂપીઆ માગતો કે સહુ ભડકીને ભાગીજ જતા. શહેરના ગ્રેજ્યુએટો તો વસંત લલિતાને મેળવવાની શરતો કરતાં પણ જ્યાં મોંઘી વસંત લલિતાનો તેનો

બાપ કિમ્મત કરતો ત્યાં ભડકતા છેવટે આ લોભી પિતાનાં નશીબે જોર કર્યું અને નગર શેઠ વિધુર થયા. પરમેશ્વર સર્વ પ્રકારે તો કોઇનેજ સુખી રાખે છે. આ શેઠને ત્યાં લક્ષ્મીનો કમીનો નહોતો ત્યારે માત્ર સંતાન રૂપી શેર માટીની તાણ હતી. આવડી મોટી મિલ્કત મૂકી નિર્વંશ કેમ જવાય? હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે નિર્વંશ જવું એ પાપનું પરિણામ મનાય છે. સ્વર્ગસ્થ શેઠાણીની હયાતીમાં ઘણી બાધાઓ, મંત્તર ધંતર, દોરા ધાગા, તાવીજ માંદળીઆં, વૃત્તવર્તુલાં કરવામાં આવ્યાં હતાં. પરંતુ તે માંહેનું એકે સાચું પડ્યું નહોતું. પોતાના નસિબમાં વંશ માંડયોજ નથી એમ નીસાસો નાખી શેઠે ફરી પરણવાનું માંડી વાળ્યું પરંતુ તેમનાં સગાં સંબંધીઓ ઘણોજ આગ્રહ કરવા લાગ્યાં. તેમને માટે કન્યાની શોધ કરતાં વસન્ત લલિતાના પૂર્વના લેખે પરાક્રમ કર્યું; તે પસંદ પડી અને તેનું નગરશેઠને માટે માગું આવ્યું. તેના બાપે દસ હજાર રૂપીઆ લઇ વેવિશાળ કરવાની હા પાડી. આ વાતની ખબર વસન્તલલિતાને પડતાં વૃદ્ધ સાથે પરણી પોતાનો ભવ ન બગાડવા તેણીએ તેના બાપને પોતાની વૃત્તિ દર્શાવી. પોતે વચન આપી દીધું હતું અને પુત્રીએ ના પાડી—આનાકાની દર્શાવી તેથી તે નાઉમેદ થઇ ગયો. કન્યાએ આવી નૈતિક હિંમત લાવવી એ કાંઇ દુષણ તો નજ ગણાય.

એક સાંજે વાળુ કરી દુકાને ન જતાં વિલું મોઢું કરી તે ઓશરીના જેર ઉપર થાંભલીને અઢેલીને બેઠો. નીચું માંથુ કરી વિચાર નિમગ્ન થવા સાથે વાળતી વખતે નીકળી પડેલી ઘાસની સાવરણીની સળી લઇ તે વડે ગાર ખોરતો તે બેઠો હતો એવામાં વાળુ કરી વસન્ત લલિતા બહાર નીકળી. પોતાના પિતાની આવી સ્થિત જોઇ તે સ્નેહાળ પુત્રી ગભરાઇ ગઈ અને પિતા નજીક બેસી તેની ઉદ્દાસીનું કારણ પુછ્યું.

“ કાંઇ નથી.” તેના બાપે જવાબ આપ્યો.

“ કાંઇ કેમ નથી? જો કાંઈ નહોત તો આપ આવી ઉદ્દાસીમાં ન બેઠા હોત. આપને આવી સ્થિતિમાં જોઇ મને બહુજ દુઃખ થાય છે માટે મને તેનું કારણ જલ્દી કહો. અને મારાથી બની શકે તેવું હશે તો હું આપને આશ્વાસન આપીશ.” વસન્ત લલિતા ગદ્ગદ્ કંઠે બોલી. છેલ્લા શબ્દો તેના ભોળા ભાવેજ તે બોલી હતી.

"જો એમ હોય તો મારી ઉદાસીનું કારણ તું જ છે ?"

હું નથી ધારતી કે હું આપની ઉદાસીનું કારણ હોઉં તો પણ જો આપ મને સમજાવશો તો હું મારાથી બનતું કરીશ."

"તારો વિવાહ મેં નગરશેઠ સાથે કરવો ધાર્યો છે. તું જાણે છે કે મારી સારી સ્થિતિની સઘળી આશા હું માત્ર તારામાજ રાખતો આવ્યો છું. તારાં સુખને માટે મેં આજ સુધી કાંઇપણ ન્યૂનતા રાખી નથી. તું નગર શેઠને પરણવાની આનાકાની કરે છે તેથી મારી સઘળી આશા નષ્ટ થઇ ગઈ છે. તને ઉછેરીને મોટી કરી અને લાડ લડાવી તે આટલા સારૂજ, બ્હેન ! વળી નગર શેઠ જેવું ઘર શું આપણને મળે પણ ખરૂં ? એતો તારૂં અહો ભાગ્ય ! કેવી ઉંચ સ્થિતિ !"

"પિતાજી, દિલગીર થાઓ મા અને આવા હલકા શબ્દો કાઢી નાખો મા. ખેર, જો મને નગરશેઠ સાથે પરણાવવામાંજ આપનું કલ્યાણ સમાએલું હોય તો મારૂં ભલે ગમે તે થાઓ પણ હું આપના સુખની ખાતર મારાં સર્વ સુખનું સ્વાર્પણ કરીશ આપને ત્યાં જન્મ લેવાથી જો આપને મારાથી ફાયદો ન થાય તો મારૂં જીવવું ફોગટ ગણાય. આપને જો માત્ર આવા પૈસાનાજ ક્ષુદ્ર ફાયદાની આકાંક્ષા હોય તો ભલે મારો વિક્રય કરી આપ તે મેળવો. કહો હવે ઉદાસીનું કાંઈ કારણ રહે છે ?"

ધન્ય છે આવા સંતાનને ! કેવા ઉમદા શબ્દો ! પોતાના પિતાના સ્વાર્થની ખાતર પોતાનાં સર્વ સુખની આહુતિ આપનાર બાળાને ધન્ય છે ! આ પણ એક પ્રકારનો પરમાર્થ ગણાય. તેનો પિતા આથી ઘણોજ પ્રસન્ન થયો અને વળી ફરીથી તેની ખાત્રી લઇ દુકાને ગયો અને ત્યાંથી નગર શેઠને ત્યાં જઇ વિવાહનું નકકી કરી આવ્યો.

ત્યાર પછી થોડા દિવસે વસન્તલલિતાને નગર શેઠ સાથે પરણાવવામાં આવી. ગરીબ લોભીએ પોતાનુ લોહી વેચી પૈસાદાર થયો અને વિક્રીત કન્યા વૃદ્ધની પત્ની તો થઇ તથાપિ અઢળક લક્ષ્મીને વરી નગર શેઠાણી બની. તેણીને વ્યકિતનું મુખ્ય સુખ ન મળ્યું પરંતુ લક્ષ્મી અને પદવીનું મહા સુખ તો મળ્યું. નગરશેઠાણીની પદવી સાથે તે મહાલય, બગીચા, અઢળક લક્ષ્મી, એસ આરામ, હુકમ હુદ્દો વિગેરને વરી. તેને આવી સ્વરૂપવતી જોઇ વૃદ્ધ શેઠ તો ઘેલા બની ગયા અને તેના ઉપર

દામ્પત્ય પ્રેમ ઉપરાંત પૂજ્યભાવ રાખવા લાગ્યા વાડા, વજીફા, લક્ષ્મી વિગરે સર્વનો કબજો અને કારોબાર શેઠે શેઠાણીને સોંપી દીધો. વસન્ત લલિતાએ તે સત્તાનો સદુપયોગ કરવા માંડયો. વાર્ષિક દસ હજાર રૂપીઆ આવે તેટલા મકાનો, વાડીઓ વિગેરે મળી સ્થાવર મિલ્કત હતી અને અસંખ્ય અને મોટી કિમ્મતના દાગીના ઉપરાંત પચાસ લાખ રૂપીઆ રોકડા હતા. વસન્તલલિતાએ પોતાનાં આવાં ભાવીને ઇશ્વરે આપેલું માની તેમાં સંતોષ રાખ્યો. "ખેર, પ્રભુએ પતિનું સુખ ન આપ્યું એ પણ ઠીક કર્યું કારણ કે એમ હોત તો મને અત્યારે જે પરમાર્થનો માર્ગ સાધવાની ઉમદા તક મળી છે તે મેળવી શકત નહિ. પરોપકાર સમાન બીજું એકે પુણ્ય નથી. જીવન સાફલ્ય માત્ર પતિથી સંસાર સુખ ભોગવવું એમાંજ સમાયલુ હોતું નથી પરંતુ ખરી રીતે તે આખી દુનિયાને ઉપયોગી થઇ પડીએ તેમાં રહેલું છે. પ્રભુ—નશીબે જે આપ્યું તેમાંજ સુખ-સંતોષ માનવામાં મારૂં કલ્યાણ રહેલું છે." એક દિવસે અગાસીમાં બેસી તે આવો વિચાર ચલાવતી હતી.

તે કેળવાએલી હોવાથી તેને વાંચવાનો બહુ શોખ હતો. હજારો રૂપીઆ ખર્ચી તેણે તેના મકાનમાં એક સુંદર પુસ્તકાલય બનાવ્યું. શેઠ જુના સંપ્રદાયના હોવાથી તેમને આધુનિક ફર્નિચરનો શોખ નહોતો પરંતુ શેઠાણીએ આવીને મકાનમાં કેટલાક સુધારા કરવા સાથે ઉમદા ફર્નિચર પણ ખરીદયુ. વસન્તલલિતાને ખાસ કરી નવલ કથાઓ વાંચવાનો વિશેષ શોખ હતો. તે સ્ત્રીઓની કેલવણી, ઉન્નતિ, સુધારા અને પ્રગતિની હિમાયતી હતી, વળી જાહેર કાર્યોમાં પણ ભાગ લઇ તેમાં ઉમદા સખાવતો કરતી. તે દસ કુમારિકાઓને—પાંચ ભણ-વાની, બે ડાકટરી કામની, ત્રણ હુન્નર કળાની—જાથુ સ્કૉલરશિપો આપતી. તેમજ દરેક સ્ત્રી લેખકને સારૂ ઉત્તેજન આપતી દર વર્ષે બે ત્રણ ગરીબની કન્યાઓને કન્યાદાન આપતી. ગરીબ વિધવાઓને ગુપ્ત રીતે અન્ન અને વસ્ત્ર દાન પણ આપતી. તેની આવી સખાવ-તોથી તે લોકપ્રિય થઇ પડી અને સાક્ષાત દુર્ગા સમાન પૂજાવા લાગી. તેને વાચવા સાથે લખવાનો પણ શોખ હતો. પ્રસંગોપાત વાર્તાઓ, કવિતાઓ, નિબંધો આદિ લેખો લખી પ્રકટ કરતી.

કન્યાઓમાં અંગ્રેજી વિદ્યાનો પ્રચાર ધીમે ધીમે દૃઢતર બની વધતો જતો હતો, પ્રાચિપુરમાં છોકરીઓને ભણવા માટે અંગ્રેજી નિશાળ ન

હોવાથી ઘણી અડચણ આવતી. આ બાબતનું ફંડ ઉભું કરી પોતે વીસ હજાર રૂપીઆની રકમ અને વાર્ષિક પાંચસો રૂપીઆની ગ્રાન્ટ આપી હતી. તેના આ ભગીરથ પ્રયાસથી પ્રાચિપુર અંગ્રેજી કન્યાશાળા હોવાનું ભાગ્યશાળી બન્યું. ઘેર રહી અંગ્રેજી અભ્યાસ કરતી અને કેટલીક નવી મળી શરૂઆતમાં પચાસ કન્યાઓ થઇ હતી. સ્કૂલનો સ્ટાફ પણ સારો હતો. જરૂર પડતાં આ કન્યાશાળાને હાઇસ્કૂલ કરી દેવામાં આવી હતી. ઉપરની ઉમદા સખાવત ઉપરાંત વસન્તલલિતા તેની પરણવાની તારીખે ઇનામ આપતી. તે દિવસે તે સંસ્થાના કારોબારી મંડળના મેમ્બરો, શહેરના અમુક સંભાવિત ગૃહસ્થોને સમીલનમાં ભાગ લેવાનાં આમંત્રણો આપવામાં આવતાં. ઇનામો પોતે સ્વહસ્તે વહેંચતી. આવી રીતે ભરાવાના એક સંમેલન વખતે ઉદયકાન્તને વસન્તલલિતા સાથે ઓળખાણ થઇ હતી. આ ઓળખાણ તે જો નિપુણપ્રસાદની ઓફિસમાં ન હોત તો થાત નહિં. આ સંમેલનમાં નિપુણપ્રસાદે આગળ પડતો ભાગ લીધો હતો અને તેને અંગે તેની વતી કામકાજ કરતાં તેને આ ઉમદા ઓળખાણનો લાભ મળ્યો હતો.

---

# પરિચ્છેદ ૩ જો.

## ખાસ આમંત્રણ.

વસન્તલલિતાની લગ્ન તિથિ આડા હવે ચાર દિવસ રહ્યા હતા. એક દિવસે ઉદયકાન્ત તેના શેઠનાં કાર્યાલયમાં એકલો હતો. તે વખતે એક ગૌર ચ્હેરાવાળો તરૂણ ગૃહસ્થ ત્યાં આવ્યો. તેણે ઉમદા કાશ્મીરીનો લાંબો કોટ, પાટલુન, કોલર, નેકટાઇ અને બોંબે સ્વદેશી સ્ટોર્સની ઉમદા બેંગલોર કેપ પહેરી હતી. પગમાં છડેડાટ મારતાં વિલાયતી પીળાં બૂટ હતાં. આંખ ઉપર સુવર્ણ ફ્રેમનાં અસલ પેબલ્સનાં ચશ્માં હતાં. બેઉ હાથની આંગળીઓ ઉપર મળી તેણે ચાર નંગ જડિત વીંટીઓ પહેરી હતી. હાથમાં સુંદર સોટી હતી. કોટનાં બટન ખુલ્લાં હતાં. તેથી વેસ્ટ કોટ અને તેના ખીસામાં લટકાવેલા ઘડીઆળના સોનેરી છેડાનું દર્શન થતું હતું. દેખાવ ઉપરથી આ તરૂણ ધનાઢ્ય જણાતો હતો

ઉદયકાન્ત આ વખતે ઢોલીઆં મેજ અને ગાદી તકીઆ ઉપર બેઠો બેઠો "ગૂજરાતી" વાંચતો હતો. ગાદીના એક ખુણા ઉપર કેટલાંક કામના કાગળો પણ પડયા હતા. ગૃહસ્થને આવેલો જોઈ પોતે કામ ન કરતાં નવરો બેસી વર્ત્તમાન પત્રો વાંચે છે એમ તે કહેશે એવી ભીતિ આવતાં પત્ર છુપાવી દઇ કામનો એક કાગળ હાથમાં લઇ તેને વાંચવાનો ઢોંગ કર્યો એવામાં પેલો તરૂણ ગૃહસ્થ છેક તેના સામો આવી પહોંચ્યો.

"Good morning ! (સાહેબજી !)" તરૂણ ગૃહસ્થ કુદરતી સ્મિત સાથે બોલ્યો.

"Good morning, Sir ! (સાહેબજી, સાહેબ !)" ઉદયકાન્તે પ્રત્યુત્તર વાળ્યો.

વકીલના કારકૂનોને પોતાના શેઠનાં ગમે તેવી સ્થિતિનાં ઘરાકોને પણ "સાહેબ" કહી માન આપવું પડે છે; જો કે અત્યારે આવનાર તરૂણ ગૃહસ્થ તો તે માનને સર્વથા લાયકજ હતો.

"મિસ્તર નિપુણપ્રસાદ છે ?"

ઉદયકાન્ત આ વખતે તેની બેઠકથી ઉઠી પેલા તરૂણ ગૃહસ્થની પાસે જઇ સામો ઉભો રહયો. કોઇ આવે ત્યારે જો કે પોતાની બેઠકને છોડવાનો રિવાજ નહતો છતાં તે શા માટે અત્યારે ઉઠીને ઉભો થયો હશે ? આવેલો ગૃહસ્થ સામો ઉભો રહે અને પોતે ગાદી તકીએ બેસી જવાબ આપે તે તેને ઉચિત નહિ લાગ્યું હોય

" નાજી ; તે ટાઉન હોલમાં* હશે," ઉદયકાન્તે જવાબ દીધો.

" હું ત્યાં થઇનેજ આવું છું. ત્યાં કહ્યું કે અહીં આવ્યા છે."

" તો હું તેમને બોલાવી લાવું, જો તમે—આપ—"

" ઘેર હશે કાંતો ?" તરૂણ સહજ હસીને ધીમે રહીને બોલ્યો. ઉદયકાન્તે પણ પ્રતિહાસ્ય કરી પોતાની અનુમતિ દર્શાવી. નિપુણ-પ્રસાદને તેની સ્રીમાં બહુ પ્રેમ હતો તેથી કોઇવાર ઓફીસે ન આવતાં ઘેર જઇ તેના આનંદના લ્હાવ લેતો.

" તમારે જવાની તસ્દી લેવાની અગત્ય નથી. ફકત તે આવે ત્યારે કહેજો કે હું આવ્યો હતો." ગૃહસ્થ સહજ વિચાર કરી બોલ્યો.

" બહુ સારૂં, સાહેબ. બીજો કાંઇ હૂકમ ?"

તરૂણ ગૃહસ્થ એટલું કહી જવા લાગ્યો. ઉદયકાન્ત મનમાં મુંઝાયો કારણ કે તે તેને ઓળખતો નહોતો. વકીલને કોણ આવ્યું હતું એમ કહેવું ? તે એવી ગડમથલમાં હતો એવામાં તરૂણ પાછો ફર્યો. આ વખતે ઉદયકાન્તે તેને પગથી માથાં સુધી નિરીક્ષ્યો.

" ત્યારે તમે આ લિસ્ટ તેમને આપજો," તરૂણ તેના કોટનાં ખીસામાંથી એક ઘડી કરેલો કાગળ કાઢી ઉદયકાન્તના હાથમાં મૂકી બોલ્યો. " આમાં જ્યાં લાલ ચોકડીઓ કરી છે તે ઉપર કાંઇ ધ્યાન આપવાનું નથી એમ કહેજો. સમજ્યા ? હાં, વળી કહેજો કે બધી નિમંત્રણ પત્રિકાઓ આવતી કાલ સુધીમાં નીકળી જવી જોઈએ. કદાચ કાર્ડો કે ચીઠીયો ન મોકલતાં મોઢે કહેવરાવશો તો પણ ચાલશે. વારૂ ત્યારે સાહેબજી."

---

* જ્યાં મ્યુનિસિપાલિટિની ઓફીસ અને તેના મેમ્બરોને એકત્ર થવાના હોલ હોય તે મકાન ટાઉન હોલ કહેવાય છે.

એટલું કહી તરૂણ અદ્રશ્ય ગયો અને ઉદયકાન્ત તેની પછવાડે ગયો તેને થયેલી પેલી ચિંતામાં આ કાગળીઉં મળતાં કાંઈક શાંતિ થઈ. ઑફિસ બહાર રસ્તા ઉપર એક બ્રુહામ ગાડી ઉભેલી તેના જોવામાં આવી, કોચમેન તથા સાઇસને ડાર્કગ્રીન (ઘેરાલીલા) રંગની બનાતનો ડ્રેસ અને માથે સોનેરી કોર છેડાવાળી લુંગીઓ હતી. કોચમેન અને સાઇસના કપડાંની જાતમાં ફેરફાર હતો; તે ફેરફાર તેમનો દરજ્જો સૂચવતો હતો. ઉદયકાન્તે સાઇસને ઓળખ્યો. તે તેનો પાડોશી હતો તે ઉપરથી તેણે ઉભેલી ગાડી નગર શેઠની હતી એમ જાણ્યું. તરૂણને ગાડી તરફ જતો જોઇ ગાડીમાંથી એક પરી સમાન સુંદરીએ બારી વાટે બહાર જોઈ તરૂણ પ્રતિ સ્મિત કર્યું. ઉદયકાન્તે તેણીને નગર શેઠાણી તરીકે ઓળખી. તેણે તેણીનો ફોટો જોયો હતો. ફોટા કરતાં તેણીનો ખુદ ચ્હેરો અતિશય લલિત અને રમ્ય હોવાનું તેને જણાયું. સાઇસે બારણું ઉઘાડતાં પેલો તરૂણ ગાડીમા બેઠો અને કોચમેને લગામના ઇસારો કર્યો કે ગાડી ખેંચી મસ્ત જોરાવર અશ્વો દોડવા લાગ્યા.

“ એમાં કાંઈ અંદેશાવાળું નથી. ” ગાડી ઉપડયા પછી માથું ધુણાવી ઉદયકાન્ત ગણ ગણ્યો. તેના આ ઉદ્દગારનો અર્થ એવો હતો કે નગર શેઠાણીની લાવણ્યતા વિશે તેણે જે સાંભળ્યું હતું તે સત્ય બલ્કે તેથી વધુ હતુ. આવી સુંદર લલના તેણે તેની જીંદગી દરમિયાન કોઈ દહાડો કયાંય પણ દીઠી નહોતી.

“ વિશ્વની સઘળી સુંદરતા ખરેખર આ સ્ત્રીમાંજ એકઠી થયેલી છે. રાજાઓની રાણીઓ બહુ રૂપવતી હોવાનું કહેવાય છે પરંતુ આની આગળતો તેઓ પણ લજવાઇ જાય! આનું નામજ સ્ત્રી. લાવણ્ય, મૃદુતા, દયા, પ્રભા, સ્નેહ આદિ ભાવો જેનામાં રહેલા હોય તેજ સ્ત્રી કહેવાય છે. આનામાં એ બધુંય છે. ”

આ ઉપરથી તેને સ્ત્રી સૌંદર્ય અને તે વ્યક્તિની મોહકતાનાં સ્વપ્નાં આવવા લાગ્યાં સ્ત્રીને વિશ્વમાં કેવું સ્થાન છે અને તેની કેટલી આવશ્યકતા છે તેનું તેને અત્યારથી ભાન થવા મંડયું. તેને સ્ત્રીના સ્વભાવ વિગેરે જાણવાની ઉત્કંઠા થઇ આવી તેથી તે જાણવું તો આવી સર્વોત્કૃષ્ઠ નારીથીજ જાણવું એમ ધારી નગર શેઠાણીના પરિચયમાં આવવાનું તેણે ઇચ્છયું.

પેલા તરૂણે આપેલાં લિસ્ટ ઉપરથી નગર શેઠાણીની લગ્ન તારીખે કન્યાઓની હાઇસ્કૂલમાં ઇનામ વહેંચવાનો મેળાવડો થવાનો છે તેની તેને ખબર પડી. તે મેળાવડામાં ફક્ત સંભાવિત ગૃહસ્થો શિવાય બીજા સાધારણ વર્ગના માણસોને જવાનું નહોતું છતાં તેને તેમાં ભાગ લેવા જવાની ઉત્કંઠા થઇ આવી.

નિપુણપ્રસાદ તો બેઠક અને ઇનામોની ગોઠવણ કરવાનાં કામમાં રોકાએલો હતો. તેણે પોતે પણ તેને યોગ્ય લાગેલા તેટલા અગ્ર ગણ્ય ગૃહસ્થોનું લિસ્ટ તૈયાર કર્યું હતું. તેમજ બીજા બે ત્રણ જણા તરફથી પણ લિસ્ટો આવ્યાં હતાં. એ બધાં લિસ્ટો ઉપરથી એક ચોખ્ખું લિસ્ટ તૈયાર કરી આમંત્રણો મોકલવાનું કામ નિપુણપ્રસાદે માથે લીધું હતું. તે કામ તેણે ઉદયકાન્તને સોંપી કોઇનું નામ બેવડાઇ ન જાય તેની સાવચેતી રાખવાની સૂચના કરી. ઉદયકાન્તની ઉપરોક્ત ઉત્કંઠાને આમ થતાં ફળીભૂત થવાનો લાગ મળવાનો સંભવ જણાયો. તેણે તેની વિદ્યાર્થી અવસ્થાની અપ્રમાણીક ચાલાકી અહીં આજે ઘણા દિવસે અજમાવી. લીસ્ટના મધ્યભાગમા કોઇ સીધી નજરે ન જોઇ શકે તેવે સ્થળે તેણે તેનું પોતાનું નામ ઘુસેડી દીધું. ચોખ્ખું લિસ્ટ તૈયાર થતાં બીજાં કાચાં લિસ્ટ ફાડી નાખવાનાં હતાં તેથી તેનું નામ કોનાં કાચાં લિસ્ટમાં હતું તે ચોકસ થઇ શકે તેમ નહોતું. તેમજ તેની જવાબદારી પણ કોઇના ઉપર રહી શકે તેમ નહોતું. આવી ચાલાકી વાપરવી એ ઉદયકાન્તને કાંઇ કઠિન કાર્ય નહોતું. એમાં તો તે વિદ્યાર્થી અવસ્થાથીજ કુશળ થઈ ગયો હતો. આવી રીતે ચાલકી વાપરી તે એક અગ્રગણ્ય ગૃહસ્થોની સ્થિતિમાં આવી ગયો.

---

# પરિચ્છેદ ૪ થો.

## ચિંતા અને પ્રાપ્તિ.

આવાં જાહેર સંમેલનો તેણે કોઇ દિવસ દીઠાં નહોતા તો તેમાં ભાગતો ક્યાંથીજ લેવા પામ્યો હોય! સંભાવિત ગૃહસ્થો સાથે તેમના સરખા દરજાના માણસ તરીકે જઇ બેસવા માટે તેની પાસે કપડા પણ નહોતાં. તેમજ તેમની સાથે કેવી રીતે વર્તવું એ પણ તે જાણતો નહોતો

તેનામાં હિમ્મત અને ભીતિ વચ્ચે લડાઇ થવા લાગી. બધાં માણસો એક સરખાં હોતાં નથી. કેટલાકને વર્તવાની પણ ગમ હોતી નથી; દરેક મનુષ્યમાં કાંઇકને કાંઇક ખામી હોય છેજ. કટલાક સારી રીતે વર્તી જાણે છે તો તેમને કપડા પહેરવાની ગમ હોતી નથી. આપણને એક વસ્તુ સાથે અનુરાગ તો બીજી સાથે અણરાગ હોય છે. આ ઉદયકાન્તને તો દરેક વસ્તુ સાથે અતિરાગ હતો

તેનું શરીર પુષ્ટ, કદે સાધારણ ઉંચો, વર્ણે સહજ ગોરો પરંતુ દેખાવમાં અપરિપૂર્ણ જણાતો હતો. માથામા વાળ રાખી તેને હોળવા ચોળવામાં તે શોખીન હતો. તેનામા પટીઓ પાડવાની ખુબી ઘણી અલૌકિક હતી. કપડામાં ધોતીઉં, ખમીસ, કોટ અને ફેંટો બાંધતો. પગમાં દેશી બનાવટનાં ત્રણ શેર તોલવાળા લોઢાના ખીલા તથા નાળો જડેલાં સ્લીપર પહેરતો. કોઇ કોઇ વાર તો લીલામમાંથી ખરીદેલ કોલર નેકટાઇ પણ ચડાવતો. આ તેની બાળ ચેષ્ટા અને શ્રીમંતના પુત્રોની નકલ કરવાની ટેવનું લક્ષણ હતું. કપડા હલકી કિમ્મતના– ત્રણ બીના માદરપાટનું ખમીસ, હશ છાપનાં મેલા ડોલનો કોટ, ગામડી જાડાં ધોતીઆં અને જગન્નાથીનો રંગેલો ફેંટો—હતા કપડા હલકી કિમ્મતનાં હતાં પણ કોટ વિગેરેની સીલાઇ ઉત્તમ રાખતો. કોટના ઘાટ શ્રેષ્ટ હોય તોજ તેને ગમતો. કોટના કોલર ટાઇ કોલર બાધવા માટે

ખુલ્લા રખાવતો. કપડાં ઘેર સાબુવતી ધોઇ સાફ રાખતો. ધોબીનુ ખર્ચ પરવડે તેમ નહોતું તથાપિ સ્વચ્છતા અને સુઘડતામાં તે એકો હતો.

બે દિવસ સુધી તો તેણે સંમીલનમાં જવા માટે જોઇતાં યોગ્ય કપડાં વિશે વિચાર ચલાવ્યો. લિસ્ટમાં નામ દાખલ કરતાં તો કરી વાળ્યું પરંતુ હવે તેને તેના માટે પસ્તાવો થવા લાગ્યો. કપડાં વિગેરે ખરીદ કરતાં લગભગ પચાસ રૂપીઆનું ખર્ચ થાય તેમ હતું. સાધારણ રીતે કરે તો પણ ત્રીસથી તો કોઇ રીતે ઓછું થાય તેમ નહોતું. છેવટે તે એક ભવાન લાલા એન્ડ બ્રધર્સ નામની દુકાને ગયો. આ લોકો દરજી અને મોચીનો ધંધો ચલાવતા હતા. કપડાં શીવવા સાથે દરેક જાતનાં કપડાં તથા ફેન્સી સ્ટોર રાખતા: બૂટ વિગેરે શીવવા સાથે વિલાયતી પણ રાખતા. આ લોકો દુકાનમાં કબાટ, મેજ વિગેરેનો સારો ભપકો રાખતા. આ પેઢીનો શેઠ જે સામાન્ય રીતે ભવાન મીસ્રી તરીકે ઓળખાતો હતો તે ઘણોજ હસમુખો અને મળતાવડા સ્વભાવનો હતો. તે જાતનો મોચી હતો. તેની રસના પણ ઘણીજ મધુરતાવાળી હતી. આવો ધંધો કરનારાઓમાં જો આવા ગુણ ન હોયતો તેનો તેમનો ધંધો ફતે હમંદ રીતે ચલાવી શકતા નથી. આવા ગુણો વગર ઘરાકોને સમજાવી રાજી કરી તેઓ પોતાનું કામ સાધી શકતા નથી. આ પેઢી રંકથી તે શ્રીમંત સુધી લોકપ્રિય થઇ પડી હતી. તે દુકાને જેને જોઇએ તેવું મળતુ. ઉદયકાન્તને ભવાન મીસ્રી સાથે સારો મેળ હતો. તેનાં કપડાં તે ત્યાંજ બનાવરાવતો.

પોતાનાં સારાં કપડાં માટે છેવટ તેની દૃષ્ટિ ભવાન મીસ્રી ઉપર ઠરી. તેણે મીસ્રીને ઢાળવાનો વિચાર કર્યો. આ વિચારથી પ્રમુદિત અને ઉત્તેજીત બની તે તેની પેઢી તરફ જવા ઉપડયો.

ભવાન મીસ્રી આ વખતે આગળના હોલમા ખુરશી ઉપર બેસી બીડીની લિજ્જત લેતો હતો. ઉદયકાન્ત ગયો એટલે પરસ્પર વિનય વિનિમય કરી મીસ્રીએ તેને બાજુમાં પડેલી એક ખુરસી ઉપર બેસાડયો.

"મારે આજે તમારૂં કામ પડયું છે," ઉદયકાન્તે શરૂઆત કરી. "કેમ, શું કામ છે?"

"મારે એક ચાઇના સિલ્કનો કોટ, ઉમદા છીંટનું ખમીસ, બંગાળી પોતનું સુંદર કિનારીવાળું ધોતીઉં, બેંગલોર ટોપી, એક ડબલ

કાલર, રેશમી નેકટાઇ રેશમી રૂમાલ અને એક મોજાંની જોડ જોઇએ છીએ. બધાં કાલે બપોર સુધીમાં તૈયાર જોઇએ.

ભવાન મીસ્ત્રી બહુજ ચકોર, વિચક્ષણ, દક્ષ અને કાર્યસાધક હતો. તેણે જાણ્યું કે આમાં લગભગ પચીસ કે ત્રીસ રૂપીઆનું બીલ થશે. આને પગાર તો રૂપીઆ દશનો મળે છે. કોઇ દહાડો તેણે જો કે માહરપાટ વગર પહેર્યું નથી તો પૈસા ક્યાંથી આપશે ?

" હાલ કામનો ભરાવો એટલો બધો છે કે ઘડીભરની પણ નવરાશ મળતી નથી મુદત બંધી બહાર ગામનો ઓર્ડર છે. તે કામ પુરૂં થાય ત્યાં સુધી બીજું કામ હાથ ઝલાય તેમ નથી. ઘણાં ઘરાકોને હમણાં થોભવાનું કહેવું પડ્યું છે. તમને પણ તેમ કરવામાં કાંઇ અડચણ આવશે ? " વિચક્ષણ મીસ્ત્રીએ તેને માઠું ન લાગે અને પોતાનો અર્થ સરે એમ નમ્રતા સાથે કહ્યું.

હૃદયકાન્તે નિશ્વાસ નાખ્યો તે પણ તેના જેવોજ વિચક્ષણ હતો. તે મિસ્ત્રીનો ભાવ સમજી ગયો પરંતુ કાંઇ ઉપાય ચાલે તેમ નહોતો. ઉપાયને માટે તે ઉંડા વિચારમાં પડી ગયો.

" તમને છોકરીઓની હાઇસ્કૂલમાં ભરાવવાના મેળાવડામાં જવાનું આમંત્રણ છે કે નહિ ? " આખરે ઉપાય શોધી. તેણે પ્રશ્ન કર્યો.

" ના, મને નથી; તમે તો જવાના હશો ? મીસ્ત્રીએ સામો પ્રશ્ન કર્યો.

" હા; ત્યારેજ આ કપડાંની જરૂર પડી છે ને ! તમને આવી. સભામાં બેઠક મળે તો રાજી થાઓ કે નહિ ? "

" ઘણા એ થઇએ: પરંતુ અભિમાની ગૃહસ્થો અમને ગણત્રીમાં લેજ શાના, જાતના મોચી થયા એટલે પાપ કર્યું. હલકી પંક્તિ જ્ઞાતિના ઠરાવી અમને આવાં સામાજીક કામોમાં કોણ ઉભા રહેવા દે છે ? ખાનગીમાં તો ઘણા ગૃહસ્થો અમને પોતાને ત્યાં જમવા કરવા બોલાવે છે, એક લક્ષાપતિ ભાટિયા શ્રીમંત સાથે દર વર્ષ મહાબ્લેશ્વરની મોજ પણ અમે અમારા ધંધા ધાપા અને ટીલાંટપકાંથી કરીએ છીએ જાહેરમાં તેજ શ્રીમંત મ્હોટો ડોળ કરે છે. ફાળામાં રકમો ભરાવ્યે શુરાપુરા ! અમે ગમે તેટલી રકમો ફાળામાં ભરીએ તો પણ આવા જાહેર મેળાવડાઓમાં ભાગ લેવાને ભાગ્યશાળી ન થઇએ ! ફાળા આવે છે ત્યારે

ઘણુંએ ન ભરીએ એમ થાય છે પરંતુ સાગ માણુસો આગ્રહ કરે એટલે છુટકો ન થાય," મીર્ઝા ખરા ભાવથી બોલ્યો.

ઉદયકાન્ત તે સમજી ગયો. ને મનમાં ઘણોજ ખુશી થયો અને ધારવા લાગ્યો કે-"હાં, હવે લાગ આવ્યો છે મીર્ઝાજી અમસ્તા હાથમા નહિ આવે ! લાગે છે તો પુરેપુરી ઉત્કટ ગરજ ! હવે સપડાવુ." આવો વિચાર કરી તે વ્યક્ત રીતે બોલ્યો--"હું તમને એ સભામાં બેઠક અપાવું તો ?

"તમે કહો તેમ કરૂં"

"તો મે કહેલી વસ્તુઓ ઉપરાંત એક સુંદર વિલાયતની શુઝની જોડી અને રૂપીયા પાંચ રોકડા આપશો ? મારે વધુ જોઇતુ નથી."

"હા, તૈયાર છું.'

આ કરારથી બેય જણા સંતુષ્ટ થયા. મીર્ઝાને કોઇ દહાડો સ્વપ્નમાં પણ ન લાવી શકાય તેવો અલભ્ય લાભ મળવાનું થયું અને ઉદયકાન્તને વગર મુલ્યે કપડાં વિગરે મળવાનો લાભ થયો.

"વારૂ ત્યારે કાલે સવારે એ બધુ તૈયાર જોઇશે. હું તમારા માટે ખુરશીના નંબરની ચીઠ્ઠી લાવીને આપુ ત્યારે તમારે એ બધાં મને આપવાં."

"બહુ સારૂ," એટલુ કહી મીર્ઝાએ તેનું માપ લઇ લીધું.

ઉદયકાન્તે પોતાના નામની માફક મીર્ઝાનું નામ પણ ઘુસાડી દીધું અને તેના નબરની ચીઠ્ઠિ કરી ખીસામાં રાખી પેઢીએ ગયો. વખત ઠરાવેલો હતો તેથી મીર્ઝા આતુરતા સાથે તેનાં આગમનની માર્ગ પ્રતિક્ષા કરતા બેઠા હતા. તેની નજીકમા એક ટેબલ ઉપર ઉદયકાન્તથી વસ્તુઓનું પાર્સલ, શુઝની પેટી અને રૂપીઆ પાંચ રોકડા પડયા હતા.

ઉદયકાન્તે જઇને પેલી ચીઠ્ઠિ ખીસામાથી કાઢી મીર્ઝાના હાથમાં મૂકી. મીર્ઝા એથી ઘણોજ હર્ષપૂર્વક પ્રફુલ્લ થઇ ગયો અને ઉદયકાન્તનો ઉપકાર માનવા સાથે ટેબલ તરફ આંગળી કરી.

"કરાર મુજબ તમારો સામાન તૈયાર છે. તે લઇ લ્યો." એમ બોલ્યો.

ઉદયકાન્તે પાર્સલ તોડી કોટ તથા ખમીસનો ઘાટ વિગેરે જોઈ લીધાં અને અજમાયશ દાખલ પહેરી પણ જોયાં તે બરાબર બંધ બેસતાં થયાં હતાં એથી પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો. ઉદયકાન્તે તેનું ફરી પાર્સલ કરાવ્યું અને તેને આંગળીએ વડે, શુઝની પેટી બગલમાં અને રૂપીઆ પાંચ ખીસામા લઈ ત્યાંથી રવાના થયો. ત્યાંથી એક બીજી ફેન્સી ચીજોની દુકાને ગયો અને ત્યાંથી અત્તર, સેન્ટ, સાબુ વિગેરે ખરીદ કર્યાં. તેમાં ત્રણ રૂપીઆ ખર્ચ્યાં અને બાકી રૂપીઆ બે ખીસામાં બચત રહ્યા.

---

# પરિચ્છેદ ૫ મો.

## પિછાણ.

**સંમીલન** સાંજના પાંચ વાગ્યે ભરાવાનું હતું. ઉદયકાન્ત જમી અને અગીઆર વાગ્યે ઓફીસે ગયો. તેના ગયા પહેલાં નિપુણપ્રસાદ આવી ગયેલો હતો. વકીલ ટેબલ ખુરસી વાપરતો. ટેબલના જમણા પડખે નજીકમાં કાયદાનાં પુસ્તકો ભરેલો કબાટ રાખતો. લૉ રીપોર્ટ્સ વિગેરે માટે સામે મોટો કબાટ ગોઠવેલો હતો. દફતરના કાગળો કારકૂનની ઓફિસમાં અભેરાઇ કરી હતી ત્યાં રહેતા કેટલાક ખાસ જરૂરી અને વારંવાર વપરાતા પોતાના ટેબલના ખાનામાં રાખતો. તેની આફીસનું કામ લગભગ અંગ્રેજી ઠબમાં ચલાવાતું હતું. નિપુણપ્રસાદ કારકૂન ઉપરાંત એક પટાવાળો પણ રાખતો. મ્યૂનિસિપાલિટિનું કામ કરતો હોવાથી નજીવા કેસોમાં હાથ ન ઘાલતાં તેવા ગ્રાહકોને બીજા સાધારણ વકીલો જે તેના આશ્રિત હતા તેમની પાસે મોકલી આપતો. આથી તેઓ તેને ઉપકૃત રહેતા અને મોટા કેસો તેની પાસે લઇ આવતા. ઉદયકાન્ત પહેલાં ખાસ કારકૂન રાખેલો નહોતો તેથી તેવું કામ આવા આશ્રિત વકીલો કે કોર્ટોના ઉમેદવારોથી કરાવી લેતો. તે લોકોને નકલો વિગેરે કરવાની તેની ગ્રાહક પાસેથી સારી ફી અપાવતો. તેની વાર્ષિક આમદાની લગભગ દસ હજાર રૂપીઆની હતી. ગરાસીઆના જમીન સંબંધી કેસોમાં તે બહુ ફાવતો. તેની ફીનો દર પણ ભારે હતો—એક રોજના દોઢસો કે બસો રૂપીઆ. જેવું લાકડું તેવું છોડ પાડતો.

પ્રાચિપુર, વિપુલનગર નામનાં ત્રણ કરોડ રૂપીઆની ઉપજવાળાં દેશી રાજ્યના એકસોથી મ્હોટા મહાલનું શહેર હતું. તેની નીચે બસેં ગામડાં હતાં અને તેની વડી ન્યાય કોર્ટના તાબામાં બીજા બે મહાલો પણ આવેલા હતા. પ્રાચિપુરની વડી ન્યાય કોર્ટ ચાર ન્યાયાધીશોની બનેલી હતી. એક મુખ્ય જજ અને બીજા જજ કહેવાતા. વકીલોને માટે શહેર જો કે બહુ મોટું નહોતું તથાપિ વિસ્તૃત ક્ષેત્ર હતું. અહીંની વડી કોર્ટમાં ત્રણ મહાલનું કામ હોવાથી ન્યાય સંબંધી કામ બહુ રહેતું.

આ શીવાય બે મેજીસ્ટ્રેટોની કોર્ટ હતી અને તે ઉપરાંત રાજ્યનાં બીજાં ખાતાં—પોલીસ, રેવીન્યુ. મિલિટરી, જગલ અને કૃષિ, કેલવણી, ટ્રેઝરી, જાહેર બાંધકામો વિગેરેની ઑફીસો હતી. આ રાજ્યની વ્યવસ્થા ઘણીજ ઉત્તમ પ્રકારની અને લગભગ સર્વાંગે સરકારને મળતી હતી

ઉદયકાન્તે કાર્યાલયમાં આવી તેની જગ્યાએ બેસી મેજ ઉઘાડો તેમાંથી કામના કાગળો કાઢયા. ગઇ કાલે સાંજે વકીલે તેને એક અપીલનો મુત્સદ્દો આપ્યો હતો. તે આજે તૈયાર કરી કોર્ટમાં રજુ કરવાની હતી તથી લખવા બેઠો. એવામાં વકીલે તેને બોલાવ્યો. તે ગયો અને ટેબલ સામો ઉભો રહ્યો ટેબલ ઉપર બીડેલા કાગળનો એક થોકડો પડેલો હતો. તે તરફ આંગળી કરી વકીલ બોલ્યો. "આ લ્યો સહુને તમે જાતે જઇને આપી આવજો. લિસ્ટના બધા નામોવાળાને આમંત્રણો તો અપાઇ ચુકયાં છે ને?"

"હા, જી."

"આ ચીઠ્ઠીયો પહોંચાડયા બાદ શેઠાણી પાસે જજો. તેમની આમાં ચીઠ્ઠી છે ત આપવા સાથે મોઢેથી પણ કહેજો કે તમની ઇચ્છા મુજબ વખત ફેરવી તે વિશે બધાને ખબર અપાઇ ગયા છે. કહેજો કે એ બાબતની ચીઠ્ઠીયો તમે પોતેજ બધાને આપી આવ્યા છો. આ ચીઠ્ઠીયો એ બાબતની છે."

"બહુ સારૂં, સાહેબ," કહી ઉદયકાન્તે કવરો હાથમાં લીધાં અને બહાર આવી ટેબલ વિગેરે બંધ કરી ચીઠ્ઠીયો આપવા ચાલ્યો ગયો.

આ ચીઠ્ઠીયો રાજ્ય ધિકારીઓ, મ્યૂનિસિપાલ કાઉન્સીલરો, સુધરેલા અગ્રગણ્ય પુરૂષો ઉપર મોકલવામાં આવી હતી. બધેય ચીઠ્ઠીયો આપવા જવાથી ઉદયકાન્ત તે બધાને ઓળખી શકયો. છેવટ શેઠાણીને ત્યા ગયો.

શેઠાણી આ વખતે જમીને પોતાના દિવાનખાનામાં હીંડોળા ઉપર બેસી હીંચતાં હીંચતાં ન્યૂસપેપર વાંચતાં હતા. પોતે ગયાની ખબર કહેવરાવી રજા આવતાં તે શેઠાણીનું નિરીક્ષણ કરવાનો અત્યારે તેને ખરેખર અપૂર્વ અને અલભ્ય લાભ મળ્યો. દિવાનખાનું આધુનિક સુધરેલી ઢબથી ખુરશીઓ, મેજ, કોચ, સોફા, કબાટ, તકતા, ચિત્રો વિગેરેથી શણગારેલું હતું. ખાટ નજીક પડેલી એક બેન્ટવૂડની ખુરશી

ઉપર બેસવાની શેઠાણીએ તેને આંગળી વડે ઇસારત કરી અને પોતે તેણે આપેલી ચીઠ્ઠી વાંચવા લાગી. શેઠાણીએ કાગળ વાંચી તેના સામુ જોયું એટલે ઉદયકાન્ત વિનયપૂર્વક બોલ્યો "ચીઠ્ઠી ઉપરથી આપના જાણવામાં આવ્યું હશે. તે બાબતની તમામ ચીઠ્ઠીયો હુ બધાને મારી જાતે આપી આપ હજુર આવ્યો છું."

ઉદયકાન્તમાં કુદરતી રીતે વાક પટુતા હતી તેનાં વિનય-વિવેક ભર્યાં શુદ્ધ સ્વરવાળાં વચનો સાંભળી શેઠાણીની દૃષ્ટિ તેના તરફ આકર્ષાઇ. તેણી ઘડીભર તેના સામું તાકી રહી પોતાને એ બાબતની ખબર—ભાન નથી એવો ડોળ કરી ઉદયકાન્ત દિવાનખાનાનું નિરીક્ષણ કરવા લાગ્યો. આ ચિત્ર લગભગ ત્રણેક મીનીટ સુધી રહ્યું.

"બહુ સારૂં તેમને મારા સલામ કહેજો અને કહેજો કે મારા ગયા પહેલાં બધી તૈયારી થઇ ગયેલી જોઇ હું ઘણીજ ખુશી થઇશ," શેઠાણી આખરે બોલી.

"બીજો કાંઇ હુકમ, બાઇ સાહેબ?" ઉદયકાન્તે જતાં જતાં વિનય કર્યો.

"નો, થેન્કસ (ના, ઉપકાર). તમે એક ચાલાક અને વિનયી તરૂણ જણાઓ છો. તમને જોઇ મને બહુજ આનંદ થાય છે." શેઠાણીએ સ્મિત પુરઃસર ઉત્તર દીધો.

પ્રતિ સ્મિત કરી ઉદયકાન્ત આગળ બોલ્યા વગર ચાલ્યો ગયો.

શેઠાણીએ ઉદયકાન્તમાં સ્રી વ્યકિતનો ભાવ જગાડયો તે ભાવમાં એક મુગ્ધ, કેળવાએલી અને દર્શનીય કુમારિકાએ વધારો કર્યો. તે કુમારિકા આ કન્યાઓની હાઈસ્કૂલમાં સ્હાયક શિક્ષક હતી: તેણીનું નામ તરલાકુમારી હતું. તેણીનો પિતા પ્રાચીપુરના શહેર માજીસ્ટ્રેટની કચેરીનો શિરસ્તેદાર હતો પરંતુ અવળા ધંધાને લઇ તેને ગામ છોડી ચાલ્યું જવું પડયું હતું. આથી તરલા એકલીજ હતી. તરલાને સંગીત કળાનો બહુ શોખ હતો. તેવીજ રીતે આ લ્હેરી—લાલ લોક ઉદયકાન્તને પણ હતો. તે ઉત્તમ ગાયનો બહુ સારા સ્વર અને ઢાળથી ગાતો. આ ગાયનો તે * "રાગસ્તાન" નામના પુસ્તકમાંથી શીખ્યો હતો. તરલાને ફીડલ બજાવતાં સારી રીતે આવડતી. ઉદયકાન્ત

* "રાગસ્તાન" ૧૫૦૦ રાગ રાગણીનો સંગ્રહ રૂ. ૧—૮—૦.

હાર્મોનીઅમ જાણતો હતો તેથી ફીડલ શીખવાનો પણ તેને શોખ થયો. તરલા પોતાને ઘેર ગૃહસ્થની છોકરીઓને ફીડલ બજાવતાં શીખવતી. તરલાને ઉદયકાન્ત તરફથી ગાયનો શીખવાનું અને ઉદયકાન્તને તરલા તરફથી ફીડલ શીખવાનું મળતું. ઉદયકાન્ત તેના ઘેર કે ઓફિસે ન હોય ત્યારે અહીંજ હોવાનો સંભવ રખાતો. અત્યાર સુધી તે તરલાને ત્યાં જતો તે માત્ર શીખવા શીખાવવા માટેજ હતું પરંતુ શેઠાણીએ તેનામાં ઉપરોક્ત ભાવ જગાડયા પછી તેની માનસિક સ્થિતિમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. ધીમે ધીમે તે તરલા સાથે ગાઢ પરિચિત થયો. તેની પાસે તે આનંદની વાતો કરતો. નાટકોના દેખાવ વર્ણવતો. પાત્રોના હાવભાવ અને વાકચાતુર્ય ઉપર ટીકા કરતો. તરલાનો ભાવ પણ હવે તેના પ્રત્યે જુદા પ્રકારના થવા લાગ્યો હતો. ઉદયકાન્ત તરલાના સ્વભાવનો નિરદોષ રીતે અભ્યાસ કરતો હતો. જેમ જેમ અભ્યાસ આગળ વધતો ગયો તેમ તેનામાં મહિલા વ્યકિત પ્રતિ ઘણોજ ઉમદા ભાવ જાગૃત થવા લાગ્યો. સંસારમાં સ્ત્રીની ઉપયોગીતા જાણતાં તે શીખ્યો. તે હવે સંસારમાં સ્ત્રીઓને આવશ્યક સ્થાન હોવાનું માનવા લાગ્યો. એક બીજા ઉપર જાગૃત થયેલો ભાવ તે બેયજણાં બરાબર સમજતાં પરતું વ્યકત કરવાની હિમ્મત કરી શકતાં નહિં.

તરલાની અંગ્રેજી બોલવાની છટા ઘણી સારી હતી તેવીજ રીતે ઉદયકાન્તની પણ હતી. આથી પણ તેમનામા સારો મેળ થયો. બેય જણાં મળતા ત્યારે ભાગ્યેજ સ્વભાષા વાપરતાં, બેઉને અંગ્રેજી ભાષા ગમતી. તરલાને નવલકથાઓ વાંચવાનો શોખ ઘણો હતો તેથી પોતાને ત્યાં અંગ્રેજી તેમજ ગુજરાતી નવલકથાઓનો જથ્થો સારો રાખતી. ઉદયકાન્ત તેનાં પુસ્તકો વાંચવા લઇ જતા.

અત્યારે ઉદયકાન્ત શેઠાણી પાસે થઇ તેની ઓફિસે જતો હતો. રસ્તે જતાં વચમાં તરલાનું ઘર આવતાં પાણી પીવાનાં મિષે તેણીના ચંદ્ર સરખા મુખનું દર્શન કરવાની લાલચે તે ત્યાં ગયો. આ વખતે તરલા તેને ત્યાં શીખવા આવતી કુમારિકાઓને સંગીતના પાઠ આપતી હતી. એક કન્યા ફીડલ લઇ હમણાંજ તરલાએ શીખવેલી આ ગત પાઠે કરતી હતી.

## માંડ—કવ્વાલી.

હઠ છોડ સખી ચલ સંગ મોરે તોહે કાના આજ બુલાવત હય.
ઇતતો તુમ બયઠી માનકીયે, ઉતતો મોહન ઘબરાવત હય–હઠ૦
નહિ તુમ બીન વાકો ચયન પડત, નહિ ખાન પાન કછુ ભાવત હય;
મોર મુગુટ કછુ નાહિ પહેનત, નહિ અંગ સુગંધ લગાવત હય–હઠ૦
નહિ ધેનુ ચરાવત જાય સખી, નહિ બન્સી નાદ સુનાવત હય:
અયસો હીઓ તેરો કઠન ભયો, તોહે લાજ શરમ નહિ આવત હય–હઠ૦
જાકો જોગી જન ધ્યાન ધરત. બ્રહ્માદીક નાદ સુનાવત હય;
અયસે પ્રભુકો તું ભુલ ગઇ, વો તકસીર માફ કરાવત હય–હઠ૦

ઉદયકાન્તને આવતો જોઇ તરલા સ્વસ્થ થઇ બેઠી અને તે ઘરમા ગયો એટલે બોલી ; “ અત્યારે ક્યાંથી ? ”

“ કામ હોવાથી નગર શેઠાણી પાસે ગયો હતો. તૃષા લાગતા અહીં ડોકીઉં કર્યું. સભાનો વખત ફેરવી પાંચને બદલે છનો કર્યો છે હો ”

તરલાએ એક કન્યકાને કહેતાં તે કન્યકા જઇને સ્વચ્છ, શીતળ જળનો એક ઉંચો જર્મન સિલ્વરનો પ્યાલો (ટમ્બલર) લઇ આવી. ઉદયકાન્તે પાણી પી તે તેણીને પાછો આપ્યો અને માથું ધુણાવી ચાલવા લાગ્યો પરંતુ તરલાએ તેને અટકાવ્યો.

“ હયો, પાન તો ખાતા જાઓ.” એમ કહી તે મુખવાસની પેટી લેવા ગઇ.

પેટી આવતાં તેમાંથી તેણે પાન કાઢી પટી બનાવી મ્હોમાં મૂકી અને ઇલાયચીનો દાણો ફોલતો તરલાના મુખ અને આંખો તરફ ઉંડી દ્રષ્ટિથી તાકી રહ્યો તેણીની આંખોમાં સ્નેહભાવ દ્રશ્યમાન થતો હતો.

“ શું તમે સંમીલનમાં આવવાના છો ? ”

“ હાજતો. અમારે તો મોસાળ વિવાહ અને મા પીરસણે આ આમંત્રણજ અમે કાઢયાં છે એટલે શું અમે અમને પોતાનેજ વિસારી દઇએ કે ? કેમ, તમે આવવાનાં છો કે નહિ ? ”

“ અમે કેમ ન આવીએ ? એ સંમીલનજ અમારા માટે ખાસ છે. તેમાં જેટલો તમારો ભાગ છે એટલોજ અમારો છે ! ”

બેઉ જણાંએ પરસ્પર સ્મિત કર્યું. ઉદયકાન્ત તેનાં નેત્રોમાંથી પ્રેમની ધારા વર્ષાવી તેની સેર તરલાનાં મુખ ઉપર છાંટી ત્યાંથી ચાલ્યો ગયો.

# પરિચ્છેદ ૬ ઠ્ઠો.

## ચોર—દિકરો.

ઉદયકાન્તને સભા માટે કપડાં પહેરી તૈયાર થવામાં પાકા એક કલાકની જરૂર પડી. પ્રથમ સભામાં જવા માટે જોઇતાં યોગ્ય કપડાંનું શું કરવું તેની અને હવે તે કેમ શોભાયમાન—બંધ બેસતી રીતે પરિધાન કરવાં તેની ચિંતામાં તે આવી પડયો. ચાર દિવસ પહેલાં તો કપડાં મેળાવવાની ચિંતામાં હતો અને અત્યારે તે એ કપડાં ધારણ કરતો હતો! તેના ઘરને તેની મા ગ્રામ્ય પદ્ધતિ અનુસાર સ્વચ્છ અને સુઘડ રાખતી.

કોલર નેકટાઇ બાંધવા માટે અરીસાવાળું ટેબલ જોઇએ તે અહીં અત્યારે કયાંથી કાઢે? ટેબલ તરીકે તેને સુવાનો ખાટલો ઉપયોગમાં લીધો. તેની એક ઈસે ટોપીની પેટી મૂકી તેને અઢેલીને અરીસો રાખ્યો. અત્યારે તે કોઇ દિવસ નહિ ધારેલો પોશાક પહેરતો હતો. ચાઇના સિલ્કનો કોટ! સુંદર કેંબ્રીકનું ખમીસ! બંગાળી પોતનું ધોતીઉં! વિલાયતી કોલર અને રેશમી નેકટાઈ! ખીસામાં રેશમી રૂમાલ! કપડાં ઉપર અત્તરનુ લેપન અને સેન્ટનો અભિષેક! મોજાં! વિલાયતી ડોસનની કમ્પનીના શુઝ! બીજા બધાં કરતાં શુઝરૂપી ખડક સાથે તે ચોટી ગયો હતો. તેને શુઝની દોરી બાંધતાં બરાબર આવડતી નહોતી તેથી તે બાંધવામાં ઘણીવાર સુધી મચ્યો. દોરી બાંધતાં ક્યાંથી આવડે? આ શુઝ જીંદગીમાં પહેલ વહેલાં હતાં. દેશી સ્લીપર શિવાય અન્ય પ્રકારના—તેમાંય વળી આવાં ખાસ વિલાયતી ઉપાનોનો તેના પગોને કદિ પણ અનુભવ કે આસ્વાદ મળ્યો નહોતો. તેને મોજાં અને ચડકારી મારતાં વિલાયતી શુઝથી અપૂર્વ અને અદ્દભૂત આનંદ થયો.

આ ઉમદા પોશાક પરિધાન કરી ઉદયકાન્ત સભામાં જવા માટે તૈયાર થયો પરંતુ તેની મા ચીફ જજને ત્યાં તેમની દિકરીને ઝીક ભરતાં શીખવવા ગઇ હતી ત્યાથી હજુ પાછી આવી નહિ. તે ગરીબ—ગ્રામ્ય અને પોતે કમાઇ પોતાનું તથા પુત્રનું ગૂજરાન ચલાવતી માતાને પોતાનો

પુત્ર આજે શ્રીમંત જેવો બની સભામાં જવાનો છે તેની બિલકુલ ખબર નહોતી. તેમજ ઉદયકાન્તે તેને વાત પણ કરી નહોતી. ઉદયકાન્તનાં ઘરથી થોડે દૂર રાજ્યાધિકારીઓ અને અન્ય ગૃહસ્થોની ગાડીઓ ધમધમાટ કરતી જતી હતી. તેમનાં જવાનો અવાજ તેના કાન ઉપર આવતો હોવાથી પોતે મોડો થશે અને આ બધી કરી કમાણી ધુળ મળશે એ ભીતિથી તે બ્હાવરો બન્યો હતો. વધુ ચિંતાતો જગ્યા બુરાઇ જવાની હતી. મોડો જાય અને જગ્યા પુરાઇ ગઇ હોય તો શું કરવું ? વ્હેલો જાય તો ઠીક પડે ત્યાં જગ્યા શોધી લે. આ શહેરમાં સભાની બેઠકોની વ્યવસ્થાનો આજ સુધીનો રિવાજ ગ્રામ્ય–દેશી પદ્ધતિસર હતો. જ્યાં જેને ફાવે ત્યાં ગમે ત્યારે આવીને બેસી જતા. પરંતુ આ સભાનો કાર્યભાર સુધારકના હસ્તક હોવાથી તેવી ગ્રામ્ય અવ્યવસ્થિત પદ્ધતિનો બહિસકાર કરી આમંત્રણના નંબર પ્રમાણે ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. પોતાના નંબરની ખુરશી શિવાય બીજી ખુરશી ઉપર કોઇથી બેસી શકાય તેમ નહોતું. આ નવી વ્યવસ્થાની ઉદયકાન્તને ખબર નહોતી નહિતર જગ્યાના સંબંધમાં તે ઉતાવળો ન થાત. તેતો એમ માનતો હતો કે હમ્મેશની માફક મંદિરોમાં કથા સાંભળવા બેસતાં, નાટકો જોવા બેસતાં વિગેરે પ્રસંગે માણસો જેમ ખુશી ચાહે ત્યાં બેસી જાય છે તેમ અહીં પણ થશે. ના, પરંતુ આ સુધારકોની સભાની બેઠકમાં તેવી અંધાધુધી ચાલે તેમ નહોતી. નાગરિકો આ નવી રીતિથી ટેવાએલા નહોવાથી આ વિશે મોટા અક્ષરથી દ્વારમાં પેસતાંજ વાચી શકાય એવી રીતે એક મોટું પાટીઉં લટકાવવામાં આવ્યું હતું. પાટીઆમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું :—

" સાવચેતી !

"પોતાનાં આમંત્રણનાં નંબર શિવાયની બીજી ખુરશીએ ન બેસવા સભ્યોને સવિનય વિનતિ કરવામાં આવે છે. આ પ્રમાણે ન વર્તનારને પોતે અસ્થાને બેઠા હોય ત્યાંથી ઉઠાડવામાં આવે તો તે કૃત્યને તેમણે અપમાન તરીકે ન લેખતાં તે પ્રતિ ક્ષન્તવ્ય દૃષ્ટિ રાખી પોતાનું નીમેલ સ્થાન લઇ લેવું."

આ પાટિઉં નિપુણપ્રસાદે બેઠકમાં ગોટાળો ન થવા દેવાની આગમચેતી વાપરી તૈયાર કરાવી લટકાવી દીધું હતું. સુધારકો તો

પોતાના નંબરવાળી ખુરશી એજ બેસાય એમ સમજતા હતા પરંતુ જુના સંપ્રદાયવાળા અને આ રીતથી ન ટેવાએલા હોય એવા ગૃહસ્થોને માટે આ ચેતવણીની જરૂર હતી. સભામાં આવનાર બધા કદાચ જુના સંપ્રદાયવાળા હશે પણ અગ્રગણ્ય હતા તેથી અજાણપણાને લીધે તેમણે બેઠક લીધી હોય અને તે તેમની ન હોય તેથી તેમને ત્યાંથી ઉઠાડી બીજે બેસાડવા પડે એ ઠીક નહિં. આવી ચેતવણી આપ્યા છતાં તેમ કરે તો પછી તેમનોજ દોષ ગણાય બેઠકની આવી વ્યવસ્થામાં દૃઢ–ચુસ્ત રહેવાનો નિપુણપ્રસાદનો હેતુ જુના સંપ્રદાયવાળાને સુધારા નીતિ શીખવવાનો હતો

પાંચ, સવાપાંચ અને મીનીટ મીનીટ ગણતાં સાડાપાચ થઇ ગયા તો પણ ઉદયકાન્તની મા ઘેર આવી નહિ ધૈર્ય તજી ઉદયકાન્ત તેની મા ઉપર ચીડાયો તે સ્વગત કેહવા લાગ્યોઃ—

" બળ્યું એનું કામ! જયાં જાય ત્યાં બેસીજ રહે! બધા જાય છે અને હું મોડો થઇશ અને જેના માટે એ આટલો શ્રમ લીધો છે તે મનઃકામના ફળીભૂત નહિ થાય? ડોકરીને અકકલજ નથી!"

આહા! " બળ્યું તેનુ કામ!" કેવો મલીન વિચાર! તે શું અત્યારે ગુસ્સાના આવેશથી ભૂલી ગયો હશે કે તે કામનાજ સારા પ્રતાપ કે પોતે આ અવનિમાં અસ્તિત્વ ધરાવે છે અને આવો પ્રસંગ આવ્યો છે.! તે કામ નહોત તો તેની મા તેને કેવી રીતે ઉછેરીને મોટો કરત? ભણાવત કેવી રીતે? નોકરી અપાવવાની સીફારસ કેવી રીતે થાત? એ કામના પ્રતાપેજ આ નોકરી મળી છે કે જેના અંગે આવી સભામાં બેસવાનું થયું! ખરેખર ક્રોધ ઘણોજ દુષ્ટ છે. આતુરતા અતિશય અનિષ્ટ છે. ક્રોધ અને આતુરતાના આવેશમાં આવી મનુષ્યો પોતાને ભૂલી જાય છે સર્વ પ્રકારનું જ્ઞાન લુપ્ત થાય છે. તેઓ શું કરેછે–શુ કહે છે તેના બિલકૂલ ખ્યાલ રાખી શકતા નથી. આ ઉપરથીજ પ્રજ્ઞ પુરૂષોએ કહ્યુ હશે કે. " શબ્દો ઓષ્ટમાંથી બહાર નીકળે તે પહેલાં તેમના પ્રકારની તુલના કરવી જોઇએ." ખરેખર એમજ હશે. મહાન પુરૂષોનાં વચન અનુભવ સિદ્ધજ હોય છે. તેમને પકકો સ્વાનુભવ થયા પછીજ તેઓ ભવિષ્યની પ્રજાનાં હિતની ખાતર આવાં અમૂલ્ય સુત્રો મૂકતા જાય છે.

વળી દસ મિનિટ વધુ થઇ છતાં પણ તેણી આવી નહિ તેથી વિશેષ ચીડાયો. " ન આવે તો મૂકઇ એ રાંડ! હું તો મારે તાળું વાસીને ચાલ્યો

જશ પછી ભલે બહાર તપતી ! શું મારે તેની સગવડની ખાતર ઉમદા તક ગુમાવવી ? ખોટી થશે પરંતુ કયાં સુધી ? આમ કર્યા વગર તેને સાન નહિ આવે કે પાંસરી નહિ થાય !" આ શબ્દો ઉચ્ચારતી વખતે તેનાં નેત્રોમાં ક્રોધાગ્નિ સ્પષ્ટ મૂર્તિમાન દેખાતો હતો.

આવા ઉદ્દગારો કાઢી રોફથી પણ પછાડી બહાર નીકળ્યો. જો બૂટની સીવણીની દોરી કાચી હોત તો આ પદ પ્રહાર થતાં તે તડોતડ તુટી જાત અને એક થયેલાં પગડાં અને તવીઆં જુદાં થઇ જાત. સુભાગ્યે તે નવા હોવાથી આમ ન બન્યું

આવી રીતે બહાર નીકળી બારણુાંની સાંકળ વાસી તાળું દેતો હતો એવામાં તેની દૃષ્ટિ રસ્તા ઉપર પડી તો તેણે તેની માને દોડા દોડ શ્વાસ ભેર આવતી દીઠી. આ જોઇ તેણે હમણા કાઢેલા ઉદ્દગારો માટે તેને પશ્ચાતાપ થવા લાગ્યો. " અહા ! મેં આતુરતા અને ક્રોધના આવેશથી તેણીને અપમાન ભર્યા અને પુત્રને ન છાજે તેવા શબ્દો વાપર્યા એ કેવી ભૂલ કરી ? તે બીચારીના મારા ઉપર કેવો પ્રેમ છે ? મારે જવું છે માટે મોડું થવાથી તે દોડાદોડ કરતી આવે છે !" તેનાં હૃદયમાં અત્યાર સુધી ઉછળતો ક્રોધ પ્રેમના રૂપમાં હવે બદલાઇ ગયો.

તેની માને જો કે તે જવાનો છે તેની ખબર નહોતી કે તેણી કાંઈ તે કારણુસર શ્વાસભેર દોડી આવતી ન હોતી. તેને આમ કરવાનું કારણ તો બીજું હતુ. તેણીએ કોઇ નવતર માણુસને તેના ઘરનું બારણું બંધ કરતાં દીઠો તેથી તેણીના હોશકોશ ઉડી ગયા હતા. કોઇ ચોર ચોરી કરી જતો હશે એવી ભીતિથી તે દોડાદોડ કરતી આવતી હતી. તેણીને ખબર નહોતી કે આવાં જુદા પ્રકારનાં વસ્ત્રવાળો ચોર નહિ પણ તેણીનો પોતાનોજ પુત્ર હતો. તેણી એમ ન માને તેમા કાંઇ આશ્ચર્ય પ્રદ કે અવાસ્તવિક નહોતું. પુત્રે આવાં વસ્ત્ર પહેરેલાં હોવાથી તેણી તેને ઓળખી શકી નહિ. એવાં વસ્ત્રમાં તેણીએ તેને કદિપણ દીઠો નહોતો કે એવાં વસ્ત્ર તેને છે એવી તેણીને ખબર સરખી પણ ન હોતી. પોતાનો પુત્ર હમેશાં ફેંટો બાંધતો અને અત્યારે તો ટોપી નાખી હતી. વળી કોટ પણ છેટેથી મેલો દેખાતો હતો. તેણીએ ટોપી અને મેલા કોટ પહેરેલાં ઘણાં ભીખારી દીઠાં હતાં તેથી તેણીને ભીખારીનો વ્હેમ આવ્યો. તેણીને દોડતી આવતી જોઇ ઉદયકાન્ત ઉભો રહ્યો. નજીક આવતાં તે સરળ

નિર્દોષ, સુધારાના બીન અનુભવી હૃદયવાળી ગ્રામ્ય વિધવાને અચંબા મિશ્રિત હર્ષાનંદનો પાર રહ્યો નહિ. કપડાં છેટેથી એવાં લાગ્યા હતાં પરંતુ નજીક આવી જોતાં તો તે ઉમદાં અને સુંદર હતા, ત્યાં આવનાં તેણીએ કોને દીઠો? પોતાના પુત્ર ઉદયકાન્તનેજ તો! બીજા કોને જુએ?

ઉદયકાન્તે તેણીને બધી વાતથી વાકેફ કરી તેથી તેણી હર્ષ ઘેલી જેવી થઈ ગઈ, વાત્સલ્ય પ્રેમના ઉભરા આવતાં તેણીએ પુત્રના વારણાં--દુખણાં લીધાં અને ત્યાંથી જલદી આવી સભાનો વૃત્તાંત સંભળાવવાની ઈચ્છા દર્શાવી ઉદયકાન્તે હા પાડી ત્વરિત ગતિમાં ઉપડી ગયો.

# પરિચ્છેદ ૭ મો.



## સંમીલન.



કન્યકા આંગ્લ વિદ્યાલય શહેરના મધ્ય ભાગમાં શરીઆમ રસ્તાઉપર આવેલું હતું. વચમા એક મોટો હોલ અને બે બાજુ બબે એમ ચાર ન્હાના હોલ હતા. આ ચારે હોલ વર્ગવાર નીમી દેવામાં આવ્યા હતા. મ્હોટા હૉલના એક ખુણામા સીલિંગનું પાર્ટીસન ભીડી અધ્યક્ષની ઑફીસ કરવામાં આવી હતી. શિક્ષણ આપવા શિવાયના વખતમાં હેડ માસ્તર એ ઓફિસમાં બેસી હાઇસ્કૂલ સબંધી પરચુરણ લખાણ વિગેરેનું કામ કરતા. મોટા હોલને બેય બાજુ વિશાળ ઓશરીઓ હતી. મકાનને ફરતું કમ્પાઉન્ડ પણ વિશાળ અને લોખંડની જાળીથી બનાવેલું હતું. કમ્પાઉન્ડની અંદર સુંદર બગિચો હતો. નગરશેઠાણી બગિચાના બહુ શોખીન હતાં અને તેમનુ અહીં પ્રબળ હોવાથી તે શોખ અહીં સુધી પણ આવી પહોંચ્યો હતો કમ્પાઉન્ડનું સિંહદ્વાર પત્થરના ચોરસ સ્થંભ અને તેમના ઉપર સુંદર કમાનથી બનાવેલું હતું. આ કમાનો ઉપર વચમાં અને બે છેડા ઉપર એક એક ફેન્સી ફાનસો મૂકેલા હતાં અને કમાનને બાઝેલી પુષ્પલતાઓ દરવાજાની અનુપમ શોભામાં વૃદ્ધિ કરી રહી હતી. વિદ્યાલય પાકા ચોરસ પત્થરથી બાંધેલું હતું. છાપરા ઉપર માંગલોરી નળીઆં હતાં. અંદરના ભાગમાં ઉંચે આકાશ રંગી છાપેલાં લોખંડનાં પતરાંની છત અને નીચે ચોરસ પત્થરની લાદી જડેલી હતી. દિવાલો પણ આછા નીલા રંગથી આચ્છાદિત હતી. હવાને છુટથી આવવા જવા માટે ચોતરફ વિશાળ અને ઉન્નત ગોખ મૂકવામાં આવ્યા હતા. મકાનના ચાર ખુણા અષ્ટકોણાકાર બનાવેલા હતા. મકાન ઉત્તરાભિમુખે હતું.

આજની સભાની બેઠક વચલા મોટા હોલમાં ગોઠવવામાં આવી હતી. હોલના પશ્ચિમ તરફના છેડાં ઉપર પૂર્વાભિ મુખે બેસી શકાય

તેવી રીતે નગરશેઠાણી વિગેરે અગ્રેસરોને માટે એક ઉંચી બેઠક બનાવવામાં આવી હતી. તેની બાજુમાં ખુરશીઓની ઓળો ગોઠવવામાં આવી હતી. એક બાજુ રાજ્યાધિકારીઓ માટે અને બીજી બાજુ ગૃહસ્થો માટે નીમવામાં આવી હતી. ઉંચી બેઠક ઉપર એક સુંદર મખમલ જડેલો પાચ જણ બેસી શકે તેવડો લાબો કોચ અને તેની સામે એવડુજ સુંદર મેજ ગોઠવવામાં આવ્યું હતુ. મેજ ઝીકથી વચમાં એક ગોટા અને કોરે વેલીઓ ભરેલાં મખમલનાં આસ્તરણથી આચ્છાદિત કરવામાં આવ્યું હતું. મેજ ઉપર ઇનામ ગોઠવી દેવામાં આવ્યાં હતા. આ ઉંચી બેઠક ઉપર શેઠ, શેઠાણી અને ચીફ જજ સાહેબ સ્થાન લેવાનાં હતા બાકીના બધા નીચેની ખુરશીઓમાં બેસ-વાના હતા. દરેક ખુરશીને તુરતજ દેખાઈ આવે તેવી રીતે પીઠનાં પાટીઆં ઉપર નંબરની પતાકડીઓ ચોડવામાં આવી હતી. ભોંયતલીએ ભારે કિમ્મતી શેત્રંજીઓ બીછાવી દીધી હતી. હૉલમાં દાખલ થતાંજ દેખાઇ આવે એવી રીતે સામેની ભીંતે મનુષ્યના પુરા માપનું હાથમાં વીણા ધારણ કરેલી અને મયુર ઉપર વિરાજિત થએલી સરસ્વતી દેવીનું ઉત્તમ કારીગરીવાળું કિમ્મતી ફ્રેમમાં જડેલું ચિત્ર હતું. એ ચિત્રના ચિતારાને જ્યારે તેણે તે પ્હેલ વ્હેલું ચિતરી પ્રદર્શનમાં મૂક્યું ત્યારે તેને તેની કારીગરીના ઇનામ તરીકે એક હજાર રૂપીઆ ઉપરાંત સુવર્ણનો ચાંદ મલ્યો હતો. એ ચિત્ર એવું આલ્હાદક અને અલૌકિક કૃતિવાળું હતું કે જોતાં તે ચિત્ર છે એ ભૂલી જઇ દેવી સાક્ષાત્કાર હોય એમ ભાસ થતો હતો. આ અહીં ચોડેલ મુળ ચિત્રની નકલ હતી. આ ઉપરાંત હૉલમાં એવાં બીજાં ઘણાં સુંદર, ઉમદાં, રમ્ય, ચિત્તાકર્ષક અને બોધક ચિત્રો લટકાવેલાં હતાં. તે શિવાય કેટલાંક મહાન નરનારીઓનાં ચિત્રોની પણ હાર હતી. એક તકતામાં કાચ ઉપર સુંદર સુવર્ણ રંગના અક્ષરોથી નીચેના શબ્દો અંકિત કરવામાં આવેલા હતા:—

"Lives of great men all remind us;
We can make our lives subline"*

* સઘળા મહાન પુરૂષોનાં જીવન-ચરિત્રો આપણને યાદ આપે છે કે આપણું પણ આપણા ચરિત્રો તેમના જેવા ઉચ્ચ કરી શકીએ.

વિદ્યાલય જો કે તેના પોતાના ગૌરવ ભર્યા દેખાવ અને ફરતા ઉદ્યાનથી અતિશય શોભાયમાન હતું છતાં તેમાં વૃદ્ધિ કરવા ખાતર તેને ધ્વજા, પતાકા વિગેરેથી શણુગારવામાં આવ્યું હતું.

ધીરે ધીરે સહુ આવતા જતા હતા. પોતાની બેઠક કોઇ લઇ જશે એવી કોઈને ચિંતા રાખવાની આવશ્યકતા નહોતી તેથી કેટલાક બેઠકો ઉપર બેઠા હતા અને કેટલાક ઓશરીઓમાં ઉભા ઉભા ગપ્પાં સપ્પાં મારી કાળ વ્યતિત કરતા હતા. શેઠ, શેઠાણી અને ચીફ જજ શિવાય સર્વ આવી ગયા હતા. ઉદયકાન્તના ગયા પછી થોડીવારે શેઠ તથા ચીફ જજ આવી પહોંચ્યાં. ચીફ જજ સાથે હોવાથી શેઠાણી શેઠ સાથે એક ગાડીમાં બેસવાનાં નહોતાં એકલા હોય ત્યારે તો પતિપત્ની સાથે બેસવામાં હરકત ન માનતા પરંતુ બીજા કોઇ હોય ત્યારે શેઠાણી એટલી મર્યાદા રાખતા.

નગરશેઠાણી વસન્તલલિતા ઇતર બાબતોમાં જેવા ચોકસ હતાં તેવાંજ વખત સાચવવામાં બેદરકાર હતાં. વખતની તેમને કિંમત નહોતી એમ નહોતું એક પળ સરખીએ વ્યર્થ ગાળતાં નહોતાં પરંતુ નીમેલ વખતનાં ચોકસપણાં ઉપર જેવી જોઇએ તેવી ચીવટ ન રાખતાં. એક કામમા પડે તો બીજાં કામ માટે નીમેલો વખત આવે પણ તેની ચિંતા ન રાખે આટલું દુષણ તેમની હામ-દામ અને ઠામવાળી સ્થિતિને અંગે હતું આથી તે ગમે તેમ કરે તો તેમને ચાલતું.

શેઠાણી સાહેબાની રાહ જોતા સઘળા સભ્યો સૌ સૌને ગમે તેમ મ્હાલતા—વિહરતા હતા. ઉદયકાન્ત સામેના ન્હાના હોલમાં કન્યકાઓ સાથે તરલા હતી ત્યાં જઇ તેની સાથે આનંદાલાપ કરતો હતો. એક બે બીજા તરૂણ ગૃહસ્થો પણ તેની સાથે ભળ્યા હતા. નિપુણપ્રસાદ તો કામની ધામધુમમાં નજરેજ ચડતો નહોતો.

વખતના કરવતને ચાલતાં વાર લાગતી નથી. મિનિટ મિનિટ કરતાં સવાછ થયા પરંતુ નગરશેઠાણી હજુ આવ્યાં નહિ. ઇનામો તેમના પોતાનાજ હાથથી વ્હેંચવાના હતાં. વખત તો તેનું ચકકર ફેરવતોજ જતો હતો અંધારા પહેલાં કામ ન થઇ રહે તેમ લાગતાં શેઠે વિચાર કરી સભાનું કામ આરંભવાની દરખાસ્ત મૂકી જે ચિંતાતુર-ઉંચા નીચા થતા સભ્યો તરફથી આભાર સાથે સ્વીકારવામા આવી.

સુંદર વસ્ત્રાભૂષણોથી પરિહિત થયેલી કોમળાંગી કુમારિકાઓ સામેના હોલમાંથી આવી બેઠકની વચમાં ખાલી રાખેલી જગ્યામાં ઉભી રહી, શિક્ષક તરીકે તરલા સાથે હતી. તરલાએ ઉમદું પોલકું અને આછા ગુલાબી રંગની ઝીણી વેલી ભરેલી કિનારીવાળી રેશમી સાડી પહેરી હતી, તે કન્યાઓના અગ્ર ભાગે ચાલતી આવેલી હતી. કન્યકાઓએ હારબંધ ગોઠવાઇ જઈ આખી સભાનાં ઓવારણાં લીધાં. બાદ છ કન્યાઓની એક હાર ઉંચી બેઠક તરફ મુખ રાખી ઉભી રહી. તરલા સહજ દૂર ઉત્તરાભિ મુખે ઉભી હતી. તેણીના હાથમાં સુંદર રેશમી રૂમાલ સહુના જોવામાં આવતો હતો.

કન્યકાઓએ તરલાની રૂમાલની ઈશારતથી પ્રથમ " સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઇશ્વરા " એ રા. નૃસિંહરાવભાઈનું મંગળાચરણ ગાયું. તે પુરૂં થતા ત્રણ ઉત્તરાભિ અને ત્રણ દક્ષિણાભિ મુખે ઉભી રહી. ત્યાર પછી તરલાએ રૂમાલ વડે ઇશારત કરી તો સામેના હોલમાંથી બીજી ચાર નાની બાળકીઓ આવીને રંગ ભૂમિ ઉપર ઉભી રહી તેમણે પણ એક સુંદર અને બોધક ગરબો ગાયો. ઇસારત થતાં પેલી ચાર નાની કન્યકાઓ ત્યાંથી ચાલી ગઇ. ત્યાર પછી પેલી છ કન્યકાઓએ એક બોધક અને રસિક અંગ્રેજી અને એવોજ એક ગુજરાતી સંવાદ કર્યો. કન્યાઓના તીણા મંજુલ સુર અને આ સંવાદ કરનારીઓની બોલવાની છટાથી સભાજનો બહુજ રંજીત થયા અને હર્ષના પોકાર તથા શિક્ષકોને ધન્યવાદ આપવા લાગ્યા. આટલું થઇ રહ્યા પછી તરલાની ઇશારતથી બીજી છ કન્યાઓ આવીને ઉભી રહી અને બધીઓએ મળી સુંદર—મધુર ગરબો ગાયો. પછી કન્યકાઓ ધનુષ્યાકાર ઉભી રહી અને નર્મદ કવિ કૃત "જય જય ગરવી ગૂજરાત" નું ગીત ગાયું. તે પુરૂં થઈ રહેતાં તરલા સહિત સહુ સામેના હોલમા ચાલ્યાં ગયાં. આખી સભામાં તાળીઓનો અવાજ થઇ રહ્યો.

હજુ સુધી પણ શેઠાણી આવ્યાં નહિ. થોડી વાર રાહ જોઈ તો પણ તેમને આવવાનું ન મળે નામ કે નિશાન. અંધારૂં થવા આવેલું હોવાથી શેઠના હાથથી ઇનામો વ્હેંચવાનું શરૂ થયું. શરૂઆત થયા પછી થોડી વારે શેઠાણી આવી પહોંચ્યાં તેમણે આવીને શેઠ અને ચીફ જજની વચમાં શેઠને ડાબે પડખે સ્થાન લીધું. મોડું થવાને માટે તેમની ગાડીનો ઘોડો ઘણા દિવસથી વગર છોડયો રહેલો હોવાથી તેણે

તબેલામાં તોફાન મચાવી મૂકતાં ગાડી જોડતાં વાર થઈ એમ કહી માફી માગી. ઇનામોની વ્હેંચણી તો શરૂજ રહી. શેઠાણી શાંત મુદ્રાથી બેસી બધું જોવા લાગ્યાં. કેટલાક સભ્યોતો તેમના સામુંજ તાકી રહ્યા હતા. તે પોતે અને તેમણે અત્યારે પહેરેલાં ભારે કિમ્મતી અને ઉમદાં વસ્ત્રાભૂષણો સર્વનાં ચિત્તનું આકર્ષણ કરે તેવાં હતાં. ચીફ જજ સાહેબનો શેઠાણીએ અત્યારે લગાવેલાં અત્તર અને કપડાંપર છાંટેલા સેન્ટની વાસથી ઘરાઈ ગયા.

સભ્યોમાં અંદરો અંદર વાતચિત થવા લાગી કે શેઠાણી હવે આવી પહોંચ્યાં છે તો તે વ્હેંચે તો શું ? ઘણા આ મતને મળ્યા પરંતુ વચમાં પડી બોલી તેવી સૂચના કરવાની કોઈ હિમ્મત ધરાવી શકતું નહોતું. ઉદયકાન્તે તેવી દરખાસ્ત મૂકવાનું બીડું ઝડપ્યું તે ઉભો થયો અને તેણે નીચે પ્રમાણે બોલવાનું શરૂ કર્યું:—

" નામદાર શેઠ સાહેબ, શેઠાણી સાહેબ, ચીફ જજ સાહેબ અને અન્ય સભ્યોઃ—

ચાલતા કામમાં દખલ પહોંચાડી હું જે બોલવાની હિમ્મત ધરાવું છું તેને માટે મને માફ કરશો. હું હેતુ વગર બોલવા ઉભો થયો નથી; તેમજ હું કેટલાક સભ્યોની વતી બોલવા ઉભો થયો છું. આ સભાનું પ્રયોજન કન્યાઓને આપણાં નામવર્ય શેઠાણી સાહેબના પોતાના હાથથી ઇનામો વ્હેંચવાનું છે પોતે અનિવાર્ય કારણને અંગે મોડાં થવાથી તે વ્હેંચણીનું કામ શરૂ થઇ ચુક્યું છે પરંતુ પોતે હવે પધાર્યાં છે તો નિર્માણાનુસાર તેમના ઉદાર હાથથી ઈનામો વ્હેંચાવાની હું દરખાસ્ત મૂકું છું."

છેટેથી એક બીજા સભ્યે ઉભા થઇ તેની દરખાસ્તને અનુમોદન આપ્યું.

તેની દરખાસ્ત સ્વીકારાઈ અને શેઠાણીના ઉદાર હાથ કન્યાઓને વ્હાલથી ઇનામ આપવા લાગ્યા. કન્યાનું નામ પુછી હેડમાસ્તર તેને મળવાનું ઇનામ શેઠાણીના હાથમાં મૂકતા અને શેઠાણી કન્યાને આપતાં. શેઠાણીએ કહ્યું કે કન્યાઓને ઉંચે બેઠક સુધી આવવામાં મહેનત પડે છે માટે તેમને જો નંબરવાર ઉભી રાખવામાં આવે તો પોતે નીચે ઉતરી તેમની કને જઇ થોડીક મીઠીમીઠી વાતો કરી ઈનામ વ્હેંચી આપશે

અને વળી તેમ કરવાથી વખતનો પણ સારો બચાવ થઇ શકશે. આ ઉપરથી જેને પ્રથમ રંગભૂમિ તરીકે વાપરી હતી તે ખાલી જગ્યામાં કન્યકાઓની હાર કરવામાં આવી. ઈનામ લઇ છોકરીઓ એક પછી એક ખશતી જતી હતી અને પછવાડે બીજીને માટે માર્ગ થતો જતો હતો આવી રીતે ઇનામ વ્હેંચતાં વૃદ્ધ હેડમાસ્તરને વધુ શ્રમ પડે તેમ હોવાથી ઉદયકાન્ત ઉઠવાની હિમ્મત ભરવાનું સાહસ વ્હોર્યું અને વૃદ્ધ હેડમાસ્તરને બેસી જવાનું કહી તે કામ પોતે બજાવવા લાગ્યો શેઠાણીએ તેને ઓળખી તેના સામે સ્નેહ ભર્યું સ્મિત કર્યું અને તે પોતાને મદદ કરતો હોવાથી ખુશી થયાનું જણાવ્યું. ઉદયકાન્તે તે માટે ઉપકાર બતાવ્યો.

આથી આ તરૂણ જે અત્યાર સુધી સભાને અજાણ્યો હતો–ફક્ત થોડાકજ તેણે ઓળખતા–તેની સાથે શેઠાણીને આવી દીર્ઘ પરિચય હોય તેવી રીતે છુટથી વાત કરતાં જોઇ સહુ વિસ્મય પામ્યા. એ કોણ છે એમ ધીમે સ્વરે અંદરો અંદર પ્રશ્નોત્તર થયા. કોઇએ તેને ઓળખવાની હા પાડી નહિ. જે ઓળખતા તેમને તો તેને ઓળખવાની અત્યારે જરૂર નહોતી, નિપુણપ્રસાદે તેને ઓળખી કાઢયો. તેને આવી રીતે વર્તતો જોઇ તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે દરખાસ્ત મૂકતી વખતે ચાલતાં કામમાં દાખલ પહોંચાડવાની માફી માગી હતી. તે નિપુણપ્રસાદ શિવાય બીજાઓએ તો આપી હતી નિપુણપ્રસાદ મનમાં ખોરવાયો હતો કારણકે તેણે તેને આવા ભપકાદાર પોશાખમાં ગૃહસ્થોની વચ્ચે સમાન દરજ્જાનો થઇ બેઠેલો જોયો. એટલુંજ નહિ પણ તેણે ઉભા થઇ દરખાસ્ત મૂકીને જોયું અને વળી અત્યારે શેઠાણીને મદદ કરતાં જોયો તે કદાચ નિપુણ-પ્રસાદના કારકૂન તરીકે અહીં આવી શકે ખરો પરંતુ આવી રીતે ભપકો મારી ગૃહસ્થના સમાન દરજ્જાવાળો થઇ વચમાં બેસે તે તેના શેઠને ફાવ્યું નહિં તે ખુણે ખોંચરે ભરાઇ બેઠો હોત કે ઉભો રહ્યો હોત અને તેના શેઠની દૃષ્ટિ મર્યાદમાં આવ્યો હોત તો તેને કાંઈ માઠું લાગત નહિ પંરતુ આતો તેણે પોતાની સમાન સ્થિતિ ભોગવતો જોયો. અને વળી એધુરામાં પુરૂં આવો આગળ પડતો ભાગ લેતાં જોયો. એ તેનાથી સહન થઇ શકયું નહિ. ઉદયકાન્તને ઓળખનારા બીજાઓને તો કાંઇ લાગ્યું કર્યું નહિ; તેમણે તો તેના દરજ્જા કે અત્યારનાં વર્તનનો વિચાર સરખો પણ કર્યો નહિ કે તેમ કરવાની દરકાર પણ કરી નહિ. તેમણે સમુદ્રપેટ રાખ્યા પરંતુ નિપુણપ્રસાદનું ખાબોચીઆં જેવું

પેટ છલકાયા વગર રહ્યું નહિ. જો તે ઉદાર વૃત્તિવાળો હોત તો પોતાના કારકૂનને આવી રીતે જોઇ તેણે ઉલટું ખુશી થવું જોઇતું હતું અને તેમાં પોતાનું માન લેખું કરવું જોઈતું હતું. નિપુણપ્રસાદ ઉદયકાન્ત જે ખુરશી ઉપર બેઠો હતો તેના નંબરનો વિચાર કરવા લાગ્યો. તેણે આમંત્રણોનું લિસ્ટ કાઢી જોયું તો તેજ નંબર ઉપર તેમાં ઉદયકાન્તનું નામ હતું આમંત્રણ કોને અપાયાં હતાં તે તો તે જાણતો હતો. છતાં ઉદયકાન્તનું નામ તેમાં કેવી રીતે દાખલ થવા પામ્યું ? લિસ્ટ ઉપર દૃષ્ટિ કરી તે આ વિચાર કરવા લાગ્યો તો તેણે લિસ્ટના છેડા ઉપર પેલો ભવાન મીસ્રીનું નામ દીઠું અને બેઠકમાં દૃષ્ટિ ફેરવતાં ભવાન મીસ્રીને પણ બેઠેલો જોયો. આ બેયનાં નામ હોવાની તેને બિલકૂલ સ્મૃતિ નહોતી, તેમજ તે બેયજણા આ સભામાં આવી રીતે ભાગ લેવાને લાયક પણ નહોતા (તેની દૃષ્ટિમાં) છતાં તે લોકો કેવી રીતે આવવા પામ્યા તેનો તે વિચાર કરવા લાગ્યો અને મનમાં ઉદયકાન્ત ઉપર બહુજ ગુસ્સો થઇ ગયો પણ સભાની વચમાં તેનાથી કાંઇ કરી શકાય તેમ નહોતું

મીઠાઇ અને ઈનામ વ્હેંચાઇ રહ્યા, બાદ સભામાં અત્તર ગુલાબ છાંટી પાનસોપારી વ્હેંચવામા આવી. આ વખતે પણ ઉદયકાન્તે આવી ગુલાબદાની લઇ સુગંધી જળ છાંટવાનું કામ બજાવ્યું તે નિપુણપ્રસાદ પાસે ગયો તો તેણે તેને ગુસ્સામાં દીઠો. વધુ ચીડવવાની ખાતર તેણે તેના ઉપર ઝાઝો છંટકાવ કર્યો. વકીલના ગુસ્સામાં તેથી અગ્નિમાં તલ રેડાયાની માફક વૃદ્ધિ થઈ. ઉદયકાન્ત પણ આવા પ્રકારની ચેષ્ટાઓ કરવાવાળો હતો. તે બિલકૂલ બેતમા હતો.

સભા વિસર્જીત થઇ ગઇ. જતાં જતાં શેઠાણીને સલામ કરતાં તેણી તેને કહેતી ગઇ કે તેણે પ્રસંગોપાત તેણીની પાસે જવું આવવું અને કાંઈ કામકાજ હોય તો કહેવું. શેઠાણીની એના ઉપર તેની ચાલાકી જોઈ કુદરતી રીતે મહેરબાની થઇ આવી હતી. આ મહેરબાનીથી તે બહુજ આનંદમાં આવી ગયો અને નિપુણપ્રસાદના ગુસ્સાની દરકાર પણ રાખવા ન લાગ્યો. શેઠાણીની મહેરબાની સામે વકીલનો ગુસ્સો તેના મનમાં કાંઈ હીસાબમાં નહોતો. આજથી તેનું ભાવી બદલાયું હોય એમ તેને લાગ્યું.

---

# પરિચ્છેદ ૮ મો.

## શેઠ શેઠાણીની સલામે.

ઉદયકાન્ત બીજે દિવસે વખતસર ઑફીસે ગયો. નિપુણપ્રસાદ આજે હમ્મેશ કરતા મોડો આવ્યો હતો. અત્યાર સુધી તે ટાઉનહૉલમાં રોકાયો હતો. હમ્મેશની માફક ઑફિસનું કામ કરવામાં આવ્યું પરંતુ ઉદયકાન્તનાં ગઈ કાલના સાહસકર્મ વિશે નિપુણપ્રસાદ કાંઇ બોલ્યો ચાલ્યો નહિ તો પણ તેની દૃષ્ટિમાં આજે વક્રતાનો ભાસ જણાતો હતો; તે હમ્મેશની માફક કૃપા ભરી દૃષ્ટિ નહોતી. તેણે મુદ્રા પણ ભારેખમ રાખી હતી. ઉદયકાન્ત તેનો દેખાવ અને ભાવ કળી ગયો પરંતુ તેના ઉપર તેણે એક તણખલા જેટલુ પણ લક્ષ આપ્યુ નહિ કે પરવા રાખી નહિ.

ઑફિસનો વખત થઇ રહેતાં ઉદયકાન્ત બહાર નીકળી નિપુણ-પ્રસાદની મુદ્રા અને દૃષ્ટિનો વિચાર કરતો તેના ઘર તરફ જતો હતો. જતાં રસ્તામાં શેઠની હવેલી આવી તેથી તેણે ધાર્યું કે—“ લાવ્યને શેઠાણી સાહેબાને સલામ કરતો જાઉં. આપણા ઉપર તેમની અમી-દૃષ્ટિ થઇ છે તો તેનો લાભ લેતાં ન ચુકવું વકીલ સાહેબની અકૃપા થઈ છે તો તે વ્હેલા મ્હોડા ગોવાગરી પાંણિચું આપ્યા વગર નહિ રહે. તેમ થશે તો આ સાહેબા કામમાં આવશે. ”

તે ત્યાં ગયો તો ડેલીમાં અંદરનો નોકર મલ્યો. તેને શેઠાણી ઘેર છે કે કેમ તે વિષે પુછી ઉત્તર હકારમાં મળતાં અંદર ગયો.

શેઠાણીનાં દિવાનખાના તરફ મેડી ઉપર ગયો તો બહાર ઓશરીમાં શેઠ ખાટ ઉપર બેઠા બેઠા હીંચતા હતા અને શેઠાણી એક વિરામાસનમાં બેઠાં હતાં. તે બેય જણાં વાતો કરતાં હતાં અને ઉદયકાન્તે ત્યાં જઇને બેઉને સલામ કરી બાદ શેઠાણીની ઇશારતથી તેણીની નજીકમાં શેત્રંજી ઉપર બેઠો.

“ કેમ આવ્યા છો ? ” શેઠે પ્રશ્ન કર્યો.

"સહજ આપને સલામ કરવા. અહીં થઈને નીકળ્યો તો ધાર્યું કે સલામ કરતો જઉં."

"તે તમારા મિત્ર નિપુણપ્રસાદ વકીલના કારકૂન છે. ગઈ કાલે તેમણે મને સારી મદદ કરી છે. બહુ ચપળ જણાય છે. અંગ્રેજી વાતચિત પણ ઘણી છટાથી કરે છે. ગઇ કાલે મેળાવડામાંથી આવતી વખતે મેં તેમને અહીં અવારનવાર આવતા જતા રહેવા કહ્યું હતું. મને આવા પ્રોમિસિંગ (ભવિષ્યમાં વધુ સારા થવાની વકી આપતા) તરૂણો ઉપર બહુજ સ્નેહ આવે છે. મને તેવાઓને ઉત્તેજન આપવાનું બહુજ ગમે છે. વિનયી અને વિવેકી પણ સારા છે." વસન્તલલિતા ઉદયકાન્તને ઓળખાવતી બોલી.

"હાલનો જમાનો એવો છે કે આવું વર્તન રાખ્યા વગર જુવાનીઆઓને છુટકો નથી. અમારા જેવા જુના જમાનાવાળાને તો ઠીક–જે બોલીએ તે પાંસરૂં. અલબત્ત વિનય અને વિવેક એ મનુષ્યનું ઉત્તમ પ્રકારનું ભૂષણ છે. ચપળતા વગર આ જમાનામાં કોઇ બદામ પણ આપે નહિ," શેઠ બોલ્યા.

વસંન્તલલિતા આધુનિક સુધારાના સંસ્કારવાળી હતી. આ સંસ્કારોને તે તેમનો સારો ઉપયોગ કરી દીપાવતી. સ્ત્રી વ્યકિતની ઉન્નતિમાં, તેમને નૈતિક, ધાર્મિક, સાંસારિક શિક્ષણ આપવાની યોજનાની હિમાયતમાં, સંસારમાં સ્ત્રીની પદવીને ચડાવવામાં તે આગળ પડતો ભાગ લેતી. દરેક સ્ત્રીઓમાં બ્હેનચારો થાય તેવો પ્રસંગોપાત ઉપદેશ કરતી. અન્ય સામાજીક કાર્યોમાં પણ એટલીજ હોંશથી ભાગ લેતી. અલબત તેણીની આવી હરવા ફરવા, બેસવા ઉઠવા, બોલવા ચાલવા, અને સર્વ વ્યકિત સાથે છુટથી પરિચય રાખવાની રીત જુના જમાનાની સ્ત્રીઓ વખોડતી પરંતુ તેથી માઠું લગાડયા વગર તેનો ઉલટો સવળો અર્થ લઇ—તેમનાં અજ્ઞાનને માટે તેમની દયાખાઇ તેમને બતાવી આપવા માટે પોતાનાં જીવનને ધર્મ, નીતિ અને ઉચ્ચતાનો આબેહુબ આદર્શ બનાવવા ઇચ્છી પૂર્ણ ખંતથી પોતે માથે લીધેલું સુધારાનું કાર્ય ચલાવતી જતી હતી. ખરા સુધારાવાળી સ્ત્રીઓનાં જીવન કેવાં સુખમય અને ઉચ્ચ હોયુ છે તેનો અનુભવ જુના જમાનાવાળીઓને થાય એમ તે પ્રયાસ કરતી હતી. તેમજ પોતે કેવા પ્રકારનો સુધારો કરવા ઇચ્છે છે એ પણ સહુને સમજાવતી. આજ કાલ સુધા-

રાના નામે જે કુધારા થઇ પડયા છે તેથી લોકોને આવા સુધારામાં એકદમ શ્રદ્ધા બેસે તેમ નહોતું. વાત પણ સાચી છે એવા સુધારકોયે કરી પણ એવુંજ મૂકયું છે. શેઠાણી કહીને નહિ પણ કરીને બતાવતી એટલે તેનો સુધારો ધીમે ધીમે વધતો જતો હતો. તેનું ચારિત્ર બહુજ માનનીય અને સ્તુતિપાત્ર હતું. નિષ્કલંકતા તેની અસર બેસાડયા વગર રહેતી નથી. તેમ શેઠાણીનું ઉમદા ચારિત્ર તેની અસર બીજી સ્ત્રીઓ અને પુરૂષો ઉપર બેસાડતું હતું. તે કિમતી કપડાં પહેરતી છતાં તેમાં ઉચ્છંખલતા કે ઢબનો ફેરફાર નહોતો. પોતાની જ્ઞાતિમાં માન્ય રખાતો પોશાક—સાડી, પોલકાં પહેરતી. પગમાં મોજાં અને સ્લીપર કે શુઝ પહેરતી એટલો વધારો હતો. એથી કાંઇ નૈતિક બગાડો કહેવાય નહિ. સુધારામાં કહીએ તો માત્ર જાહેર કામોમાં છુટથી ભાગ લેતી, પરિચિત હોયતો તો ઠીક પરંતુ અપરિચિત પુરૂષો સાથે પણ વાતચિત કરવામાં બાધ ન રાખતી એ હતું. સુધારાને નામે પોશાકમાં, ખાવા પીવા, જીવન, ચારિત્ર, વર્તન વિગરેમાં જે ભયંકર કુધારા થયા છે તે બધાથી તો તે વિરૂદ્ધ હતો. તેનો સુધારો દેશની સામાજીક, સાંસારિક, આર્થીક, ધાર્મિક અને નૈતિક ઉન્નતિ—પ્રગતિ કરવાનો હતો. બેશક તે ધર્મના નામે ચલાવતા ઢોંગની તરફેણમાં નહોતી. તેને દર્શન કરવા જવાને બ્હાને સહેલ મારવા જવાનો શોખ નહોતો. **ઢોંગી અને દુષ્ટ મહારાજો*—ધર્મ ગુરૂઓને અવળે માર્ગે વાપરવા માટે લક્ષ્મી આપવા કરતાં પ્રજાહિત કે સમાજહિતનાં કામોમાં તે સારી મદદ આપતી.** તે વિષ્ણુ સંપ્રદાયની હોવાથી લક્ષ્મી તેને બહુજ બ્હાલી હતી તેથી તેની બ્હાલી લક્ષ્મી ખરાબ રસ્તે વપરાય એ તેને પાપ સમ લાગતું. ગરીબ માણસોને અન્ન, વસ્ત્ર, આપવામાં, નિરાધાર વિધવાઓને ખાનગી રીતે મદદ આપવામાં, દરદથી પીડાતાંને ખાવાનું તથા ઔષધોપચાર કરવામાં, રાજ્ય અને પ્રજા વચ્ચે વફાદારી

---

*વલ્લભ સંપ્રદાયી મહારાજોનો મ્હોટો ભાગ કેવા ઢોગી–વ્યભીચારી અને વિષયના કીડા છે તે માટે વાંચો "**મહારાજ લાયબલ કેસ**" મા મુબઇની હાઈ કોર્ટમા પડેલ જુબાનીઓ અને **સર જોસફ આરનોલ્ડનો** તે કેસનો ચુકાદો **નવી આવૃતી કીં. રૂ. ૨–૦–૦**

વળી તેઓ વ્યભીચાર ઉપરાંત ચોરી પણ કરવાનો ધંધો લઇ બેઠા છે તે માટે વાંચો વિઠલેશજી મહારાજનો "**બેંગી કેસ**" જેમા શ્રી વિઠલેશજીને પાંચ વર્ષની જેલ યાત્રાએ જવું પડયું છે અને તે એક "પકકો ચોર" સાબીત થયેલ છે નવી આવૃતી કીં. રૂ. ૧–૪–૦

અને પ્રેમ રહે તેવાં કાર્યોમાં, કેલવણીમાં, દેશના ઉદ્યોગ હુન્નર અને કૃષીની ખીલવણી કરવામાં, નિરાધાર છોકરાઓને પાળી, પોષી, ઉછેરી, વિદ્યા આપી અને ધંધે લગાડવામાં, જળનાં સાધનો તૈયાર કરવામાં, અને બીજાં અનેક લોકોપયોગી અને પરમાર્થી કામોમાં ઘણીજ ઉમદા મદદ આપતી.

તે શેઠને સમજાવીને કહેતી કે–"આપણને ઇશ્વરે આવી ઉચ્ચ સ્થિતિ સાથે અઢળક લક્ષ્મી આપી છે. વાર્ષીક ઉપજ પણ બે સુમાર આવે છે આ બધો આપણા ગત ભવનો પ્રભાવજ સમજવો. ગત ભવમાં સારાં કાર્યો હશે તેથીજ આ ભવમાં આવું મળ્યુ છે અને આ ભવમાં કરશું તો વળી આવતા ભવમાં આથી વધારે પામશું. આવાં લોકોપયોગી અને પરમાર્થી કાર્યોમાં પૈસા આપવા એજ શાસ્ત્રોએ કહેલું સુપાત્રે દાન છે."

શેઠ તેણીનું કથન સર્વથા માન્ય રાખતા. તેણી જે કરતી તેમાં કદિ પણ વચમાં ન આવતાં તેણીને ઉદાર હાથે લક્ષ્મીનો ઉપયોગ કરવા દેતા. શેઠાણીનું વર્તન, જીવન અને વચન તથા મન એવાં પવિત્ર હતાં કે સહુને તેમની પવિત્રતાની અસર થતી. તેણી આખાં નગરમાં દુર્ગા તરીકે પૂજાતી અને સન્માન પામતી. તેણી પ્રભુ ભક્તિમાં નિષ્ઠ, નિજ કર્તવ્ય પ્રતિ આસક્ત અને આચાર વિચારમાં નિષ્કલંક હતી.

થોડીવાર બેસી ઉદયકાન્તે જવાની રજા માગી જે વસંતલલિતાએ સ્મિતપૂર્વક આપી. વિનય કરી તે ત્યાંથી ગયો.

રસ્તે જતાં ઉદયકાન્તે તરલાને ત્યાં પણ ડોકીઉં માર્યું. તરલા અને ઉદયકાન્ત પહેલે દહાડે પાણી પીવા ગયો ત્યારે તેને જેણે પાણીનો પ્યાલો લાવી આપ્યો હતો તે બાલિકા બેઠાં બેઠાં સાક્ષર શ્રી નૃસિંહરાવભાઈની "કુસુમમાળા" વાંચતાં હતાં. તે બાલિકા પ્રાચિપુરના એક ઇજનેરી ખાતાનાં મોટા મોટા કંટ્રાકટ કામ રાખનાર વિમળલાલની શીરિષકુંવર નામની એકની એક આત્મજા હતી. તે હાલ અંગ્રેજી ચોથું ધોરણ ભણતી હતી અને તરલા કને સંગીત શીખવા આવતી. તરલા સાથે તેને બ્હેનપણીનો સંબંધ થઈ ગયો હતો. તેમની સાથે સાક્ષરશ્રીનાં કાવ્ય કૌશલ્ય અને તેમાં રહેલાં સૌંદર્ય ઉપર થોડીવાર વિવેચન કરી પોતે તાજી વાંચેલી તેમની "મત્સ્યગંધા અને શાંતનુ" ની કવિતા બોલી સમજાવી અને શીરિષના નિર્દોષ હાથથી બનાવેલી પાનની પટી ખાઇ તરલાને કાલે મળેલી સોનેરી સાડી જોઇ તેથી રાજી થઇ સ્મિત સાથે માથું ધુણાવી ત્યાંથી ચાલતો થયો અને તે બેઉ મુગ્ધાઓનાં હૃદયોમાં અનેરા પ્રકારના ભાવની છાપ પાડતો ગયો.

# પરિચ્છેદ ૯ મો.

## વકીલ અને ઘરાક.

વસન્તલલિતાની ઓળખાણ અને આવી મમતાએ ઉદયકાન્તને નવો ઉત્સાહ અને નવું બળ અર્પવા સાથે માણસ બનાવ્યો. આખુંય શહેર આથી ચકિત થયું અને તેને સાહસિક અને હિમ્મતવાન ગણવા લાગ્યું. ઉદયકાન્ત પણ પોતાને એવો હોવાનું માનતો. આથી તે આનંદ મગ્ન રહેતો અને જે બને છે તે બધું સારાને માટે થાય છે એમ માનતો. તે શાંત અને ખુશમિજાજી થઇ ગયો હતો. તે વિશ્વને વિશ્વ તરીકે ન માનતાં એક કલ્પદરૂમ તરીકે ગણવા લાગ્યો અને એ વૃક્ષને થોડા સમયમાંજ મેળવવાનો વિચાર કરવા લાગ્યો. કલ્પ વૃક્ષ સહજ તેની દૃષ્ટિ મર્યાદા બહાર હતું પરંતુ તે આશા રાખતો હતો કે તેની શોધ કરી ત તેને થોડા વખતમાંજ પકડી પાડશે. તે કોઈ અપૂર્વ બનાવ બનવાની રાહ જોતો હતો, તેની માર્ગપ્રતીક્ષા વ્યર્થ નહોતી.

આગળ બતાવેલો જાહેર બનાવ બન્યા પછી ચોથે દહાડે નિપુણપ્રસાદ સાંજે તેની ઓફિસમાં બેઠો હતો. તે વખતે એક ગ્રહસ્થ તેની પાસે આવ્યો. ઉદયકાન્ત તેને સારી રીતે ઓળખતો હતો કારણ કે તે પ્રસંગોપાત આવતો. તે તેના શેઠનો ખટાઉ ઘરાક હતો. તે વિપુલનગરમાં રહેતો પરંતુ પ્રાચિપુરથી બે માઇલ દૂર દરિયો હોવાથી આ બંદરમાં વ્યાપાર વણજ અને કામધંધો એટલો બધો વધી પડયો હતો કે બહાર ગામથી આવેલા વ્યાપારીઓ, ધંધાદારીઓ, મજુરો વિગેરેને રહેવાને માટે ઘર મળતાં નહોતાં. શહેરમાં ભાડાંના દર બહુજ વધી ગયા હતા. ગરીબ લોકોને ભાડાંની મુશીબતમાંથી દૂર કરવા આ ગ્રહસ્થે શહેર બાહાર એક સપાટ મેદાન રાખી આખું પરૂં વસાવ્યું હતું. આ પરાંને તે ગ્રહસ્થનું પોતાનું નામ એટલે "ચીમન બાગ" નામ આપવામાં આવ્યું હતું, તેણે એક લાઇનમાં આગળ પાછળ ત્રણ ત્રણ ખંડવાળાં

લગભગ પાંચસો ભાડુતો રહે તેટલાં મકાન બંધાવ્યાં હતાં. આ ઘરો તેમાં રહેનારાઓમાં સામાન્ય રીતે "ઓરડીઓ" તરીકે ઓળખાતાં. જાળીવાળી ઓશરી અને તેની પછવાડે નાના ખંડ એવી આ ઓરડીઓની રચના હતી. તે બધી ઓરડીઓને નંબર લગાવ્યા હતા. ચીમનબાગ અને ઓરડીનો નંબર લખવાથી ટપાલના કાગળોપણુ વગર ભુલે બ્હેંચવામાં આવતા. આ ઓરડીઓમાં સાધારણુ અને મજુર સ્થિતિનાં માણુસો રહેતાં. સો ઓરડીનો એક એમ પાંચ બ્લોક પાડવામાં આવ્યા હતા. અકેકી ઓરડી દીઠ માત્ર એક રૂપીઓજ ભાડું લેવામાં આવતું. બે, અઢી ત્રણુ જેટલા ધારે તેટલા રૂપીઆનો દર કરી શકાય તેમ હતો પરંતુ આ ઓરડીઓ ગરીબ માણુસોને ખાસ મદદ કરવાની ખાતરજ કરેલી હોવાથી એક રૂપીઓ નામનો દર રાખ્યો હતો. માલેકને જો કે આથી છ ટકાનું વ્યાજ ઘણીજ ખુશીથી પેદા થતું એટલે તે વધુ લોભ રાખતો નહિ. તેની આટલી સખાવત પણુ કાંઇ ઓછી પ્રશંસનીય ન ગણાય; કારણુ કે તેને મકાનોની અછતને અંગે વીસ ટકા જેટલું વ્યાજ પણુ પડી શકત પરંતુ તેણે તે પ્રતિ બિલકૂલ લોભવૃત્તિ રાખી નહોતી. આ બધા મકાનોને ભાડે આપી ભાડું ઉઘરાવવાનું કામ તેણે નિપુણુ-પ્રસાદને હસ્તક તેને પોતાનો પ્રતિનિધિ–વકીલ નીમી સોંપ્યું હતું. વકીલ ભાડાંનો હિસાબ છ છ કે ત્રણુ ત્રણુ મહિને મોકલી આપતો. તેની મ્હેનત બદલ તેને ભાડાંની જુમલે ઉપજ આવે તેમાંથી દસ ટકા મળતા. આથી વકીલને દર માસે રૂપીઆ પચાસ મળતા. એ કામ એક દસ રૂપીઆનો કારકૂન કે છ રૂપીઆનો પટાવાળો કરતો તેથી વકીલને ઘણોજ સારો નફો રહેતો. વગર મહેનતે એટલા પણુ તેને શું ખોટા લાગે! ઓરડીઓની માગણી ઉપર માગણી આવતી હોવાથી એકે ઓરડી ખાલી રહેવા પામતી નહિ. કેટલાકને તો ઓરડીની અછતથી નિરાશ થઇ જવું પડતું કારણુ કે ખાલી હોય ત્યારે મળે ને?

આવી પાંચસો ઓરડીઓ બનાવ્યાં છતાં ગામમાં મજુરો તેમજ સાધારણુ ધંધાદારીઓને મકાનની બહુ તાંણુ પડતી અને ઓરડીઓમાં ખીચોખીચ માણુસો રહેતાં. તે લોકોની આવી હાડમારીની વાત નગર-શેઠાણીના કાને પહોંચતાં તેણીએ પણુ તે લોકો પ્રતિ અનુકમ્પા લાવી ઉપરોક્ત ઢબમાં પણુ જરા વિશાળ અને ફરતાં વાળાનાં કમ્પાઉન્ડ અને સ્થળે સ્થળે થાંભલાવાળી બત્તીઓ અને કમ્પાઉન્ડની અંદર ચાર કુવાની

સગવડના વધારા સાથે એવા પાંચ બ્લોક બનાવ્યા. ભાડુતો આટલી વધુ સગવડ હોવા છતાં સરખુંજ રાખ્યું હતું. આ ઓરડીઓની માગણીઓ તો પેલી કરતાં પણ વધુ આવતી કારણ કે ત્યાં કરતાં અહીં સગવડ વધારે હતી. નગરશેઠાણીની આ ઓરડીઓ "વસન્તબાગ" તરીકે ઓળખાતી. તેણીએ પણ ભાડાનો વહીવટ ઉપરના દરથી નિપુણપ્રસાદના હાથમાંજ મૂકયો હતો. આ બેય બાગ એક બીજાની સામે નજીક નજીક આવેલા હતા. આ બેય બાગોમાં તેના શેઠની વતી ઉદયકાન્ત ભાડું ઉઘરાવા જતો કે પટાવાળાને મોકલતો. હિસાબ પણ તેજ રાખતો. નુવા ભાડુત આવે તો પણ તેજ કામ કરતો. ટૂકામાં સઘળો વહીવટ તેજ કરતો. વકીલને તો ખબર નહોતી કે શો વહીવટ થાય છે. તે તો માત્ર દરમાસે સો રૂપીઆ આવે છે કે કેમ તેની કાળજી રાખતો. આ બેય બાગનું ભાડું ઉઘરાવતાં માત્ર એક અઠવાડીઉં કે તેથી ઓછા દિવસ લાગતા.

અત્યારે નિપુણપ્રસાદ પાસે આવનાર ચીમનલાલ શેઠને પ્રાચિપુરની મ્યૂનિસિપાલિટિએ નોટીસ આપી ફરજ પાડી હતી કે તેણે પણ તેની ઓરડીઓમાં શેઠાણીની ઓરડીઓના જેવીજ સગવડ કરી આપવી અને અમુક મુદતમાં નહિ કરી આપે તો તે કામ તેનાં ખર્ચે કરી દેવામાં આવશે. નિપુણપ્રસાદ મ્યુનિસિપલ શિરસ્તેદાર (સેક્રેટરી) હોવાથી પ્રથમ તો તેણે એ નોટીસ પ્રતિ કાંઇ લક્ષ આપ્યું નહિ. તેણે ધાર્યું કે નિપુણપ્રસાદ તેનો વકીલ હોવાથી તેના ગેરલાભમાં નહિ થવા દે. ફરી લખાણ જતાં તેણે જવાબ આપ્યો કે તે કામ કરવું કે કેમ તે માલકેની મુનસફી—મુખત્યારીમાં રહેલું છે પરંતુ તેમ કરવાની ફરજ પાડવાનો મ્યૂનિસિપાલિટિને કાંઇ અધિકાર નથી. આ બાબત લાંબો પત્ર વ્યવ્હાર ચાલતાં આખરે તેણે બત્તીઓ અને કુવાનું કામ કરાવવાની હા પાડી. પરંતુ કમ્પાઉન્ડ નકામું હોવાનું જણાવ્યું અને આ પ્રમાણે છેવટ મંજુર કરાવી દેવા માટે તેણે નિપુણપ્રસાદને ખાનગી લખ્યું. તેમ કર્યા પછીજ તેને નિપુણપ્રસાદની સહીવાળુંજ સખ્ત લખાણ મળ્યું. તેમાં કમ્પાઉન્ડ કર્યા વગર નહિ ચાલે એમ સખ્ત ભાષાંમાં લખ્યું હતું. દરેક સંસ્થાઓમાં શિરસ્તેદારો પ્રબળ અને લાગવગવાળા હોય છે તેમ નિપુણપ્રસાદ પણ હતો. તેણે ધાર્યું હોત તો તે ચીમનલાલ શેઠની માગણી મંજુર કરાવી શક્ત. તેમ ન કર્યું તો ચાલ્યું પણ જે સખ્ત ભાષા વાપરવામાં આવી તે પણ તેનીજ હતી. કાઉન્સીલનો

મત એવી સખ્ત ભાષા વાપરવાનો નહોતો. કાઉન્સીલના કેટલાક મેમ્બરો ચીમનલાલની માગણી વ્યાજબી ગણી મંજુર રાખતા હતા પરંતુ નિપુણપ્રસાદજ તેમાં આડે આવ્યો. આ વાત કોઇ મેમ્બરના મોઢે સાંભળી ચીમનલાલને ઘણુંજ માઠું લાગ્યું હતું અને તેથી તે નિપુણપ્રસાદને અત્યારે મળવા આવ્યો હતો.

ઉદયકાન્ત અને નિપુણપ્રસાદને બેસવાના જુદા ખંડ હતા અને તેમની વચમાં આવેલાં પાર્ટીસનનું બારણું બંધ હોવાથી તે બેજણા અત્યારે જે વાત કરતા હતા તે બરાબર સંભળાતી નહોતી પરંતુ કોઇની વાતો સાંભળી લેવાનો ઉત્કંઠિત ઉદયકાન્ત તેની ચાલકીના પ્રભાવે બારણાં આગળ જઈ લપાઇને ઉભો રહ્યો અને વાત સાંભળવા લાગ્યો. તે જાણતો હતો કે આવી રીતે સાંભળવું તે ઉચિત નથી તો પણ તેના બાલ્યાવસ્થાથી ટેવરૂપ થઇ પડેલા સાહસિક સ્વભાવના અંગે તેનાથી રહેવાયું નહિં. ત્યાં લપાઇને ઉભો રહ્યા છતાં પુરે પુરી સ્પષ્ટ રીતે તે સાંભળી શકતા નહોતો તોપણ તેણે જેટલા શબ્દો સાંભળ્યા તેટલા ઉપરથી તેણે નિર્ણય કર્યો કે અત્યારે ચાલતી વાત અમસ્તી–સહજ નહોતી પરંતુ ઝપાઝપીવાળી અને અપ્રિય હતી. છેવટે તેણે સાંભળ્યું કે—" હું હવે કોઇ પણ રીતે મારાં મકાનોનો વહીવટ તમારા હસ્તક રાખવા માગતો નથી માટે જેમ બને તેમ તાકીદે હિશાબ આપી દેજો."

" બહુ સારૂં. આપની આ ડરામણીથી આપની માગણી મંજુર કરવા કાઉન્સીલને ભલામણ કરવાનો નથી. એ બાબતની આપ સંપૂર્ણ ખાતર જમા રાખજો." નિપુણપ્રસાદ દમામથી બોલ્યો.

" તમારે એટલું તો સમજવું જોઈતું હતું કે તમારાં કુળને વ્યાજબી રીતે કરી શકાય તેટલો ફાયદો કરી આપવો એ તમારી ફરજ હતી. એ ફરજને એક બાજુ રાખી તમે ઉલટા નુકસાન કરવા ઉપર આવી ગયા. કાઉન્સીલના મેમ્બરો મારી માગણી મંજુર રાખતા હતા અને તમેજ તેમાં આડે આવ્યા. ધન્ય છે તમને કે જરી પણ મારી શરમ નં આવી? ખેર એથી મને શું થઇ જવાનું છે પણ તમારા વિશે બીજા કેવો વિચાર લાવશે એ તમારે સમજવાનું છે. " ઓળખીતો સીપાઇ બે ધક્કા વધુ મારે તેના જેવું કર્યું. તમારા સાથે સંબંધ ટકાવી રાખવામાં શો ફાયદો?"

આટલી વાત થતાં તે ગૃહસ્થ ખુરસી ઉપરથી ઉઠતો હોય એમ ઉદયકાન્તને લાગતાં તે જેવી રીતે ગયો હતો તેવીજ ચુપકીથી પાછો આવી તેની જગ્યાએ બેસી ગયો અને કામમાંથી જાણે કે તેણે માથું ઉંચુંજ ન કર્યું હોય એમ ડોળ ઘાલી લખવા મંડી પડયો. પેલો ગૃહસ્થ તો તુરતજ બહાર નીકળ્યો નહિ પરંતુ તે ફરીથી વાત સાંભળવા જવાની હિમ્મત ભરી શકયો નહિ. જોકે તેનું મનતો લલચાતું હતું. આખરે અંદરથી બેય જણા નીકળ્યા. ઑફિસ ટાઇમ થઇ રહેલો નહોતો પરંતુ વકીલ ચીડાએલા સ્વભાવમાં હોવાથી તેને ટેનીસ મેચમાં જવાનું હતું તેથી પોતે હવે ફરી ઑફિસમાં નહિ આવે એમ કહી ચાલ્યો ગયો. થોડીવાર પછી ઑફિસ ટાઇમ થઇ રહેતાં પટાવાળા પાસે બંધ કરાવી ઉદયકાન્ત પોતાના ઘેર ચાલ્યો ગયો.

# પરિચ્છેદ ૧૦ મો.



## બરતરફ.

બીજે દિવસે સવારે વખત થતાં ઉદયકાન્ત ઑફિસે ગયો. થોડીવારે નિપુણપ્રસાદ પણ આવ્યો અને તેણે ઉદયકાન્તને બોલાવ્યો.

"ચાલો એક કાગળ લખવાનો છે. લખો જોઈએ!" વકીલ તોછડાઈ અને ગુસ્સા સાથે બોલ્યો.

ઉદયકાન્તની શહેરમાં હવે ભલેને ગમે તેવી ગણત્રી થતી પરંતુ તેના શેઠને મનતો તે ટકાનો ત્રીસ શેર હતો. વકીલે કુળનો ગુસ્સો તેના ઉપર ઉતારવા જેવું કર્યું.

એ પ્રમાણે વકીલની આજ્ઞા થતાં તેણે પેપર રેક (નોટ પેપરો કવરો વિગેરે રાખવાના ખાનાંવાળી ઉભી પેટી) માંથી વકીલનું નામ છાપેલું નોટ પેપરનું ફોર્મ લીધું અને હાથ નીચે રાખી ખડીઆમાં કલમ બોળી ડીકટેસન માટે વકીલના સામું જોઇ રહયો. આવી રીતે લખતી વખતે તે વકીલના સામે ખુરશી ઉપર બેસી તેજ ટેબલ ઉપર લખતો.

"સાંભળે છે કે?"

"હા, સાહેબ!"

"તારીખ લખી?"

"જી હા."

"ઠીક લખો--રા. ચીમનલાલ સુખકરલાલ જોગ—" (આજ સુધી હમેશાં "સદા રા. રા. મહેરબાન શેઠજી સાહેબ" એમ લખવામાં આવતું. કોઇ દિવસ નામ ન લખતો પરંતુ આજે તો માત્ર રા. અને નામ અને વળી જોગ લખ્યું.)—"આપણા વચ્ચે ગઇ કાલે થયેલી વાતચિત અને તે વખતે તમે કહેલાં શબ્દો ઉપરથી તમે તમારૂં કામ

બીજાને આપવા માગતા હો એમ જણાય છે તમારો હિસાબ અને કાગળીઆં વિગેરે હશે તે પહોંચ આપી લેવા આવતાં અત્યારથી ગમે તે વખતે સુપ્રત કરી દેવામાં આવશે."

ઉદયકાન્ત વિચાર કરવા લાગ્યો. "મૂર્ખનો જામ! ગધર્વસેન! શા માટે તેની સાથે સલાહ ન કરતાં આવો તોછડાઇ ભર્યો પત્ર લખતો હશે? વકીલને તે વળી ઘરાકો સાથે આવું વર્તન રાખવું પાલવતું હશે? તેનો ડલ્લો ભરાવાથી હવે ઘરાકોની પરવા રાખતો નથી. આ તેનો સ્વભાવ તેનાં નશીબનું પૂર્વ દર્શન કરાવે છે?"

આવી રીતે પોતાના શેઠો ઉપર ટીકા કરવાની કારકૂનોમાં સાધારણ અને સ્વાભાવિક રીતે ટેવ હોય છે. આ ટીકા ખોટી નહોતી.

"હું ઇચ્છું છું કે ચીમનલાલ શેઠ તેમનું કામ બીજાને આપે આ છેક હરામનુંજ કમિશન ખાય છે. ભાડું ઉઘરાવાતો હું જઉં છું; હિશાબ પણ હું રાખું છું. પોતે તો માત્ર દરમાસે કમીસનના રૂપીઆ લે છે! આ શિવાય તે સંબંધમાં બીજી કશી ચિંતાજ રાખતો નથી. આવી મફતની કમાણી છે છતાં તે આપનારનું આવું અપમાન કરે છે? તે મનમાં કહેવા લાગ્યો.

નિપુણપ્રસાદની ઑફીસ અને પરાં વચ્ચે ઘણું છેટું હતું તેથી ભાડું ઉઘરાવવા જાય ત્યારે ઉદયકાન્ત થાકીને લોથ પોથ થઇ જતો. આ કારણથી તેને આ કામ અણગમતું અને તિરસ્કાર્ય હતું પરંતુ વકીલને તેથી શું? તેને તો બીજાની મ્હેનતે સારી કમાણી થતી. મજેથી દર માસે દસ ટકાનું કમીશન ટચકાવી જતો!

ઉપરોક્ત પત્ર લખાઇ રહેતાં નિપુણપ્રસાદે તે લઇ વાંચવા માંડયો. વાંચતાં તે મનમાં વિચાર તો કરતો હતો. તે વાંચતો વિચાર કરવા લાગ્યો તે દરમિયાન ઉદયકાન્તે પૂર્વોક્ત વિચાર કર્યો નિપુણપ્રસાદે તે કાગળ વાંચી તેમાં સહી કરી તિરસ્કાર સાથે ઉદયકાન્ત તરફ ફેંકયો. તેના હસ્તાક્ષર અને તેમાં વળી સહીના તો એવા ખરાબ ઘોટાળા ભર્યા હતા કે તે ભાગ્યેજ કોઇ વાંચી શકે.

નિપુણપ્રસાદે સહી કરી આપ્યા પછી ઉદયકાન્ત તે કાગળ લઇ બહાર તેની જગ્યાએ ગયો અને તેની પ્રેસ કોપી કાઢવામાટે તે તેણે

પટાવાળાને આપ્યો. એવામાં વકીલે તેને ભયાનક અને અસભ્ય ઘાંટાસાથે બોલાવ્યો.

"ઉદયકાન્ત !"

"જી, આવ્યો."

ઉદયકાન્ત મનમાં સમજી ગયો કે અત્યારે કાંઇક વિપરીત બનવાનું છે. અત્યારની સ્થિતિ તેને ભર દરિયે તોફાન જેવી લાગી અને તેમાંય વળી અણીના સમય જેવી લાગી. તે મનમાં વિચાર કરવાલાગ્યો કે બીજાઓ ભલે ઇર્ષ્યા-દ્વેશ કરે પરંતુ નગરશેઠાણી સાથે ઓળખાણ થવાથી તે આખરે જીદંગીનાં વિજય દ્વારને ખોલવાની કુંચી નિવડશે.

બેશક પોતે ચોરી કરીને સભામાં ઘુસી ગયો હતો અને તે ઉપરાંત પેલા મોચીને પણ ઘુસેડયો હતો. આ તે બરાબર સમજતો હતો તેથી બીજે દિવસે વકીલ પાસે જતાં તે ડરખાતો હતો પરંતુ સુભાગ્યે તે દહાડે વકીલ કાંઈ બોલ્યો નહોતો આ ઘરાક ઉપર ગુસ્સો આવતાં કારકૂન ઉપરનો ગુસ્સો પણ ફરી સતેજ થવા પામ્યો હશે અને ઘરાકને કાંઇ ન કરી શકે તેમ હોવાથી બેયનો ગુસ્સો કાંતો આ કારકૂન ઉપર ઉતારવો હશે ! બે ચાર દિવસ વહી જવાથી ઉદયકાન્ત તે ભયથી મુકત થયો માનતો પરંતુ અત્યારે તે ભય હવે તેને લાગવા મંડયો, તે અંદર ગયો કે તુરતજ વકીલે તેને કઠોર વાણી રૂપી પુષ્પોથી વધાવ્યો.

"અલ્યા ઉદયકાન્ત, સંમીલનમાં એવો આગળ પડતો ભાગ લેવાનું ડહાપણ કરવાનું તને કોણે કહ્યું હતું ? ત્યાં આવવાનું તને આમંત્રણ કોણે આપ્યું હતું ? તું તારી સ્થિતિને ભુલતો જાય છે !"

"મેં પોતે સાહેબ," ઉદયકાન્તે ઉતાવળથી જવાબ દીધો.

"તને પોતાને તેમ કરવાનો શો અધિકાર હતો ?"

"મેં ધાર્યું કે આપના કલાર્ક તરીકે હું પણ તેવી સભાઓમાં ભાગ લેવાને લાયક છું અને આપ મારૂં નામ વિસરી ગયા હશો તેથી સાફ લીષ્ટ લખતી વખતે તેમાં મારૂં નામ દાખલ કરી દીધું. શું એ મેં ખોટું કર્યું ? આપ એમ માનોછો ? તેમાં આપની પોતાની શોભા છે ને ! આપના કારકુન એવી સ્થિતી ભોગવે એ પણ આપની સરસાઇ છે ને?

" તું મોટો ગૃહસ્થ ખરો ને કે હું તને આમંત્રણ આપું ! તને આમંત્રણ આપ્યા વિના કાંઇ ચાલે !

થોડીવાર સુધી કાંઈ પણ બોલ્યા વગર બેય જણા એક બીજા સામું તાકી રહ્યા.

" તને તો હું વિસરી ગયો પરંતુ પેલા મોચી ગૃહસ્થને પણ હું વિસરી ગયો હતો એમ કે ? મારી ચુક તો તેં ઘણી સારી રીતે કાઢી હો ! "

ઉદયકાન્તે મૌન રૂપી કિલ્લાનો આશ્રય લીધો તે જોઇ તે કિલ્લા ઉપર આક્રમણ કરી વકીલ બોલ્યોઃ-"હું ધારૂં છું કે પોતાની સ્થિતિ કે દરજ્જાનો વિચાર કર્યા વગર ગૃહસ્થોમાં આગળ પડતો ભાગ લેવાના તમને કોડ થતા હશે ?

" હા જી , શું આપને નથી થતા ? " ઉદયકાન્ત આખરે બોલ્યો. તેણે તેમ કહેવા ધાર્યું નહોતું. તે પ્રશ્ન તેના મુખમાંથી અણધારી રીતે સરકી પડયો હતો. તેને આવા પ્રતિપ્રશ્ન કરવાની ટેવ પડી ગઇ હતી. વકીલ એથી બહુજ ગુસ્સામાં આવી લાલચોળ થઈ ગયો.

" તું બોલવામાં પણ હદ ઓળંગી જાય છે ! Impertinent fool! (ઇમ્પર્ટીનન્ટ ફૂલ–અસભ્ય મૂર્ખો ) અત્યારથી તને રજા છે. તારા જેવા સ્વેચ્છાચારી નોકરને રાખવો એ સુવરને લીલી વાડીઓ ચારવા જેવું છે." વકીલ થોડીવાર વિચાર કરી રોફથી બોલ્યો.

ઉદયકાન્તથી તેની સાથે દલીલ કરી શકાય તેમ નહોતું. શેઠીઆ કે પોતાને ત્યાં નોકરો રાખવાવાળા પોતાના નોકરો સાથે વાદવિવાદમાં ઉતરવું એ પોતાની હીણપતવાળું માને છે અને તેથી નોકરોને તેમ કરવાથી દૂર રાખે છે.

" બહુ સારૂં જેવી આપની ઇચ્છા. થેન્કસ. (ઉપકાર) " એટલું કહી ત્યાંથી નીકળી ગયો. તેનાં મન સાથે તે બોલ્યોઃ " જે થાય છે તે સારાંને માટેજ થાય છે. કાતો હવે ભાગ્યદેવી પ્રસન્ન થવાની છે ! કાંઇ ફીકર નહિ. દાંત આપ્યા છે તે ચાવણું આપશે. હિંમત હારવાથી આરો આવે તેમ નથી. "

તે જો કે આવા ઉદ્‌ગાર કાઢતો હતો પરંતુ તેના હૃદયમાં એક લાગણી થઇ આવી. તેને તેની ચોરી કરવાની ટેવની સ્મૃતિ થઇ આવી. એ ચોરીથી આખરે મેટ્રીકમાં નાપાસ થયો અને અહીં વાપરતાં નોકરીથી દૂર થયો તેણે સિદ્ધ કર્યું કે અપ્રમાણીકતા શરૂઆતમાં ફાયદાકારક લાગે છે પરંતુ તે ફાયદો પરિણામે ભારે નુકશાનમાં બદલી જાય છે. તેણે અગાઉ પણ આવોજ નિર્ણય કર્યો હતો છતાં આ વખતે ફરીથી અપ્રમાણિક બન્યો. તેની તેને ટેવ પડી ગઇ હતી અને તે ટેવ હવે દ્રઢ થઇ હતી. તેને જો શરૂઆતથીજ દફે કરી દેવામાં આવી હોત તો આવાં પરિણામ ન આવત. અનુભવ મફત આવતો નથી. કોઇને પૈસા ખર્ચી તો કોઇને આવી ઠોકરો વાગી આવે છે પણ કાંઇ પણ બદલામાં લીધા વગર તો અનુભવ આવતો નથી અને મફત આવેલો અનુભવ સદા કાળ ટકી પણ રહેતો નથી. આવી રીતે બદલો લઇ આવેલો જીવન પર્યંત પહોંચે છે.

નોકરીમાંથી તો ટીનપોટ મળ્યું પરંતુ તેથી કરી તે કાંઇ હિમ્મત હારી ન ગયો. "હિમ્મતે મરદા તો મદદે ખુદા" એ તેનો "મોટો"—મુદ્રાલેખ હતો. તે તો કશી ચિંતા કર્યા વગર હમ્મેશ તરલાને ત્યાં સંગીતનું આસ્વાદન લેવા જતો. નવરાસ મળતાં તે પડયો પાથર્યો તરલાને ત્યાંજ રહેતો. પોતાની મા કમાતી એટલે કમાવાની પણ પરવા નહોતી પરંતુ તરલા વિશે તેનો જે મનસુબો હતો તે પાર પાડવા વાસ્તે કમાયા વગર ચાલે તેમ નહોતું. તે વિશે પણ તે વિચાર કરતો પરંતુ નિરાધાર માણસ કરે તેવા નહિ. કરતો પણ તે બેદકારી સાથે આ નોકરી જતાં તેને દિલગીરી થઇ ખરી તથાપિ તેણે જે હમણાં ગૈરવ-વાળી રીત ધારણ કરી હતી તેમાંજ રહી આનંદ માનતો.



# પરિચ્છેદ ૧૧ મો.

## ભાગ્યનું સમભવન—સ્વતંત્ર ધંધો.



**જેનાપર તેની (પરમેશ્વરની) કૃપા હોય છે તે મુંગો હોય તો વાચાળ બને છે અને લંગડો હોય તો પણ પર્વત ઓળંગી શકે છે.**

કુદરતનો ક્રમ એવો છે કે એક વસ્તુને માટે બીજી વસ્તુ બને છે. જીંદગીના બનાવોનું પણ તેમજ હોય છે. વિશ્વમાં એવી એકે વસ્તુ નહિ હોય કે તે બીજીને માટે નહોય. ઉદયકાન્તની બેતરફી પણ આવી રીતનાં સમભવન માટે હતી. હમેશાં ભૂત મરે ત્યાં પલીત જાગૃત થયાં કરે છે.

બરતરફ થયા પછી થોડા દિવસે એક સાંજે ઉદયકાન્ત સમુદ્ર કિનારે ફરવા ગયો હતો. તે લાંબે દૂર ફરવાનો શોખીન હતો. હમ્મેશાં ઓછામાં ઓછા પાંચ માઇલ ન ફરીએ તો શરીર તંદુરસ્ત રહેતું નથી એમ તે માનતો તેની માન્યતા સત્ય હતી. વૈદક શાસ્ત્રો પણ દૂર ફરી પુરો પરિશ્રમ કરવાની ભલામણ કરે છે. શહેરથી સમુદ્ર બે માઇલ દૂર હતો. એટલે ત્યાંથી જઈ આવતાં ચાર માઇલ થતા. આટલું ફરવું ઉદયકાન્ત બસ માનતો. દરિયા તટે ન જાય તે દિવસે બીજી દિશાઓમાં તેટલે દૂર આવેલાં રમણીય સ્થાને જતો. કોઇ સંગાથી ન હોય તેની પણ પરવા ન રાખતો. સૂર્ય ઉગ્યા વગર રહે તો તે સાંજે ફરવા રહ્યા વગર રહે. આ ટેવ તેને તેણે એક દિવસે સ્કૂલમાં "તંદુરસ્તી અને તેના ઉપાયો" એ નામનાં કોઇ એક બહાર ગામના પ્રોફેસરે કરેલાં ભાષણને સાંભળવાથી પડી હતી. પ્રોફેસરે દુર ફરવા જવા ઉપર ભાર દઇ વિવેચન કર્યું હતું અને તેની અસર ત્યારથી ઉદયકાન્તનાં હૃદયમાં સચોટ બેસી ગઇ હતી. સમુદ્ર તટ ઉપર તેને ચીમનલાલ શેઠ મળ્યા. તે છેક કિનારા ઉપર ગોઠવેલાં પાંચ છ માણસ બેસી શકે તેવાં ઢાળેલાં લોખંડનાં લીલા રંગેલાં બેન્ચ

ઉપર બેઠો બેઠો થંડો મીઠો પવનનો ઉપભોગ કરતો વારિધિમાં રહેલી કુદરત કૃતિ ઉપર વિચાર ચલાવતો હતો. કિનારા ઉપર આવાં બેન્ચ સ્થળે સ્થળે ગોઠવેલાં હતાં. બધાં બેન્ચો ઉપર " પ્રાચિપુરની પ્રજાને નગરશેઠાણી વસન્તલલિતા તરફથી ભેટ" એવા અક્ષરો કોતરેલાં પીતળનાં ગોળ ચગદાં ચોડેલાં હતાં. દરિયા કિનારે ફરવા જનારાઓને બેસવાની સગવડ નથી એ શેઠાણી ત્યાં એક સમયે ફરવા ગયાં ત્યારે જોયું તેથી તેમણે આવાં બેન્ચ બનાવી મૂક્યાં હતાં. આ તેમની લોકોપયોગી સખાવતો માંહેની એક હતી. ઉદયકાન્ત ચીમનલાલને સાહેબજી શેઠ કહી તેનાં બેન્ચ ઉપરજ બેઠો. આ વખતે આજુ બાજુ કોઇ મનુષ્ય દૃષ્ટિગોચર થતું નહોતું.

" તમારા શેઠ તો બહુજ સીધા રસ્તે જનારા છે. બહુજ નીમકહલાલ છે." ચીમનલાલ વાત ઉચારી બોલ્યો.

" મને તેમાં કાંઇ લેવા દેવા નથી, સમજ્યા સાહેબ. તેમનો હવે દિનમાન ફરવા બેઠો છે. બધાય સાથે તે એવી રીતે વર્તે છે. હું પેલી છોકરીઓની હાઇસ્કુલની સભામાં ગયો તેટલાસારૂ મારા ઉપર મણુમાછલાં ધોયાં, તે હવે ચીડીયા અને દ્વેશી સ્વભાવવાળા થયા છે."

તમે બધાય એક સરખા સ્વભાવવાળા છો. મારાં મકાનોનાં ભાડાં બરાબર ઉઘરાવી આપે એવો લાયક અને પ્રમાણિક માણસ મળે તો હું તેને ખબર પાડું, તે એમ સમજતો હશે કે મને એવું કોઇ માણસ મળવાનું નથી હું ધારૂં છું કે એવા માણસના અભાવે મારે જખ્ખ મારીને તેની સાથે સુલેહ કરવી જોઇશે. આવી સ્થિતિ છે તેમાંજ તે કુદે છે!

" શું કરવા? ઉદયકાન્તે લાગ મળે તો જાણી તે સાધી લેવા માટે કહ્યું " જો આપની મરજી હોય તો હું એ કામ ઉપાડી લઉં."

" તમે?"

" હાજી મેં તેમની નોકરી છોડી દીધી છે. એવા નૈતિક ભય વગરના માણસની નોકરી કરવી ઇષ્ટ નથી એમ માની મને તેમની નોકરી પસંદ પડી નહિ. મને તેની એવી અવફાદાર વર્તણુંક પ્રત્યે તિરસ્કાર છુટે છે." પોતાનો લાગ સાધતો અને સામાન્ય સારૂં લગાડતો સ્વાર્થ-સાધક ઉદયકાન્ત બોલ્યો.

એવામાં કોઇ એક બીજો આવીને નજીકનાં બેન્ચ ઉપર બેઠો એટલે તેમણે પોતાની વાત બંધ કરી અને થોડીવાર બેસી ત્યાંથી ઉઠીને ચાલતા થયા. તેઓ હવે રસ્તે જતાં વાતો કરવા લાગ્યા.

"નિપુણપ્રસાદ દસ ટકા લે છે તો હું આઠ ટકા લઇશ. હું વકીલાતની સનંદ લેવાનો છું એટલે કોર્ટ સંબંધી કામકાજ પણ કરી શકીશ. ખુશી થઇ મને કામ આપો અને પછી જુઓ કે હું કેવું સારૂં કામ કરૂં છું. ત્યાં પણ ખરીરીતે કામતો હુંજ કરતો. તમને તો માત્ર દસ ટકા ટીચવાના હતા! તેમના તરફથી નિયમસર હિસાબ પણ ન આવતો તે હું દરમહિને નિયમસર મોકલી આપીશ."

કોઇ સ્વર્ગીય પુષ્પ બાણની માફક આ પ્રકાશિત અને સુંદર વિચાર ઉદયકાન્તને આવીને ચોંટયો હતો. તે તેનાં હૃદયમાં આરપાર ગયો અને તેટલાજ વિજયથી ચીમનલાલનાં હૃદયમાં પણ પેઠો. આ વિચાર જો કે બુદ્ધિ અને કરકસર ભર્યો હતો તથાપિ સાથે વૈર લેવાનો પણ હતો. આ યોજના બન્ને જણાએ સ્વીકારી અને આવતી કાલથીજ કામ ઉપાડી લેવાનું ઠરાવ્યું.

આવી રીતે વાતો કરતા કરતા તેઓ શહેર નજીક જઇ પહોંચ્યા અને શહેરમાં જવા માટે બેયના રસ્તા જુદા જુદા હોવાથી તે યોગ્ય વિવેક કરી છુટા પડયા. ઉદયકાન્ત આથી ખૂબ હર્ષાનંદમાં આવી હવાઇ કિલ્લા બાંધતો ઘર તરફ ગયો. અત્યારે ચાલતાં તેના પગમાં અમાનુષી ચૈતન્ય આવેલું હતું.

બીજે દિવસે તેણે ચીમનલાલની જાગીરનો વહીવટ હાથમાં લીધો અને સાથે વકીલાતની સનંદ માટે ચીફ જજ સાહેબને અરજી આપી. તેની માની વિનવણી ઉપરથી ચીફ જજ સાહેબે તે અરજી વિપુલનગર દિવાન બહાદૂર તરફ સારા અભિપ્રાય સાથે મોકલી. પાંચ છ દિવસમાં તો મહારાજા સાહેબ અને દિવાનની સહી તથા રાજ્યના સિક્કા વિગેરે સાથે છાપેલી સનંદ આવી ગઇ, તે ઉદયકાન્તને મળી તેને બીજે દહાડેજ ઉદયકાન્તના મકાનના આગલા ભાગમાં નીચેના અક્ષરો અંકિત કરેલું "સાઇન બોર્ડ"—નામનું પાટીઉં લટકતું દૃષ્ટિ ગોચર થવા લાગ્યું.

" ઉદયકાન્ત જયસુખલાલ મ્હેતા.
સ્થાનિક વકીલ."

પાટીઆં સાથે તેણે પોતાનાં નામના નોટપેપરો પણ છપાવ્યા અને ભાડાંની પહોંચો આપવા માટે દસ પહોંચ બૂકો છાપી તૈયાર કરવાનો પણ ઓર્ડર આપી દીધો. પહોંચ બૂકોની છપામણીનું ખર્ચ એકલા માલેકને શીર હતું.

આ વાતની નિપુણપ્રસાદ તથા ગામનાં બીજાં માણસોને ખબર પડતાં સહુને આશ્ચર્ય થયું, આજથી તે તન મનથી કાયદાનો અભ્યાસ કરવા લાગ્યો. હમણાં તો કેસોમાં ન જતો પરંતુ પરચુરણ અરજીઓ વિગરે લખતો, વખતે વકીલોના મદદગાર વકીલ તરીકે પણ કામ કરતો

ઉદયકાન્તને ચીમનબાગના દરમાસે ચાળીસ રૂપીઆ મળવાના હતા તેમાં તો કાંઇ મીનમેષ-શક પડતું નહોતું, તે ઉપરાંત ધીમે ધીમે તેની વકીલાતની ઘરાકી જામતી ગઇ. બે માસમાં તો તે માસિક સો રૂપીઆની કમાણી સુધી પહોંચી ગયો.

---

# જીંદગી જોગવવાની યુક્તિ.

---

અસલ ટીબેટના લામાઓના ધર્મ ગુરૂઓના પુસ્તક ભંડારમાંનો ઉપલો પુસ્તક હતો તેના પરથી પુષ્કળ ભાષાઓમાં તેમજ ગુજરાતીમાં ઉપલો તરજુમો થયો છે, તેમાં ધર્મ તત્વો તથા તેની ફીલસુફી ઘણીજ સારી રીતે લખાયલી છે કીં. રૂ. ૦-૧૨-૦ પાકી બંધાઈના રૂ. ૧-૦-૦.

# પરિચ્છેદ ૧૨ મો.

## તરૂણ ગૃહસ્થોનું મિત્ર મંડળ.

"હોય એકલો ત્યાં લજવાય વધવા ન્યાત કરે ઉપાય."

અહા ! નશીબની ગતિ કેવી ન્યારી છે ? નશીબ શા શા પરિવર્તનો નથી કરતું ! ક્યાં દસ અને ક્યાં સો ! તેમાં દસ પરતંત્રતા સાથે અને સો સ્વતંત્રતા સાથે ! કેવો વિચિત્ર ફેરફાર ! ભાગ્ય હેવી કૃપાવંત થાય છે ત્યારે કાંઇ દેર લાગતી નથી. એનો એ ઉદયકાન્ત થોડા દહાડા પહેલા અધમ કારકૂનની નોકરી કરતો હતો અને અત્યારે સ્વતંત્ર બની ફરતો હતો અને પોતાની નીચે કારકૂનો રાખવાની સ્થિતિમાં આવી ગયો હતો.

પ્રાચિપુરના તરૂણ ગૃહસ્થોએ એક "ફ્રેન્ડલી કલ્બ" ( મિત્ર મંડળ ) નામની મંડળી સ્થાપી હતી. તેમાં સુધરેલા તરૂણ ગૃહસ્થો ન્યાત જાતના ભેદ વગર દાખલ થઇ શક્તા. લાયકાતમાં માત્ર તેઓ સારાં વર્તનવાળા અને આધુનિક પરિપૂર્ણતાવાળા હોવા જાઇએ. આ મિત્રમંડળમાં લાઇબ્રેરી, ક્રીકેટ, ટેનીસ, ફુટબોલ વિગેરે હતું. આ મંડળમાં દાખલ થવાની ઉદયકાન્તને તીવ્ર ઉત્કંઠા થઈ. તે ધીમે ધીમે પ્રતિષ્ઠીત થતો જતો હતો. તે ઉન્નતિના પર્વતનાં પગથીઆં ચડતો જતો હતો. મંડળમાં તે દાખલ થવાને પાત્ર હતો પરંતુ તેનાં હૃદયના ગુપ્ત ખંડમાં તેને એવી ભીતિ હતી કે ગૃહસ્થોના સ્વભાવ સાથે તદ્રુપ બનવું એ કઠિન હતું અને તે શિવાય મજા પણ આવે નહિ. વળી અભિમાની તરૂણ ગૃહસ્થો તેનું સન્માન કરી સરખી પંક્તિના તરીકે વર્તે કે કેમ તેની પણ તેને શંકા હતી. તેમાં રાજ્યના નાના મોટા અધિકારીઓ પણ ભાગ લેતા. આવા સંજોગોને અંગે તેની તેમાં ભળવાની ઉત્કટ ઈચ્છા હતી છતાં પાછો પડતો હતો તે એટલું તો માનતો કે એ મંડળમાં ભળવાથી તેની સામાજીક સ્થિતિ ઘણીજ ઉન્નત થાય તેમ હતી. વળી તે એવી હિમ્મત પણ લાવતો કે " જો એકવાર દાખલ થાઉં તો તો બધાને મારી રસદ રસના વડે જીતી લઉં." પરંતુ એમાં તે ફાવી શકશે કે કેમ તેની તેને નિરંતર ચિંતા થયાં કરતી હતી. ગમે તેમ થાય પરંતુ યેનકેન પ્રકારેણ તેણે તેમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો.

આ મંડળનું મકાન અને મેદાન શહેર બહાર જાહેર બગિચાની સમીપ આવેલું હતું. તેનું કમ્પાઉન્ડ રેલના થાંભલામાં ચાર વાળાની લાઇનોવાળું હતું. શરીઆમ રસ્તા ઉપર દરવાજો હતો. મકાન સડક ઉપર ઇશાન ખુણામાં હતું. તે પાકા કાળા બુચની ઘડાઇવાળા પત્થરથી ચણેલું હતું. તે ઘણુંજ સુંદર અને શોભાયમાન હતું. તેને ફરતાં કેટલાંક ફુલઝાડ વાવેલાં હતાં અને આગળની ઓસરીમા કેટલાંક કુંડા ગોઠવ્યાં હતાં. બગીચો નજીકમાંજ જોડાજોડ ( વચમાં માત્ર કપાઉન્ડની વાડ હતી ) હોવાથી તેમાં ખાસ બગીચો કરવાની જરૂર નહોતી. મેમ્બરો સહુને રૂચતી રમતો રમતા. કેટલાક માત્ર લાઇબ્રેરીનોજ ઉપયોગ કરતા. આ કલબની ક્રીકેટ, ટેનીસ અને ફૂટબોલની ટીમો એવી કુશળ થઇ ગઇ હતી કે તે બહારગામની ટીમો સાથે મૅચ લેતી અને મોટી રકમનાં ઇનામ જીતી આવતી. આવાં ઇનામોની રકમો કલબનાં ફંડમાં ઉમેરવામાં આવતી. આ કલબ ખાસ ગૃહસ્થો અને શ્રીમંતોની હોવાથી તેમાં દાખલ થવા માટે રૂા. ૫-૦-૦ પ્રવેશક અને રૂા. ૧-૦-૦ માસિક ફી રાખવામાં આવી હતી.

ઉદયકાન્તની કમાણી હવે આટલી બધી વધી ગઇ હતી છતાં તેણે પરામાંજ પોતાનું ઘર રાખ્યું હતું. જેને અંગે તેમની આવી સ્થિતિ થઈ તે પવિત્ર ધંધાનો ત્યાગ તેની માએ પણ કર્યો નહોતો ઉદયકાન્તને સામાજીક સ્થિતિમાં આગળ વધવાને માટે આ અંતરાયરૂપ હતું અને તેથી ઘણોજ ચિતાતુર રહેતો પરંતુ એ ઘર અને એ ધંધાથી તેઓ આવી દશાને પામ્યાં તેથી બેય સારાં શુકનનાં છે અને બિલકૂલ છોડવા નથી એમ તેની મા હઠપૂર્વક આગ્રહ કરતી. તેની માનું દિલ દૂભવવાની ઉદયકાન્ત હિમ્મત ભરી શકતો નહોતો અને મનમાંજ મુઝાતો હતો

પરામાં ભાડાં ઉઘરાવવા જતી વખતે તે મિત્રમંડળના એક મેમ્બર મીસ્તર જયંતિલાલને વારંવાર મળતો તે બધાં એકજ દિશામાં હતાં જયંતિલાલ પ્રાચિપુરના રેવન્યુ કમીશનરનો પુત્ર હતો. તે હમ્મેશાં તેની ઘોડાગાડીમાં જતો આવતો. જયંતિલાલની ટેવ જરા વધુ ખર્ચાળુ હતી. તે તેના પિતાને એકનો એક પુત્ર હતો તેથી તેની મરજી મુજબ વર્તવા દેવામાં તેનો પિતા આડે આવતો નહિ. કલબની રમતોમાં તે પ્રખ્યાત હતો. જયંતિલાલ પ્રીવિયસ થયેલો હતો.

કોલેજની હાડમારી વધુ સહન ન થઇ શકવાથી તેણે અભ્યાસ છોડી દીધો હતો. તે સુધરેલો પોશાક–કોટ, પાટલુન, ટોપી–પહેરતો. કલબમાં જતાં સફેદ ફલેનલની પાટલુન લાલ અને લીલા એક ઇંચ પહોળા પટાવાળી ફલેનલનો કોટ, નરમ કોલર, રેશમી ગુંથેલી ટાઇ, બેંગલોર કેપ, પગમાં મોજાં સાથે રબ્બરનાં તળીયાવાળાં સફેદ કેનવાસનાં શુઝ કે બૂટ પહેરતો. ઉદયકાન્તને તેનું આખું ઘર ખર્ચ ચલાવવામાં જેટલા પૈસા જોઇતા તેટલા આ તરૂણ ગૃહસ્થને ટોઇલેટ–કપડાં લતાનાં ખર્ચમાં જોઇતા ઘરનો શ્રીમંત અને વળી મોટો પગાર આવતો એટલે તે જેટલું ખર્ચ કરે તેટલું છાજતું. ઉદયકાન્ત અને જયંતિલાલ સરખા દરજ્જાના નહોતા પરંતુ તે બેય વચ્ચે તફાવત શોધી કાઢવો એ ઘણુંજ કઠિન કાર્ય હતું. કારણ કે ઉદયકાન્ત હવે સારાં સારાં કપડાં પહેરતો. તે કહેતો કે હાલના જમાનામાં કપડાંથીજ માણસના દરજ્જાની અટકળ થાય છે. આવી રીતે રોજ રોજ મળવાથી તે બે જણા વચ્ચે મિત્રાચારી જેવું થયું. આપણા નાયક ઉદયકાન્તની વાત કરવાની છટા વેરીઓમાં પણ વાસ કરે તેવી હતી તો પછી જયંતિલાલને મિત્ર બનાવવો એ તેના હિસાબમાં લેશ માત્ર પણ કઠિન કાર્ય નહોતું હવે એવું થઇ પડયું હતું કે કામ ન હોય તો પણ જયંતિલાલને મળવાની ખાતર ઉદયકાન્ત તે તરફ જતો. જો કોઇ દહાડો અનિવાર્ય કારણને અંગે બે જણા પરસ્પર ન મળે તો તેમને તે રાત્રે કે ફરી મળે ત્યાં સુધી ચેન ન પડતું. આમાં ઉદયકાન્તનો હેતુ ખરા ગ્રહસ્થોના સ્વભાવનો અભ્યાસ કરી તેમના જેવા થતાં શીખવાનો હતો. તે મળતા ત્યારે જયંતિલાલ ગાડી ઉભી રાખતો અને વાતચિત કર્યાં પછી કલબ તરફ જતો. ઉદયકાન્ત એવા ગપ્પાં ઝીકતો—એવી મીઠી વાતો કરતો કે જયંતિલાલ તેના ઉપર રીઝા થઇ ગયો હતો. ધીમે ધીમે જયંતિલાલ વ્હેલો આવવા લાગ્યો અને કલબનો વખત થાય ત્યાં સુધી બેય જણા ગાડીમાં બેસી દૂર ફરવા જતા. ઉદયકાન્ત પ્રસંગોપાત તેની સાથે તેને ઘેર પણ જતો. જયંતિલાલના ઘરમાં પણ સહુની સાથે તે ગાઢ પરિચિત થઇ ગયો. જયંતિલાલની બ્હેનો, મા વિગરે સાથે છુટથી વાતો ચિતો કરતો. તે બધાંય તેના ઉપર તેના એવા રમુજી સ્વભાવને અંગે મમતા દાખવતાં. તે બધાંયની વચમાં બેસી વાતોના ફડાકા મારતો અને સર્વને રંજિત કરી દેતો. કોઈ કોઈવાર જયંતિલાલ અને તે એકલા હોય ત્યારે ગાયન લલકારતો, સૃષ્ટિ સૌંદર્યના દેખા-

વોની પ્રશંસા કરતો. કોઇ કોઇ કવિતાઓ પણ ગાતો, અને તેમનો ગૂઢ ભાવ સમજાવતો. એક દિવસ કલબમાં ન જતાં જ્યંતિલાલ તથા ઉદયકાન્ત ગાડીમાં બેસી દૂર જંગલમાં ફરવા ગયા હતા.

તેઓ એક દિવસ મળ્યા ત્યારે જ્યંતિલાલ વાત છેડી બોલ્યો—"આઇ સેય્ (અલ્યા) ઉદયકાન્ત હું તમને કેટલા દિવસ થયાં કહું કહું કરતો હતો પરંતુ બીજી વાતોમાં પડતાં એ ભુલી જતો. આજે તો ખાસ યાદ કરતો કરતો અને મળતાંજ કહેવાનું નક્કી કરી આવ્યો છું. તમે મિત્રમંડળમા કેમ દાખલ થતા નથી, ભલા? આપણા જેવા એ તે મંડળમાં અવશ્ય દાખલ થવું જોઇએ. એ મંડળ આપણા માટેજ ખાસ સ્થાપવામાં આવ્યું છે. તેમાં દાખલ થવાથી બધા સાથે પરિચય થાય છે—વળી રમત ગમ્મત અને વાંચનનો લાભ મળે છે. રોજ મિત્રોને ઘેર મળવા ન જવાય પણ આવી સંસ્થામાં રોજ એકઠા થઇએ એટલે મળીએ. આવી સામાજીક સંસ્થાઓ સ્થાપવાનો હેતુ આજ છે. કહો આવી સંસ્થાઓથી કેવા ફાયદા થાય છે?"

તેની આ વાતથી ઉદયકાન્ત મનમાં ઘણોજ પ્રમુદિત થયો. તેણે ધાર્યું કે હવે મંડળમાં દાખલ જરૂર થઇ જવાશે. ઉપર બીજો દેખાવ રાખી તે બોલ્યો—"અમસ્તો દાખલ થતો નથી. કામમાં નિવૃત્તિ મળતી નથી. ટાઇમ વગર દાખલ થઇને શું કરવું?"

"એ તમે ખોટું કરો છો. આખો દહાડો કામમાં મચ્યા રહેવું! શરીરને વ્યાયામ આપવાની ખાતર—એક બીજા સાથે હળવા મળવાની અને વાચવા વિગરેની ખાતર એમાં દાખલ થવું આવશ્યક છે. દાખલ થવામાં તમને કાંઇ વાંધો છે ખરો?"

"ના બિલકૂલ વાંધો નથી. જો તમારી મરજી હોય તો દાખલ થઇશ."

"હા, દાખલ થાઓજ."

ઉદયકાન્તે મિત્રમંડળમાં દાખલ થવું એવો નિશ્ચય કરી બન્ને મિત્રો છુટા પડયા. ઉદયકાન્ત પોતાની ઉમેદ આમ અનાયાસે ફળીભૂત થયેલી જોઇ ઘણુંજ હર્ષમાં આવી ગયો. આજે તેને રાત્રીનું ભોજન ઘણુંજ સ્વાદિષ્ટ લાગ્યું અને નિદ્રા પણ મીઠી આવી.

# પરિચ્છેદ ૧૩ મો.

## મિત્રમંડળમાં પ્રવેશ.

**"સમાજ વગર સમષ્ટિ સંભવતી નથી."**

વસન્તલલિતાને ઉદયકાન્તની નવી પ્રવૃત્તિ-ધંધાની ખબર પડતાં તેણીએ તેને બોલાવ્યો અને નિપુણપ્રસાદની નોકરી છોડવાનું કારણ પુછી આ નવા ધંધામાં પોતાની ખુશાલી બતાવી. વસન્તબાગનાં ભાડાં ઉઘરાવવાનું કામ તેને આપ્યું. સાહસિક, ઉદ્યોગી અને હિમ્મતવાન તરૂણોને તેણી ઉદાર હાથે ઉત્તેજન આપતી. કામ આપતાં તેણીએ તેને જણાવ્યું કે તેણી તેને ચીમનલાલની માફક આઠ નહિ પરંતુ દશ ટકા આપશે આ ઉપરથી ઉદયકાન્તને માસિક પચાસ રૂપીઆની કમાણી વધી. આથી માસિક નેવુ રૂપીઆ તો ચોકસ થયા. તે શિવાય વકીલાતનું આવે તે વધારે. ઉદયકાન્તની સ્થિતિ હવે ગ્રહસ્થના જેવી થઇ ગઇ. માત્ર ફેરફાર ઘરગથ્થુ સંસ્કારની ખામીનો હતો. તેની પાસે જો કે બહુ પૈસા એકઠા થયા નહોતા તોપણ હવે ઠીક થયા હતા. ખર્ચ તો તેની મા કાઢતી. તેની કમાણી જમાજ થતી હતી.

આ કમાણી વધવાનો બનાવ તેને મન ભારે ઉત્સવ સમાન હતો. તેની માપણ આ વાત જાણી બહુજ ઉલ્લાસમાં આવી ગઇ.

એક સાંજે જયંતિલાલ સાથે ઉદયકાન્ત કલબે ગયો. જયંતિલાલ તેને પ્રથમ કલબના સેક્રેટરી પાસે તેડી ગયો. સેક્રેટરી એક હર્ષદરાય નામનો તરૂણ હતો તે ઉજ્જ્વલ કાન્તીવાળો, મધ્યમ કદનો અને હસતા ચ્હેરાવાળો હતો. તેનો સ્વભાવ શાંત, વાત મધુર અને શાંતિ દાયક, વર્તન મળતાવડું અને ચારિત્ર્ય ઉમદા હતું. તે હાઇસ્કૂલમાં થોડા વખત થયાં નીમાએલો પહેલો આસિસ્ટન્ટ હતો. પ્રાચિપુરના વતનીઓમાં તે સહુથી પહેલો બી. એ. હતો. બીજી ભાષા સંસ્કૃત હોવાથી તે કુદરતી રીતે સાહિત્યનો શોખીન હતો. તેની કવિતાઓ અને લેખોને સારાં સારાં માસિકોમાં સ્થાન મળતું. શિક્ષણ આપવામાં તે ચાલાક અને બીનહરીફ હતો. હેડમાસ્તર રીટાયર થવાના હોવાથી તે હેડ માસ્તર થવાનો

હતો. તેનામાં વિવેચન કરવાની અને સમજાવી બીજાનાં મનમાં ઠસાવવાની ખુબી ઘણી સારી હતી. તે સામાજીક-પ્રજાકીય કામોમાં ઉત્સાહ ભર્યો ભાગ લેતો હોવાથી લોકપ્રિય થઇ પડયો હતો. તેને આ મંડળના સેક્રેટરીની માનદ જગ્યા માટે ચૂંટી કાઢતી વખતે લગભગ એંસી ટકા વોટ તેની તરફેણમાં આવ્યા હતા. તેને એક અંડર સેક્રેટરી અને લાયબ્રેરિયન મદદ તરીકે આપવામાં આવ્યા હતા. લાયબ્રેરિયન પગારદાર હતો. કલબ સંબંધી હિસાબ-લખાણ વિગેરેનું કામ હર્ષદરાયની દેખરેખ નીચે તે કરતો. સેક્રેટરીનું કાર્યાલય લાઇબ્રેરીની બાજુના ખંડમાંજ હતું. તેની ઓફિસમાં ઘણુંજ ઉમદા ફર્નિચર હતું.

જયંતિલાલને આવેલો જોઇ તે ઉઠીને ઉભો થયો. પ્રવેશ કરતાંજ જયંતિલાલ ઉદયકાન્તની ઓળખાણ કરાવતાં બોલ્યોઃ- "મારા મિત્ર મી. ઉદયકાન્તને મિત્રમંડળના માનદ સેક્રેટરી મીસ્તર હર્ષદરાય સાથે ઓળખાવતાં મને અત્યંત ખુશાલી થાય છે." આથી મળનારા બેય જણા એક બીજાને ઓળખી શકયા. બેય જણા હસ્તધુનન કરી મળ્યા. ત્યાર પછી હર્ષદરાયનાં કહેવાથી બેય જણા ત્યાં પડેલી ખુરશીઓ પર બેઠા અને હર્ષદરાય પણ તેમની સામે બેઠો.

"હું ધારૂં છું કે તમે મી. ઉદયકાન્તને ઓળખતા હશો, મીસ્તર હર્ષદરાય."

"હા, મેં તેમને પેલી ગર્લ્સ હાઇસ્કૂલમાં ભરાએલી સભામાં દીઠા હતા. તે અન્યથા કોણ છે તે હું જાણતો નહોતો પરંતુ થોડા દિવસથી તેમની હાલની પ્રગતિ વિશે જાણવા પામ્યો છું. તેમના માટે ઘણુંજ ખુશી થવા જેવું છે. આપણા બધા તરૂણો જો તેમના જેવાજ ઉદ્યોગી અને પ્રવૃત્ત થાય તો આપણો દેશ હાલ જે સ્થિતિમાં છે તેના કરતાં ઘણીજ સારી સ્થિતિમાં આવી જાય."

તે આવી રીતે જાણતો હતો પરંતુ ઉદયકાન્તની અપ્રમાણિકતા ભર્યાં ઘેલાં છમકલાં વિશે જાણતો હોત તો ? ઉદયકાન્તને આ સાંભરી આવતાં તેના ચ્હેરા ઉપર ઝાંખ આવી ગઇ. એ દેખાવ અજાણ્યા જયંતિલાલ અને હર્ષદરાયના કળવામાં આવી શકયો નહિ. હર્ષદરાયે તેના ખીસામાંથી દાબડી કાઢી બેય જણાને પાનની બીડીઓ આપી અને પોતે પણ એક ખાધી.

"મીસ્તર ઉદયકાન્ત આજે મેમ્બર થવા માટે આવ્યા છે." જયંતિલાલ બોલ્યો.

"હું હજી મંડળના ધારા ધોરણથી બિલકુલ અણુવાકેફ છું." ઉદયકાન્ત બોલ્યો.

એ ઉપરથી હર્ષદરાયે એક છાપેલું અરજીનું ફોર્મ કાઢી આપ્યું અને તેમાં તારીખ તથા સહી કરી આપવા કહ્યું. ઉદયકાન્તે તે વાંચી તે પ્રમાણે કરી ખીસામાંથી છ રૂપીઆ કાઢી અરજી સાથે હર્ષદરાયના હાથમાં આપ્યા. હર્ષદરાયે તુરતજ એક ચોપડી કાઢી તેમાંથી આ રકમની પહોંચ લખી આપી. બીજા મંડળોમાં મેમ્બર થવાની અરજી મંજુર કરવાનું કામ તેની કાર્યવાહક કમિટીના હાથમાં હોય છે પરંતુ આ મંડળમાં તેથી ભિન્ન નિયમ હતો. તેવી અરજી મંજુર કરવાનું કામ આ મંડળમાં હર્ષદરાયને સ્વતંત્રતા સાથે આપવામાં આવ્યું હતું. હર્ષદરાયની પ્રમાણિકતા અને દક્ષતા ઉપર બધા મેમ્બરોને શ્રદ્ધા હતી.

"રમતોમાં તમે કઈ પસંદ કરોછો ?" જયંતિલાલે ઉદયકાન્તને પુછ્યું.

"મને કોઇ રમત ઉપર ખાસ શોખ નથી."

"આજ કાલના તરૂણો ટેનિસ વધારે પસંદ કરે છે. ટેનિસના મેમ્બરો વધી જવાથી બીજું કોર્ટ બનાવવાની યોજના થાય છે. મને ભીતિ રહે છે કે કદાચ ત્રિજું પણ કરવું પડશે. ક્રીકેટમાં પણ બાહોશ ખેલાડીઓ છે. ફુટબૉલવાળા પણ બહુજ સારી રીતે રમે છે પરંતુ તેમનામાં અંદરો અંદર ખટપટ જાગેલી હોવાથી તેઓ બરાબર જીવ ઘાલી રમતા નથી. કોઇવાર કેટલાક દહાડા સુધી બૉલને આરામ લેવા માટે રજા મળે છે. નોકરો રજા ભોગવે તેમ અહીં બૉલપણ પરચુરણ–હકની માંદગી સબબ–એમ બધી જાતની રજાઓ ભોગવે છે. ક્રીકેટ ટીમમાં પણ હમણાં કેપ્ટનશિપ માટે સડો પેઠો છે. જગ્યા એક ને ઉમેદવાર ઘણા. કેપ્ટનની નીમણુંક ટીમના રમનારાના વોટથી થાય છે. તેમાં વગ ચાલે છે એટલે સરખો ઘાટ આવતો નથી. સમાજવાદ અને સંપનો* માર્ગ મૂકી ફ્રીકટ વાદોમાં ઉતરી પડે છે. તે લોકો સામાન્ય સમાજ અને આ મંડળના આશય પ્રતિ રહેલી ફરજ વિસારી દઇ આવી સ્વાર્થ અને

*Socialism and Federation.

સ્પર્ધાની બાબતોમાં પરાયણ બને છે. એ ઘણુંજ દિલગીર થવા જેવું છે. બધાય શ્રીમંત મેમ્બરો એટલે બેદરકાર બની ગાંઠતા પણ નથી. આવતી જનરલ મિટિંગ વખતે તે વિશે વિસ્તીર્ણ વિવેચન કરી તેના માટે અમુક ગોઠવણ કરવાની હું દરખાસ્ત મૂકવાનો છું રૂલ્સ પ્રમાણે કોઇ ચાલતુંજ નથી." હર્ષદરાયે મંડળની વસ્તુ સ્થિતિ સંબંધી ભારત ઉખાળ્યું.

"જો વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોય તો તે ખરેખર દિલગીર થવા જેવું કહેવાય. જે સંસ્થાનો ઉદ્દેશ સમાજવાદ, સંપ અને ભ્રાતૃભાવ શીખવવાનો છે તેમાં તેથી વિરૂદ્ધ વર્તન થાય એ ખોટું. કહેવાય છે કે 'આર્યો આરંભે સુરા.' પાછળથી થાકી જાય કે અંદરો અંદર યાદવા-સ્થળી કરે આપણે ઉન્નત થઇ શકતા નથી તેનું આજ કારણ છે. મંડળની નાણાં સંબંધી સ્થિતિ કેવી છે?" ભેગા ભેગું બધુંય જાણી લેવાની ઉત્કંઠાથી ઉદયકાન્તે પ્રશ્ન કર્યો.

"હજુ તો ઠીક છે, પરંતુ દિન પ્રતિદિન વધવાને બદલે ઘટવા સંભવ છે. આવા ઝઘડા કાયમ રહેશે તો વિનાશ દૂર નહિ રહે."

આવી રીતે કેટલીક વાતો કરતા ત્રણે જણા બેઠા હતા ત્યાંથી ઉઠયા અને હર્ષદરાયને સાહેબજી કરી જયંતિલાલ ઉદયકાન્તને બધુંય બતાવવા લઇ ગયો. જયંતિલાલ ટેનિસ રમતો તેથી મકાન જોઇ બહાર નીકળતાં પ્રથમ ત્યાં ગયો. ત્યાં તેણે કેટલાક મિત્રો સાથે ઉદયકાન્તને ઓળખાણ કરાવી.

વખત થઇ રહેતાં બધા સહુ સહુને ઘેર ચાલ્યા ગયા.

---

# પરિચ્છેદ ૧૪ મો.



## વિવાહ વિચાર.

"નર નારીનાં જોડલાં તેથી બન્યો સંસાર;
ઉત્તમ ગૃહસ્થાશ્રમ કહ્યો જે જગનો આધાર."

ઉદયકાન્તની સ્થિતિ બદલાયે લગભગ એક વર્ષ થવા આવ્યું હતુ, આ વર્ષ દરમિયાન કોઈ વાર તે તરલા અને શીરિષનાં દર્શન કરી આવ્યો હતો ખરો પરંતુ હાલ ઘણા દિવસ થયાં ગયો નહોતો. તેથી તેમને મળવાની તેને ઉત્કંઠા થઈ આવી.

સવારમા વ્હેલો ચાર વાગ્યે ઉઠી ગામ બહાર ઘણે દૂર સુધી દિશા જંગલમાં જઇ આવ્યો અને ઘેર આવી તેની માએ તૈયાર કરેલાં ઉન્હાં પાણી વડે સ્નાન કર્યું. ત્યાર પછી ગીતાનાં અધ્યયનમાં બેઠો અને જેણે આ માનવદેહ–બુદ્ધિ–સઘળાં સાધનો આપ્યાં છે તેમાં વૃત્તિ સ્થાપીને સ્તુતિ કરી. તે માત્ર દેવ રાખી તેમને જળ–પુષ્પ ચઢાવી–ધૂપદીપ કે નૈવદ્ય ધરી–તેમનુ નામ જપવામાંજ ધર્મ રહેલો હોવાનું ન માનતો. ગીતામાં બતાવ્યા પ્રમાણે આચરવું એમા તે ખરો ધર્મ માનતો. મનુ ભગવાન કહે છે કે **आचारः प्रथमो धर्मः** (આચાર એજ પ્રથમ–ખરો ધર્મ છે) આ સિદ્ધાન્ત તે સિદ્ધ કરતો. તે ગીતાના સંબંધમાં કહેતો કે—"કૈરવોરૂપી દુર્ગુણોની અને પાંડવોરૂપી સદ્‌ગુણોની શરીરરૂપી કુરૂક્ષેત્રમાં લડાઇ થાય છે, અર્જુન અંતરાત્મા છે અને તેને ઉત્તેજીત કરનાર કૃષ્ણરૂપે વિશુદ્ધાત્મા છે. દુર્ગુણોરૂપી શત્રુઓને હણવા માટે જે સમર કુશળતા જોઇએ તે ગીતામાં બતાવેલ છે. કુશળતા માત્ર વાંચીને જાણીએ તેથી તે ઉપયોગી થઇ પડે નહિ પરંતુ તેને વાપરવાનો પરિપાઠ રાખવો જોઇએ. કોઇ કળા વાપરીએ નહિ ત્યાં સુધી તે આપણને આવડે છે–બરાબર આવડે છે એમ આપણે કયાંથી જાણી શકીએ?" આ વિચારે તે ગીતામાં રહેલા અમૂલ્ય બોધને

આચાર-વર્તનમાં મૂકતો. આજકાલના અજ્ઞાની લોકો સવારમાં ઉઠી નાહી ધોઇ પૂજા પાઠ કરી દેવદર્શન જવું કીર્તન આદિ ગાવાં અને ગીતાનો એક અધ્યાય રોજ વાંચી જવો એમાં પુરેપુરો ધર્મ પાળ્યાનું માને છે. આથી કેવળ તેમની અજ્ઞાનતાજ પ્રત્યક્ષ થાય છે. ધર્મ પાળવાને માટે છે, નહિ કે તે લખ્યો હોય તે પુસ્તક વાંચવા માટે. પરમેશ્વરને એક બે કે ત્રણ વાર બેસી માળા ફેરવી તેનુ નામ જપવું એ ભજ્યો ન કહેવાય. હરદમ—હર કામમાં તેનું સ્મરણ કરી વિશુદ્ધાત્મા જે તેનું સ્વરૂપ છે તે સલાહ આપે તે પ્રમાણે કરવું એ ભજ્યો કહેવાય. ઉદયકાન્તે બધાં ધર્મનાં વાંચનરૂપી વલોણાંથી માખણરૂપી એવો સિદ્ધાન્ત કર્યો હતો કે સત્ય બોલવું, સત્ય આચરવું, ધીરજ, દયા, સરળતા, ક્ષમા, ઇંદ્રિય નિગ્રહ, અક્રોધ, નમ્ર વાણી, પરોપકાર, શુભ વિચાર, ઉદાર વૃત્તિ, હૃદય વૈપુલ્ય, મન-કર્મ-દેહ-આત્મા વિગેરેની પવિત્રતા, પ્રમાણિકતા, સમભાવ, અહંકાર વિલોપન વિગેરે ઉચ્ચ-શુદ્ધ વસ્તુઓવાળું આચરણ-વર્તન રાખવું એજ ખરી રીતે ધર્મનું પાલન કર્યું કહેવાય અને અન્યથા નહિ આ વર્તનમાં તે કેટલેક અંશે ફતેહમંદ થયો હતો. અલબત્ત સંસાર વ્યવહારને અંગે પરાકાષ્ટા-ટોચ સુધી તો નહોતો પહોંચી શકયો પરંતુ ધીમે ધીમે તે ટોચે જવાનાં પગથીઆં ચડતો હતો. તેનામાં એક એટલું ઘણુંજ સારૂં-વખાણવા અને અનુકરણ કરવા જોગ હતું કે ઉપરનાં પગથીએ ન ચડાયતો કાંઇ નહિ પરંતુ હતો ત્યાંથી નીચો તો કદિ પણ ન પડતો.

આ ઉપરથી વાંચક સહજ રીતે ગોટાળામાં પડી પ્રશ્ન કરશે કે થોડા દહાડા પહેલાં તો તે અપ્રમાણિક હતો તે પાછો આવો ક્યારે થઇ ગયો? પ્રશ્ન વ્યાજબી છે. માણુસ જ્યારે અમુક ઠોકર વાગ્યા પછી જે વસ્તુનો ત્યાગ કરે છે તે વસ્તુ ને તેની જીંદગી દરમિયાન ફરી ગ્રહણ કરતો નથી. તેમ તેને એ અપ્રમાણિકતાને અંગે મેટ્રીકમાં નાપાસ થવાની અને વકીલની નોકરી મૂકવાની ઠોકર વાગી અને એ ઠોકર વાગતાં તેણે એ અપ્રમાણિકતાનો ત્યાગ કર્યો હતો. માણુસ અમુક વખતેજ ત્યાગ કરે એમ નથી. આજે એક વસ્તુ તેના પાસે હોય અને તે કાલે તેનો ત્યાગ કરે. ઉદયકાન્તનો જીવનક્રમ જેમ બદલાયો તેમ આવા પ્રકારનો ક્રમ પણ બદલાયો હતો. ઘણી વખત જેનામાં ખોટું કામ કરવાની પણ શક્તિ નથી હોતી તેઓ સારૂં કામ કોઇ દીવસ પણ નથી કરી શકતા.

આવી રીતે સવારના પરિપાઠથી પરવારી તેનાં ઘરની ઓશરીમાં પાથરેલી ન્હાની શેત્રંજી ઉપર બેઠો એટલે તેની માએ તેના મુખ આગળ રસોડામાંથી લાવી ચાહનો પ્યાલો મૂકયો. ચાહ પી શેત્રંજી ઉપર પડેલા લાલ ગજીઆના ખલતામાંથી સુડી સોપારી કાઢી તે ખાઇ ઉઠયો અને તેના માથા ઉપર ભીંતે લટકાવેલ કપડાં પહેરી બહાર ગયો.

ચાહ પીતી વખતે તેની મા તેના સામે બેઠી હતી અને તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ. ઉદયકાન્તના અત્યાગ્રહથી તેની માએ હવે લોકોનું કામ કરવું મૂકી દીધું હતું. માત્ર મોટા ગૃહસ્થો અને અધિકારીઓને ત્યાં તેમની દિકરીઓને ભરત કામ શીખવું હોય તો શીખવવા જતી. બધાની સાથે ઓળખાણ કાયમ રાખવાની ખાતર અમસ્તી તેમની સ્ત્રીઓ પાસે બેસવા જતી.

"બા, તમે હવે વૃદ્ધ થવા આવ્યાં. તમારી જીંદગીમાં તમે બહુજ કામ કર્યું–મ્હેનત કરી. એક વૈતરાંની સ્થિતિમાં જીંદગી ગાળી. હવે પરમેશ્વરે આપણા ઉપર કૃપા કરી છે અને સાધનો મેળવવાની સ્થિતિમાં મૂકયા છે. તો તમે હવે આ પાણી ભરવું–દળવું–ઠામ માંજવાં વિગેરેનું કામ છોડી દઇ એક કામ કરવાવાળી રાખો તો શું? મારા જેવા દિકરાને તમે ઘણાં કષ્ટ વેઠી મોટો કર્યો તેનો તમને મારા તરફથી શો બદલો–લાભ? હું તમને એવો લાભ આપી શકવાની સ્થિતિમાં હોઉં છતાં ન આપુ તો પછી મારા જેવો કૃતઘ્ન કોણ?"

"ના, ભા, આપણે એવા કેવાક લખેશ્રી કે ઘેર કામ કરવાવાળી રાખીએ? મને હજુ ઘણી પહોંચ–શક્તિ છે હું આખી જીંદગી થયાં ટેવાએલી હોવાથી મને એ કામ કઠણ લાગતું નથી; ઉલટું ન કરૂં તો મારૂં શરીર બગડી જાય. વળી કામ કરવાવાળીને પૈસા આપવા પડેને!"

"તમે જાણોછો કે આપણી સ્થિતિ હવે ઘણીજ બદલાઇ ગઈ છે. તેના પ્રમાણમાં આપણે દેખાવ પણ રાખવો જોઇએ. હું ગૃહસ્થોની હારમાં ખપવા યત્ન કરતો હોઉં અને ઘરની સ્થિતિ જુએ તો આવી. માણસે દરજ્જાના પ્રમાણમાં ખર્ચ પણ રાખવું જોઇએ. એવા ખર્ચ વગર તેનો દરજ્જો દીપે નહિ. તમને નવરાં બેસવું ન ફાવે તો ભરતકામ રાખજો. રાંધવા વિગેરેનું હજુ કાયમ છેજ."

" ઘર સંબંધી વ્યવસ્થામા તારે ચિંતા કરવીજ નહિ. એમાં તને ખબર ન પડે. મને જેમ ઠીક લાગશે તેમ હું કરીશ. તને કશીએ અડચણ આવે તો પછી મને તું કહેજે. મારા મનમાં જો કોઇ ઉંડી લાગણી–ચિંતા હોય તો એજ છે કે તને ઝટ દઇને પરણાવી દઉં. તારી વહુ પાસે પછી તું તારે કામ ન કરાવજે. તેમાં હું આડે નહિ આવું."

" તમારે જો એ ચિંતા મટાડવી હોય તો તમે હાથે કામ કરવું બંધ કરો. કારણકે જ્યાં સુધી એવો દેખાવ નહિ કરીએ ત્યાં સુધી કોણ દિકરી આપશે. ? સહુ જાણશે કે એ તો હજુ જેવા ને તેવા ગરીબ સ્થિતિવાળા છે–તેમને દિકરી આપીને શું કરીએ ? એ વિચારથીજ હું તમે તેવું કામ હાથે કરો છો તે પસંદ કરતો નથી. ઘર બદલાવવાનું પણ તેજ કારણથી કહું છું."

ડોશી બોલ્યા ચાલ્યા વગર બેસી રહી. અત્યારે કાંઇ જવાબ આપી શકે તેમ નહોતી. ઉદયકાન્તને તુરતજ તરલા યાદ આવી અને ઓશરીના ખુણામાં પડેલી સોટી લઈ ચાલતો થયો.

ગઇ રાત્રે બે ત્રણ વાગ્યા સુધી નવલકથા વાંચવામાં જાગેલી હોવાથી તે આજ સવારે મોડી ઉઠી હતી. ન્હાઈ ધોઈ માળા સેવા કરતી હતી એવામાં ઉદયકાન્ત ગયો

" આજે કેમ મોડાં, તરલાકુમારી ? " તરલાને પૂજા પાઠમાં ઉદયકાન્તે જોતાંજ પ્રશ્ન કર્યો.

" પેલી ' વધૂવધની "* નવલકથામાં રસ પડવાથી તે વાંચતી ત્રણ વાગ્યા સુધી જાગી તેથી અત્યારે મોડી ઉઠી. "

" તમે થોડા વખત થયાં બહાર પડેલી શીશોદિયાકૃત ' સાક્ષર અને તેની સ્ત્રી ' વાંચી ? તેમાં કમળા નામની નાયિકા મુખ્ય પાત્રને સારી રીતે ચિતરેલી છે. એ કમળા અને તમે લગભગ મળતાંજ આવો છો એ પણ છોકરીઓની હાઇસ્કૂલમાં શિક્ષિકા હતી."

" ના તે હજુ વાંચી નથી. શીરિષ કહેતી હતી કે એ સારી છે. તેને ત્યાં એ છે અને મને લાવી આપવાનું તેણે વચન આપ્યું છે. તેના પિતા હજુ એ વાંચી રહ્યા નથી."

---

* " વધૂવધ " અથવા સ્ત્રીનું ખુન, એક ઘણીજ અદભૂત છુપી પોલીસની વાર્તા. કી. રૂ. ૨–૦

"તે વાંચવા જેવી છે. મારે ત્યાં છે હું તમને લાવી આપીશ, આપણી નવલ કથાઓ માત્ર મુખ્ય પાત્રોના સ્નેહથીજ ભરેલી હોય છે. ખરાં જીવનનો દેખાવ હોતો નથી. આમાં બેય વસ્તુ દૃશ્યમાન થાય છે. ખરેખર કમાળાનું ચારિત્ર ઘણુંજ ઉમદા છે."

"તો તમે મને જરૂર મોકલજો, ભુલી જતા નહિ. તમારી ભલામણથી મને તે વાંચવાની ઉત્કટ જીજ્ઞાસા થાય છે."

તરલા ઓરડામાં હતી અને ઉદયકાન્ત બહાર ઓશરીમાં ઉભો હતો. આટલી વાત થયા પછી તે બેઠકના ખંડમાં બાંધેલી ખાટ ઉપર જઇને બેઠો. થોડીવાર પછી પ્રભુ ભજનથી નિવૃત્ત થઇ તરલા કપડાં પહેરી બહાર આવી.

ગ્રીષ્મઋતુ હોવાથી અત્યારથીજ તાપ–બફારાની શરૂઆત થઇ ચુકી હતી.

"કેમ ચાહ બનાવું ?" તરલાએ સ્મિતપૂર્વક પુછ્યું.

"તમારો ઉપકાર; હું પીનેજ આવ્યો છું. યૂ નીડ નૉટ એન્ટર ઇન્ટુ સૅરીમનિઝ ( તમારે વિવેક–સત્કારોપચારમાં ઉતરવાની અગત્ય નથી ). એ તો કોઇ દહાડોજ આવે તેને માટે હોય. આપણે તો દિવસમાં દસ વાર આવીએ અને તમે હરઘડી એમ કરવા બેસો એ ઠીક નહિ." ઉદયકાન્ત બોલ્યો.

"વાહ! એમાં વિવેક શાનો ? હું કાંઇ વિવેકની ખાતર કહેતી નથી; સ્નેહને અંગે કહું છું." તરલાએ દલીલ કરી.

"બહુ સારૂં ત્યારે જેવી તમારી ઇચ્છા."

તરલાએ ઇલાયચી વિગરે તેજાનાની સુંગધીવાળી ચાહ બનાવી બે પ્યાલા તૈયાર કર્યા. એક ખાટ ઉપર ઉદયકાન્ત સામે મૂકી અને પોતે ખાટની સામે ભીંત આગળ પાથરેલી શેત્રંજી ઉપર બેસી પીવા લાગી. ચાહ પી બેઉજણાએ પાન બનાવી ખાધાં.

"કહે છે કે વસંતલલિતા બ્હેને તમને વસંતબાગનો વહીવટ સોંપ્યો ?" તરલાએ ભાવસૂચક પ્રશ્ન કર્યો.

"હા. ચીમનલાલ આઠ ટકા આપે છે અને તેમણે દસ ટકા કાયમ રાખ્યા. તેમની મારા પ્રત્યે સારી મમતા છે. તે ભાગ્યાનાં ભેરૂ છે. તેમના જેવી ઉદારવૃત્તિ અને સાહનુંભૂતિ બીજામા ભાગ્યેજ હશે !"

"તમારા ઉપર આજકાલ ભાગ્યદેવીની કૃપા થતી જણાય છે, હો !"

અત્યારે બેયજણ એકલાંજ હતાં. તેમના હૃદયના ભાવ યથેચ્છરીતે પ્રકટ કરી શકવાની તેમને આ ઉમદા તક હતી. ઉદયકાન્તે તેનો સારો લાભ લીધો.

"હા, પરંતુ હજુ જેવી જોઇએ તેવી નથી." હૃદયનાં ઉંડાણમાંથી તે બોલ્યો અને તરલાનાં ચંદ્રાનન સામું તાકી રહ્યો. તરલા તેનો ભાવ કાંઇક અંશે સમજી ગઇ. ચારે નેત્રોએ સ્મિત વિનિમય કર્યો.

"એમ કેમ ? તમને હવે શી ન્યૂનતા છે ?" ઉદયકાન્તનું હૃદય જાણ્યા છતાં તરલાએ ઇરાદાપૂર્વક પ્રશ્ન કર્યો.

"તમારાથી એ વાત અજાણી છે ખરી ? તેણે સામો સ્વાલ કર્યો.

ચારે નેત્રોએ ફરી એક વાર સ્મિતવિનિમય કર્યો ઉદયકાન્તનાં નેત્રો ભાવથી સબાષ્પ થઈ ગયા.

"તમારા મનમાં શું છે તેની મને શી માહિતી હોય ભલા ?" તરલા ઉદયકાન્તના ભાવને ઉદ્દીપ્ત કરતી બોલી.

"જો ન હોય તો તમારાં કમળ ચક્ષુઓનું રૂપ અત્યારે દેખાય છે તેવું નહોત !"

"વ્હાલા ઉદય ! ત્યારે શું તમને એજ ન્યૂનતા છે ?"

"હા, પ્રિયે ! તું દ્રઢવચન આપ કે મારી પ્રગતિમાં તું ભાગીદાર થઇશ તો હું ભાગ્યદેવીને મારા ઉપર સંપૂર્ણતઃ પ્રસન્ન થયેલી માનીશ."

"આપણે કાંઇ પાશ્ચાત્ય પ્રજાનાં સંતાન છીએ કે સ્વેચ્છાચારી બની વડિલોને પુછ્યા વગર એવો વ્યવ્હાર સ્વતંત્ર રીતે હાથ લઇએ ! આપણા રીતિ રિવાજ અનુસાર પોતાનાં બાળકોને પરણાવવાની સત્તા વડિલોના હાથમાંજ રહેલી છે. આપણાથી વચમાં પડાય નહિ કે બોલી પણ શકાય નહિ. એથી આપણી ઉચ્છૃંખલતા અને તેમની આમન્યાંનો ભંગ થયેલો ગણાય."

"એ વાત સાચી પરંતુ તેની સાથે આપણે એટલું તો સમજવું જોઇએ કે એ વ્યવ્હાર આપણાં જીવનનો પાયો છે. ચુનો-પાણી અને પત્થરા એક મેળ ન થયા હોય તો કે તે પુરવાનું કામ કોઇને બીજાને દાખલા તરીકે ચણનારાને ભળાવી માલેક દુર્લક્ષ કરે તો શું પાયો મજબુત થાય ખરો ? તેમજ સ્ત્રી પુરૂષના સંસારરૂપી મકાનને ચણવા માટે સ્નેહ પાયા રૂપ છે. સ્નેહરૂપી પાયો ન હોય કે કાચો હોય તો સંસારરૂપી મકાન કેટલા દહાડા ઉભું રહી શકે ? અને મકાન તુટી પડે તો નુકસાન કોને થાય? તો પછી જેને નુકશાન ભોગવવાનું હોય તેણે મકાન ચણતાં પહેલાં શા માટે બરાબર કાળજી રાખી પાયો મજબૂત અને ઉંડો ન કરવો ? જ્યાં આખાં જીવનનો સવાલ છે ત્યાં લજ્જા રાખી ચુપ રહેવું એ નૈતિક હિમ્મત વિહીનતા કહેવાય. અલબત્ત આપણે બારોબાર પરણી ન લઇએ પરંતુ જેની સાથે આપણા હૃદયની એકતા થઇ હોય તેની સાથે પરણાવવાની વડિલો પાસે માગણી તો કરી શકીએ. હૃદયની એકતા શિવાય પરણવું વ્યર્થ છે. પરણવું એ એકતાની સાક્ષી રૂપે છે. એકતા શિવાય પરણવું એ પરણવુંજ ન કહેવાય. પ્રથમ એકતા થાય અને પછી તેને દ્રઢ-અચળ કરવાની ખાતર પરણાય છે. હૃદયની એકતા કોઇની કરાવી થતી નથી કે ફરજ આવી પડવાથી થતી નથી. હૃદય ઉપર બીજાનો અધિકાર ચાલીજ શકતો નથી. પરણ્યા પછી હૃદય એક્તા ન થાય તો પછી શી વલે થવાની ? આ સંબંધમાં સ્વર્ગસ્થ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇએ એક બાળાના મુખમાંથી કઢાવેલા આ ઉદ્દગાર છે તે જો:-"

—હરિગીત—

" તાતે કહ્યું ' તુજકાંત આ, બહુ ભાવ એ પર રાખજે ;
" પ્રિય પતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે .
' હું બોલી: ' કાંત ગણાય છે ઉર વારિધિના ચંદ્રમા;
' મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચી જાગે કેમ ના ?
' સન્ધિ થયો નથી, છે નહિ, નક્કી ન કે થાશેજ તે,
' અમ ચિત્તનો, તો શીખવો, પ્રિય તાત, ક્યમ મુજ કાંત એ.
' તમ પાસ ભણતાં હું ભણી-મનજોડવાં વિધિ હાથમાં;
' વિકસેજ પદ્મિની એકલા દિનનાથકેરા સાથમાં.
' સંસાર માંહિ પ્રયાણકાજજ પાન્થ ચેતન સર્વ છે;
' બે એકથીજ ભલાં પ્રવાસ વિશે વળી કહ્યું એવું ચે.

'એ મિત્રતાનો હેતુ, પણ રસ ઐક્યવણ નહિ મિત્રતા;
'નહિ ગ્રહે ફિરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા,
'રસ ઐકય વણ મન ઐક્ય નહિ એ સૂત્ર શીખવ્યું તે દિને,
'મન ઐકય વણ નહિ મિત્રતા પ્રભવે, ગુરૂજી, કો રીતે.
'સ્ત્રી પુરૂષ કેરૂ લગ્ન એવી મિત્રતાનો હેતુ છે:
'ઘણીવાર આપની પાસથી મ્હે, તાત, એવુંજ શુણ્યું છે.
'અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
'વિનિમય કરે નિજ રસ તણો ઉર ઉર આગળ ઉઘડી.
'સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ;
'સ્ત્રી પુરૂષની તેથીજ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
'એ મિત્રતા વા સ્નેહ કહો, તે હાર્દ દમ્પતી--ભાવનુ,
'રસ ઐકયથી ઉમન્ન થઈ રસ ઐક્યનેજ વધાર તું.
'રસ ઐકયતા નહિ હોય ત્યાં કયમ મિત્રતા એ સંભવે?
'રસ ઐકયવળી વિધિવણ નહિ કદી ઇતરકો સરજી શકે.
'હે તાત! તે સૃજવા તણી આજ્ઞા કરી આપે મને;
'તો કેમ કરી કરવું અશકયજ એવું તે શીખવો હવે.
'હું કિંકરી છું તમ તણી, કરૂં હોય શકિત સાધ્યજે!
'શિર વેચી પણ તમ વચન પાળું–શકિત એટલી સાધ્ય છે.
'વિધિ હસ્તગત ઉરતંત્ર પણ કયમ કરી કરૂં ગતિવાળું હું?
'મુજ ઉરતણું પર ઉર સાથ શી રીત લગ્ન કરાવું હું?'

"આ ઉપરથી હવે તમે મેં જે કહ્યું તે યથાર્થ સમજી શકશો. આ બાલિકા તમે જે રીતી પસંદ કરો છો તેને ભોગ થઈ પડેલી હતી. પતિ જતાં સતી થતી વખતે તેણીએ આવા ઉદ્‌ગાર કાઢયા છે. આવા ઉદ્‌ગાર કાઢવાનું કારણ એટલુંજ કે પ્રથમતો સ્નેહ વગર તેને તેના પિતાએ પરણાવવાથી પરણવું પડયું હતું અને પછી પણ ના મરજી છતાં સતી થવું પડતું હતું તેને વગર મોતે આત્મહત્યા કરતી જોઇ એક મુસાફરે ચિતામાંથી બળતા પહેલાં કાઢી લીધી અને તેનાં સગાંને સમજાવી સતી થતાં અટકાવી. તે વખતે એ બાલિકાએ પોતાનો વૃત્તાંત એ બચાવનાર પાસે કહ્યો છે જેની આ કવિતા છે. તે બચાવનાર પરદેશી હતો તેને હિંદુ સંસારના સંબંધમાં કેવા શબ્દોમાં કહે છે—'પરદેશી સર્જન! હીન્દુઓ ગાળેજ જીવન કલેશમાં'! એ ખરૂં છે. કારણ કે સ્નેહવગર પરણવાથી

દમ્પતીનું જીવન કલેશમાજ જાય છે. પરંતુ શું કરવું ? ' પણ હાય! હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી.' એવા શબ્દોથી તે હીન્દુ જ્ઞાતિમાં જન્મ પામવાને પણ ધિક્કારે છે. વળી તે આગળ કહે છે કે —

'શૈશવ વિશે કર પીડીયો અજ્ઞાત એક શિશુજને.
'ઉદ્વાહનાજ કરારમાં સહી કીધી મુજ મુજ ગુરૂજને;

આથી તે બાળ લગ્ન કરી માબાપો છોકરીની વતી તેની સહી કરી આપે છે એમ બતાવે છે આ રીતિને તે કેવી દુઃખદાયક અને ત્રાસોત્પાદક હોવાનું માને છે' આ જાણતાં છતાં પણ શું તુ એ રીતિને વળગી રહીશ ?"

" એ બાળાના વિચાર સાથે હું મળતી આવી શકતી નથી. મારી માન્યતા જુદાજ પ્રકારની છે માબાપ આપણને જેની સાથે પરણાવી આપે તેની સાથે શા માટે પછવાડે ફિર ન જોડવું ? ફિર પછવાડેથી પણ ધારીએ તો જોડી શકીએ છીએ ? એજ સાક્ષર શ્રીકુમુદસુંદરીને પ્રમાદધન સાથે પરણેલી જોઈ સરસ્વતીચંદ્રના મુખમાથી કહેવરાવે છે કે—'શરીર જ્યા હોમ્યું ત્યા હોમ્યું, પડ્યું પાનું નિભાવી લે,' કે ઠીક ન હોય તો 'સુધારી લે.' આ પ્રમાણે આપણાથી શા માટે ન થાય ? "

" કુમુદસુંદરી અને પ્રમાદધનનું જીવન કેવું કલેશયુક્ત હતુ તે શું તું નથી જાણી શકી ? હૃદય તો જયા જોડ્યું હતું ત્યાજ જોડ્યું હતું કુમુદ અને સરસ્વતીચંદ્ર પચ્ચે જે પ્રેમ હતો તે શુ એથી નાબુદ થયો હતો' હું કહું છું કે ઉલટો સજડ અને ઉત્કટ થયો હતો. તેમના સુંદરગિરિ ઉપરના સહવાસથી આ સ્પષ્ટ જણાઈ આવે છે. કુમુદ અને પ્રમાદધન પરસ્પર હૃદય એકતા વગરનાં અને અપરિચિત હતાં તેથી પરણ્યા પછી પણ તે હૃદયની એકતા લાવી શકયાંજ નહિ. તે શું પરસ્પર સંતોષી હતાં? જો એમ હોય તો પ્રમાદધન વેશ્યા ગમન શા માટે કરે ? જો બેય જણાં પ્રેમી હોય તો તેમનાં જેવાં જીવન હતાં તેવાં હોઇ શકે ખરાં ? બેય વિદ્યાચતુર અને ગુણસુંદરી જેવાં જીવનવાળાં કેમ ન હોય? ધારો કે આપણે પરણ્યા પછી સ્નેહ કરવા મથીએ પણ સામુ પાત્ર ન કરે તો. આથી પહેલાં સ્નેહ કરવો એ શું ખોટું.

આવી રીતે કેટલીકવાર વીવાદ કરી બેઉ જણાએ નક્કી કર્યું કે પરણ્યા પહેલાં એક બીજાથી પરિચિત થવું અને હૃદય એકતા કરવી

એ ખાસ આવશ્યક છે. પરંતુ તે થવાનો સંભવ માત્ર વડિલો તેવી છુટ આપે તેના ઉપરજ રહેલો છે. આ નક્કી થયું પરતું તરલાએ ઉદયકાન્તને ચોક્કસ આશા આપી નહિ. ઉદયકાન્તને પતિ કરવાની તેને ઘણી ઉત્કંઠા હતી પરંતુ તેમ થવામાં તેને ઘણી શંકા હતી. પિતા પાસે એ માગણી કરી શકે તેમ નહોતી તેમજ પિતા કરે તેમાં ના પાડી શકાયાની તેનામાં હિમ્મત પણ નહોતી. તોપણ નશીબદેવી શું કરે છે ? અને બને તો પિતા કને માગણી કરવી એવો તેણી એકલીએ મનમાં વિચાર કર્યો પરંતુ તે ઉદયકાન્તને જણાવ્યો નહિ—આશા ન મળતાં ઉદયકાન્ત પણ કાંઇક ખેદ પામ્યો. ગમે તેમ કરી તરલાને પોતાની બનાવવાનો તેણે નિર્ણય કર્યો. તેણે ધાર્યું કે " તરલાની મરજી છે એટલે વાંધો આવવાનો નથી. માત્ર તે પોતે કાંઈ હિલચાલ કરી શકે તેમ નથી નહિતર કર્યા વગર રહે તેવી નથી. પાસા તો ફેંકવા દાવ પડે તે ખરો. જો તે મને પતિ બનાવવામાં રાજી ન હોય તો ' વ્હાલા ઉદય ! ' એ શબ્દો તેના મુખમાંથી સરે ખરા ? તે મને હજુ તેનું પુરેપુરૂં હૃદય જાણવા દેતી નથી તેના હૃદયમાં કાંઇ છે અને મુખમાં કાંઇ છે એ તેના આ વર્તન ઉપરથી સાબીત થાય છે."

---

# પરિચ્છેદ ૧૫ મો.

## પ્રેમનું પ્રકટીકરણ.

" Love is the creation of all the worlds."
અર્થાત્–સઘળાં જગતનું આદિ કારણ પ્રેમજ છે.

ગત પરિચ્છેદમાં જોયા મુજબ ઉદયકાન્ત અને તરલા વિવાદ ચલાવતાં હતાં એવામાં શીરિષકુંવર ત્યાં આવી ચડી તે આવી એટલે વિવાદનો અંત આવ્યો. તે બેયના ચ્હેરા ઉપર ચિંતા અને ઉંડા વિચારનો ભાસ જણાતો હતો પરંતુ તે અજાણી નિર્દોષ મુગ્ધા કાંઇ કળી શકી નહિ. ઉદયકાન્તને જોઈ લજ્જાથી વસ્ત્ર સારી રીતે સંકોચી તે તરલાની બાજુમાં જઈ બેઠી. તેને ઉદયકાન્ત સાથે વાત કરવાની છુટ થઇ ગઇ હતી.

" ઓ હો ! આજ ઘણા દિવસે જોવામાં આવ્યા ! હવે તો વકીલ સાહેબ અને તેમાંય વળી નગરશેઠાણી સાહેબના પ્રતિનિધિ બન્યા એટલે કહેવુંજ શું ? માન આવી ગયું હશે ! " શીરિષ અર્ધ સ્મિતપૂર્વક ઉપહાસ કરતી બોલી.

" ના, એમ કાંઇ નહિ. જ્યાં સ્નેહ હોય ત્યાં માનને આવવાનો અવકાશ મળતો નથી. હમણાં કામની ઉપાધિમાં હતો એટલે આવી શકાતું નહિ."

" મારા પિતાજી કહેતા હતા કે તમે બહાર ગામ ગયેલા હોવા જોઇએ નહિતર અમારે ત્યાં આવ્યા વગર ન રહો. તે અહીંની મ્યૂનિસિપલ કાઉન્સીલના મેમ્બર નીમાયા તેની તમને ખબર છે કે નહિ ? "

" હા; હું કામ પ્રસંગે વિપુલનગર ગયો હતો. હજુ કાલેજ આવ્યો છું. અત્યારે તેમને મુબારકબાદી આપવાજ આવતો હતો. રસ્તામાં આ સ્ટેશન આવતાં અહીં અટકી ગયો."

" વારૂ, તમે કાઉન્સીલમાં ક્યારે નીમાશો ? "

"હું હજુ કાંઇ એવડો મોટો સંભાવિત નાગરિક નથી થઇ ગયો કે મને એ સ્થાન મળે કે હું તેવી આકાંક્ષા રાખું ' તો પણ મને હિમ્મત છે કે એ સ્થાન હું કોઇ દહાડો પ્રાપ્ત કર્યા વગર નહિ રહું. અહીંની મ્યૂનિસિપાલિટિમાં હાલ ઘણી અંધાધુંધી ચાલે છે. 'નહિ ઝાડ ત્યાં એરંડો વૃક્ષ' એ કહેવત મુજબ નિપુણપ્રસાદ મ્હાલે છે, ગરીબોની સ્થિતિ ઉપર વિચાર કર્યા વગર નવા નવા કરો નખાય છે. મેમ્બરો પૈસાવાળા અને આવડત વગરના હોય છે. નવો કર પોતાને આકરો ન પડે એટલે જાણે કે બધાયને તેમ હશે. સુવર્ણજ ચડેલી કીડી સર્વત્ર સુવર્ણજ જુએ છે. પૈસાદારને ગરીબોની સ્થિતિનું શું ભાન હોય? ગરીબો કેવી કેવી હાડમારીઓ ભોગવે છે તેની શોધ પાગ કરવાની કોને પરવા હોય? મ્યૂનિસિપલ કાઉન્સીલમાં હાલ કોઈ ગરીબોનો બેલી નથી હું મેમ્બર થઇશ ત્યારે ગરીબોનીજ ઉદ્ધાર કરવાના હાલતા પૈસાદારની પણ એજ વલે થાય છે. અમારા ચીમનલાલને શું થોડા હેરાન કર્યા? મ્યૂનિસિપાલિટિ તે લોક હિતાર્થે કે પોતાના અર્થે? આમાં કોઈનો દોષ નથી. આપણેજ આપણા લોકોને હેરાન કરીએ છીએ—માન આપતા નથી. આવી આપણી અંદરો અંદરની સ્થિતિ જોઇ વિદેશી–દૃષ્ટાંત તરીકે આપણા ઉપર રાજ ચલાવતી પ્રજાના સાહેબ મહેરબાનો—આપણો તિરસ્કાર કરે કે આપણું હિત ન ઇચ્છે તેમાં શી નવાઇ! દૃષ્ટાંત તરીકે આપણા દેશનો કોઇ મ્હોટો અધિકારી હશે તો તે સાધારણ મનુષ્યની સાથે વાત કરતાં પણ શરમાશે. તેને તુચ્છકારી કાઢવામાં તે જરા પણ અચકાશે નહિ. તેની સલામ સરખી પણ નહિ સ્વીકારે તો વાત કરવાની આશા તો રખાયજ ક્યાંથી! રેલ્વેનો દાખલો લઈએ, આપણો દેશી માસ્તર આપણનેજ ધક્કા મારશે. યુરોપીઅનોનો દાખલો લ્યો. ગમે તેવો અધમ સ્થિતિવાળો યૂરોપીઅન આવશે તો તે તેને પુરતું માન આપશે અને વાત કરશે. તેમજ જરૂર હશે તો બનતી મદદ કરશે. આપણામાં આ માંહેનું કાંઈ છે? ઉલટું એક બીજાનું કાપવા ઉભા થશું અને આપણા હાથથીજ આપણા દેશનું બુરૂં થશે તેટલું કરશું. આપણા દેશમાં જ્યારે દેશાભિમાન, સમાજવાદ, સર્વ જાતની પ્રજામાં એકતા, દરેક પ્રજાને સાર્વજનિક હિત તો એક સરખુંજ લાગુ પડે છે એવો દૃઢ વિચાર, સમગ્ર પ્રજાનાં સારામાં આપણું સારૂં રહેલું છે એવી માન્યતા, વિગેરે જન્મ લઇ વસ્તુ ગતિને પામશે ત્યારેજ આપણે ઉન્નતિનું શિખર જોઇ શકશું."

ત્યાર પછી કન્યાઓની હાઈસ્કૂલમાં અપાતાં શિક્ષણ, સારાં શિક્ષણને માટે નગરશેઠાણીની બાલિકાઓ અને શિક્ષક વર્ગમાં ઇનામ આપી તેમનામાં ઉત્સાહ જગાડવાની ઉમદા યુક્તિ વિગરે બાબત કેટલીક વાત કરી ઉદયકાન્ત ઉઠયો. તરલા બારણા સુધી તેની સાથે ગઈ. એવી રીતે બારણાં સુધી સાથે જવું એ એક પ્રકારનો શિષ્ટાચાર-વિવેક અને જનાર પ્રતિમાન ગણાય છે.

ત્યાંથી નીકળી ઉદયકાન્ત શીરિષના પિતા વિમળલાલ પાસે ગયો. શીરિષ પણ પોતાને ત્યાંજ જતા હોવાથી સાથે ગઇ. ઉદયકાન્ત વિશે શીરિષનાં મનમાં જુદાજ પ્રકારના ભાવ થઇ ગયો હતો તેણીનો ભાવ પ્રેમ અને સામાન્ય સ્નેહનાં મિશ્રણવાળો હતો. તેણી ઉદયકાન્તને અન્યન્ય ભાવ લાગણી પૂર:સર ચાહતાં શીખતી જતી હતી. તેનો આવો ભાવ જોકે તેણી વ્યકત કરી શકતી નહોતી પરંતુ ઉદયકાન્તને દીઠો એટલે જાણે કે તેણીએ તેની કોઈ ઈચ્છિત—અલભ્ય વસ્તુ દીઠી. તેની સાથે બેસી વાતો કરવામાં તેને અનેરો—અલૌકિક આનંદ આવતો. જે ભાવથી શીરિષ ઉદયકાન્તને ચાહતી તે ભાવથી ઉદયકાન્ત જો કે તેણીને ચાહતો નહોતો પરંતુ કોઇ સગી કે સંબંધી કુમારિકાને જેવી રીતે ચહાય તેવી શ્રેષ્ટ રીતે ચાહતો. શીરિષ તેનાં હૃદયમાં સદા એવી ઇચ્છાને પોષતી કે પોતાનું સગપણ તેની સાથે થાય તો ઠીક. ઉદયકાન્તનો સ્વભાવ તેને બહુજ સાનુકુળ અને રૂચિકર થઇ પડયો હતો. કુદરતનો નિયમ છે કે જેની સાથે સ્નેહ થાય છે તેનો સ્વભાવ આપણને સાનુકુળ હોય તોજ સ્નેહ થયો હોય છે. જેવી જેની ઇચ્છા તેવું તેના સ્નેહનું સ્વરૂપ. સ્નેહનાં સ્વરૂપને બદલાતાં પણ વાર લાગતી નથી સ્નેહનું સ્વરૂપ બદલાવાનો એક સાદો દાખલો લઈએ. મુસલમાન કોમમાં કાકાની દિકરીને પત્ની કરી શકાય છે. બે ભાઇઓ સાથેજ રહેતા હોય એકને દિકરો અને બીજાને દિકરી હોય. આ બે છોકરાં હમ્મેશાં સાથે રહેતાં હોય–રમતાં-હોય–ખાતાં હોય–પીતાં હોય–ટૂંકમાં સદા સર્વદા સાથેજ હોય. તે વખતે તેમનામાં ભાઈ બ્હેનનો સ્નેહ હશે પરંતુ તેમના માબાપની તેમનાં જીવનો જોડવાની ઈચ્છા થાય અને તેમને બેઉનેજ પરણાવે તો પછી સ્થિતિનો ફેરફાર થયા પછીનો સ્નેહ કેવો થશે? જે સ્નેહ આજ સુધી ભાઇ બ્હેનનો હતો તે પતિ પત્નીનો થઇ જશે. આખી જીંદગી સુધી સ્નેહપૂર્વક સાથે રહેલાં જ્યારે આવી રીતે જોડાય ત્યારે તેમનાં જીવન

કેવાં ઉમદા અને પ્રિય થઇ પડતાં હશે! હીંદુ જ્ઞાતિનો એક દાખલો લઇએ. ઘણે ઠેકાણે એક જ્ઞાતિના બે મિત્રો પોતાનો સંબંધ કાયમ રાખવાની ખાતર પરસ્પર પોતાનાં બાળકો પરણાવે છે. પ્રથમ મિત્રાચારી હોય ત્યારે એક બીજાનાં ઘરનાં છોકરાં છૈયાં પરસ્પર હળે છે—મળે છે–રમે છે તે વખત તેમનો સ્નેહ જુદો હોય છે પરંતુ જ્યારે એ બે બાળકોનું સગપણ કરવામાં આવે છે ત્યારે તેમનામાં શરમાળપણું, લાજ વિગેરે આવે છે. નિર્દોષ ભાવથી જો કે તેઓ મળવાનો તાકડો સાધે છે પરંતુ તે વખતે તેમના સ્નેહનું સ્વરૂપ બદલાયું હોય છે અને જ્યારે તેઓ સંલગ્ન બની દમ્પતી થઇ રહેશે ત્યારે પણ સ્નેહનું સ્વરૂપ બદલી જાય છે. આવા દમ્પતીનો સંસાર કેવો સુખમય અને સ્વર્ગ સમાન અથવા પરિપૂર્ણ નિવડયો હશે? એક ઘર–જ્ઞાતિ–પ્રજા અને દેશની સમગ્ર પ્રજા જેવા મોટા મોટા સમુદાયોમાં જો સંપ અને સ્નેહ હોય તોજ તંત્ર સારો ચાલે છે તો જેની સાથે નિરંતર સહવાસમાં રહી જીંદગી પુરી કરવી હોય–સંસાર કર્ત્તવ્ય અદા કરવું હોય–ધર્મનું પરિપાલન કરવું હોય તેની સાથે સંપ કે સ્નેહ ન હોય તો કેમ ચાલે? સ્નેહ વગર શું એમાંનું એકે પણ થઇ શકે ખરૂં! આપણામાં ધર્મ અને ઉન્નત જીવનનો અભાવ માત્ર સ્નેહની ગેરહાજરીને લીધે છે. જેના ઉપર સ્નેહ ન હોય તેની સાથે સદ્‌ગુણોનો ઉપયોગ થતોજ નથી. જેની સાથે સ્નેહ હોય તેની સાથેજ આપણે પ્રમાણિકતા, દયા, ક્ષમા, સહાનુભૂતિ, ધૈર્ય, સરળતા, ઉદારતા, વિગરે રાખશું પરંતુ શું નહિ હોય તેની સાથે રાખશું ખરા?

શીરિષ અત્યારે સંગીત શીખવા માટે તરલાને ત્યાં આવી હતી પરંતુ ઉદયકાન્ત પોતાને ત્યાં જતો હોવાથી ત્યાં તેની સાથે વાતો કરવાનો આનંદ થશે એમ માની તેની સાથે ગઈ. સંગીત કરતાં તેની સાથે વાતો તેને વધુ સંગીતમય જણાતી. એવી રીતે વાતોમાં સંગીતનો ધ્વની ઉપજાવનાર સ્નેહજ; બીજું કોઇ નહિ. ઉદાહરણ તરીકે આપણને જે વસ્તુ પ્રિય હોય છે તે આપણે ગમે તેટલો ભાવ–દામ ખર્ચીને ખરીદીએ છીએ. તેનું કારણ માત્ર તે વસ્તુ ઉપરનો આપણો સ્નેહ. એક કવીએ કહ્યું છે કેઃ—

"સ્નેહતણું પરિબંધન એવું
દુઃખ સઘળાં લાગે સુખકારી"

જતાં જતાં ઉદયકાન્ત અને તરલાનાં નેત્રો ફરી એકવાર ભેટયાં. તરલાનો આ વખતનો ભાવ થોડીવાર પહેલાં હતો તે કરતાં જુદા પ્રકારનો

જણાયો. હિદયકાન્ત તે ભાવ કળી ગયો. જો શીરિષની હાજરી ન હોત કે હીંદુ જ્ઞાતિનો રિવાજ આડે ન આવ્યો હોત તો ઉદયકાન્ત જરૂર પાછો વળત અને તરલાને બાથમાં લઇ થાક્ત ત્યાં સુધી ચુમ્બત. હીંદુ ધર્મ પ્રમાણે આવું વર્તન નિંદ્ય અને અનીતિવાળું કહેવાય છે. પાશ્ચાત્ય પ્રજાનો મત આથી પ્રતિકૂળ છે. તેઓ તેને પ્રેમનીતિ કહી માન્ય રાખે છે. પ્રજા અને દેશના ફેરફાર સાથે તેમની નીતિ રીતિ પણ જુદી જુદી હોય છે. એક પ્રજા જેને નીતિ કહે છે તેને બીજી પ્રજા અનીતિ કહે છે. પુનર્લગ્ન ન કરનારી પ્રજા તેમાં અનીતિ ગણે છે જ્યારે તે કરનારી પ્રજા તેને નીતિ કહે છે અને ઉલટું તે ન કરવું તેમાં અનીતિ માને છે. કહે છે કે **मुंडे मुंडे मतिर्भिन्ना** ( કપાળે કપાળે જુદી મત ) એ મુજબ દરેક પ્રજા–જ્ઞાતિમાં ભિન્નભિન્ન નીતિ રહેલી હોય છે. જે નીતિ આત્મોન્નતિનો માર્ગ ન શીખવતી હોય તે નીતિ નીતિ કહેવાવાને લાયક હોતી નથી. નીતિની કેલવણી. નીતિની કેલવણી માટે ઘણા પ્રયાસો થાય છે. નીતિ શીખવવાનો હેતુ શો ? આત્મોન્નતિ કરવા માટે કે અન્યથા ? આત્મોન્નતિ માટેજ તો પછી આત્મોન્નતિ શાથી થઇ શકે તેનો વિચાર કરી તેનાં તત્વો નકકી કરવા; તે તત્વો તે નીતિ. તે તત્વો સદા આચારમાં મૂકાય એટલે નીતિ પાળી કહેવાય અને નીતિ પળાય એટલે આત્મોન્નતિ થાય. પુનર્લગ્ન કે લગ્ન એ કાંઈ ખરૂં જોઇશું તો નીતિની વસ્તુઓ નથી એમ પણ કહી શકાશે નહિ અને છેક છે એમ પણ કહી શકાશે નહિ. તેમાં કુદરત અને સ્નેહ આવેલા છે. આપણે લગ્ન કરીએ છીએ તે કાંઇ નીતિ માની કરતા નથી પરંતુ કુદરત આપણને તેમ કરવાની ફરજ પાડે છે. કુદરત કેવી રીતે ફરજ પાડે છે તેનું સ્પષ્ટીકરણ કરવું અગત્યનું નથી કારણ કે તે જ્ઞાનીથી તે અજ્ઞાની સુધી અજાણ્યું નથી. તે નીતિની વસ્તુ શા માટે છે ? કારણ કે તેમાં ડગલે ડગલે નીતિ પાળવી પડે છે સ્નેહ એ પણ નીતિનું એક તત્વ છે. સંલગ્ન થયા પછી કુદરત બહુ સંસર્ગમાં આવતી નથી પરંતુ નીતિને ગાઢ પરિચય રહે છે. પુનર્લગ્ન આત્માની ઉન્નત દશા ઉપર આધાર રાખે છે. પુનર્લગ્ન કુદરતની દૃષ્ટિમાં તો એક સરખુંજ છે નીતિની દ્રષ્ટિમાં ફેર પડે છે. લગ્નનો હેતુ એકતાનો છે અને પુનર્લગ્ન થયું એટલે તેમાં એકતાને બદલે અનેક્તા થઇ અને અનેકતા થઇ તે અનીતિ. પુનર્લગ્ન કરવામાં આવે તો સ્નેહનો હેતુ કયાં રહ્યો ? સ્નેહ એક વસ્તુને માટેજ હોય છે. એક મૂકી બીજી લેવાની વૃત્તિ થાય એ સ્નેહ કહેવાય નહિ. સ્ત્રી અને પુરૂષ આત્મોન્નતિનાં કાર્યમાં પરસ્પર મદદ કરનારાં છે. માત્ર આત્મોન્નતિના

હેતુથીજ જો મદદગારની જરૂર હોય તો લગ્ન કરો કે પુનર્લગ્ન કરો તે બેય સરખાંજ છે. કહેવત છે કે 'એક કરતાં બે ભલાં.' જોડી ખંડિત થતાં જો આત્મોન્નતિમાં વિઘ્ન આવતું હોય અને એના વગર આગળ નજ જઇ શકાય તેવું હોય તો એક સરખીજ સ્થિતિવાળી બે ખંડિત જોડીના પાત્રો ફરીથી જોડાય તો તેમા કાંઈ ખોટું નથી. આવા કારણથી તેમને ન જોડવા દેવાં એપણ જુલમ ભર્યું અને પાપનું કલ્પ ગણાય. આ બધાનો આધાર જ્ઞાતિના વિચાર ઉપરજ રહેલો છે. જેવો વિચાર તેવો આચાર, સહુ સહુના વિચારને અનુસરીનેજ આચરણ કરે છે

તરલાનાં ચપળ નેત્રોએ ઉદયકાન્તને ફરી વેળાસર આવી મળવાનું આમંત્રણ આપ્યું. ઉદયકાન્તે તેનો સ્વીકાર કર્યો. આવી રીતે હર્ષપૂર્વક બેય છુટાં પડયાં. તરલાને તે દિવસે શાળાએ જવું કે સંગીતના અભ્યાસ કરવા કરાવવાનું કે વાચવાનું કે ખાવા પીવાનું કે કોઇ રીતે ગમ્યું નહિ અને ચેન પડયું નહિ. તેને ઉદયકાન્તનાજ વિચાર આવવા લાગ્યા. પોતાના ઉદયની વસ્તુ તરીકે તેનેજ ગણવા લાગી આજે ચિત્તવૃત્તિ સ્વસ્થ નથી તેથી આવી શકાશે નહિ તો ગેરહાજરી માફ કરશો એવી મતલબની ચીઠ્ઠિ લખી તેણીએ કોઇ કન્યા સાથે હેડ માસ્તરને મોકલી આપી.

### હરિગીત.

જ્યારે હૃદયમાં પ્રેમની ઉર્મિ ઉછાળા મારતી.
ત્યારે રહે ના અખિલ જગનું ભાન–બુદ્ધ પણ જતી;
દૃષ્ટિય અવરોધિત થઈને પ્રેમ ફકત વિલોકતી;
શ્રેણી વિચારો અન્યની તેવીજ રીત ના આવતી.
તે જ્યાં જુએ ત્યાં પ્રેમ—માત્રજ પ્રેમ નજરે ખેલતો;
વિણ પ્રેમના વિચાર બીજો કો વિચાર ન આવતો;
આત્માય પણ બની પ્રેમરૂપન અન્યથી એ જાગતો,
તે જે જુએ જે જે વિચારે પ્રેમ તેમાં ભાસતો.

વળી "અમરૂસતક" કહ્યું છે તેમ :—

"સા સા સા સા જગત સકલે હોય અદ્વૈતવાદ"

એટલે વિયોગી પ્રેમીને "સકલે જગતમાં તેણી અને તેણીનુંજ (પ્રિયાનુંજ) પ્રતિબીંબ દેખાય છે એ તે કેવો અદ્વૈતવાદ હશે?"

તરલાની પણ આવીજ દશા થઈ. નજરે પણ ઉદયકાન્ત અને વિચારે પણ ઉદયકાન્ત. ખરેખર આજ તો તે તેના ઉપર કાંઇક જાદુનો ખેલ કરતો ગયો. તેને મોઢે ચોખ્ખી હા પાડી નહોતી પણ તેના ગયા પછી તેની આવી સ્થિતિ થઈ પડી વસ્તુની કિમ્મત તેની હાજરી કરતાં ગેરહાજરીમાં વધારે થાય છે. તેણીએ ન રાંધ્યું કે ન ખાધું કે બીજું કાંઇ કામ કર્યું. ચિત્ત ઠરે ત્યારે કરેને ? આખરે મુંઝાતાં બારણું બંધ કરી શય્યાવશ થઈ પ્રેમના અવનવા ચિતાર વિલોકતી ઓશીકા સાથે કપાળ દાબી તેનાજ ઉંડા વિચારમાં ગર્ક-તલ્લીન અને બીજી રીતે જડ-શૂન્યકાર થઇ ગઇ નિદ્રસ્થ થઇ. નિદ્રા પણ આવી નહિ. વખતો વખત સ્વપ્ન આવતાં તે ઝબકી ઉઠતી, "વ્હાલા ઉદય! વ્હાલા ઉદય! ... પરંતુ મારા પિતાને મારે કેવી રીતે કહેવું ? તે મારૂં કહેવું માનશે ? નહિ માને તો મારૂં ને તમારૂં શું થશે ? પ્રભુ ! પ્રભુ ! અમારા પ્રેમને અચળ કરવા અમારી વ્હારે ધાજે ! ......ઉદય પ્રભુ ! આવા ઉદ્ગાર કાઢવા સાથે અભિનયો પણ થતાં. તે પ્રભુને હાથ ઉચા કરી વિનવતી. સ્વપ્નનો અંત હોય નહિ તેમ આપણે પણ આ સ્વપ્નનો અંત નહિ જોઇએ.

---

# પરિચ્છેદ ૧૬ મો.

## સ્ત્રીઓની હાડમારી.

વિમળલાલે ઉદયકાન્તની ઉન્નત દશા વિશે જાણ્યું હતું. હિમ્મત, ફત્તેહ અને ચડતી જોઇ લોકો ચકિત થતા હતા અને હજુ પણ આગળ વધશે એવી ધારણા રાખતા હતા.

તેને શીરિષ સાથે આવતો જોઈ વિમળલાલ બારણાં સુધી સામો આવ્યો. આ પણ વિવેકનો એક પ્રકાર છે. વિમળલાલની ઉમ્મર જોકે ઉદયકાન્ત કરતાં બમણી હતી તો પણ તે બેયજણા મિત્રાચારીના રૂપમાં વર્તતા. સોળ વર્ષના દિકરા સાથે બાપે પણ મિત્ર તરીકે વર્તવું એવું શાસ્ત્રનું ફરમાન છે તો પછી પરાયા એવી રીતે વર્તે તેમા શી નવાઇ. તે બેયજણા સમાન વયનાની માફક બોલતા ચાલતા.

વિમળલાલને આવકાર દેવા માટે આવીને બારણે ઉભેલો જોઈ ઉદયકાન્ત છેટેથી બોલી ઉઠયો–"હેલ્લો! ઓલ્ડમેન વૉટ આર યૂ વેઈટીંગ ફોર?" (અલ્યા! વૃદ્ધ પુરૂષ તમે શાને માટે રાહ જુઓ છો?)

વિમળલાલ અંગ્રેજી ભણેલો નહોતો તેથી તેનો અર્થ બરાબર સમજી શકયો નહિ. તેના ઉત્તરમાં તેણે સ્મિત કર્યું. તે ઇજનેરી ખાતામાં મોટા કોન્ટ્રેકટ રાખતો તેથી તે કામની ચિજોનાં ઉચ્ચારના કેટલાક ફેરફાર સાથે નામ જાણતો કે વખતે તે ખાતાને લગતા શબ્દો જાણતો, તે અંગ્રેજી બોલી કે વાંચી શકતો નહોતો.

બારણા આગળ જઇ બેઉએ હસ્તધુનન કર્યા પછી ઉદયકાન્તે પુછયું-"કેમ, કોની વાટ જોતા હતા?"

"તમારા શિવાય બીજા કોની હોય? તમે હવે ચડતા જાઓછો એટલે જુના મિત્રો અને વળી અમારા જેવા અંગ્રેજી ન જાણનારા અને મોટી વયના સાથે સંબંધ રાખવો કયાંથી ગમે! વળી તમે

મિત્રમંડળમાં ઝપાટા મારો એવા ઝપાટા પણ અહીં ન મળે, અહીં તો વ્યવહારની વાતો હોય. તમે બારોબાર ન ચાલ્યા જાઓ તેટલા સારૂં આવીને બારણામાં ઉભો રહ્યો. શીરિષને સાથે જોઇ એટલે ધાર્યું કે શીરિષને મળતાં તે તમને ઘસડી લાવી હશે."

"તમે મોટા માણસ નહિ એમ કે? મ્યુનિસિપલ કાઉન્સીલના મેમ્બર નીમાયા તો ગરીબ તરીકે એમ કે? તમારી પાસેજ આવતો હતા. વચમાં તરલાએ રોકયો. શીરિષને પુછો ખરૂં કહું છું કે નહિ તમારી પદવી હવે ઘણીજ મોટી થઇ કહેવાય. કાઉન્સીલના મેમ્બર થયા એટલે પ્રજાના હાકેમ થયા. મ્યુનિસિપાલિટિ એટલે સ્વરાજ્ય, તેના મેમ્બર તે સરકારની કાઉન્સીલના મેમ્બર. તમને એ સ્થાને જોઇ મને અત્યંત આનદ થયો છે. તમે આવ્યા એટલે મને ઘણી સારી વગ થઈ. મને તમારારૂપી યંત્ર ઘણું સારી રીતે કામ આવશે. આ મ્યુનિસિપાલિટિમાં તો ગરીબોની હાડમારી છે. તેઓ ઉપર કરના બોજા નાખવામાં આવે છે, ભલે ને તે મરે પણ કર તો અવશ્યમેવ ભરે! શ્રીમંતને તો ઠીક. મ્યૂનિસિપાલિટિને કર આપવો પણ તેમનું વળતર–ફાયદો તો ગરીબોને મળે નહિ. ગરીબો આપવામાં ભેગા પણ ફાયદો લેવામાં નહિ. તે તો સારા સારા માણસોને અઘાટ વેચાએલો. આથી ગરીબોના પૈસે બીજાને મજા પડે છે. ગરીબોના લત્તા, તેમની કેળવણી, તેમની તંદુરસ્તી, તેમની કંગાળવસ્થા, તેમને પડતી રહેવા કરવાની હાડમારી, આનો કોઇ ખ્યાલ સરખો પણ લાવતું નથી. માત્ર પૈસા ઉઘરાવતી વખતે ગરીબો યાદ આવે છે. ઉઘરાણી કરતાં પણ આરબના જેવી–હબે તબે થાય. પટાવાળા કે કારકૂનોની ગાળો ખાય. મોટાં માણસને ત્યાંતો બોલાયજ નહિ. એ જ્યારે આપે ત્યારે લેવાય પણ ગરીબ વિલંબ કરે તો આવી જુલ્માટ થાય. કેવો હડહડતો અન્યાય!"

"હાલમાં શો સુધારો કરવાની જરૂર જણાય છે?"

"મારા અભિપ્રાય પ્રમાણે હાલમાં પ્રથમતો પાણીના નળની ગોઠવણ કરવાની જરૂર છે. બધા લોકો શ્રીમંતની માફક ઘેર નળ લઈ જઇ શકતા નથી અને નળ જે બહુજ છેટે છેટે ગોઠવ્યા છે તેથી લોકોને હેરાનગતિ પહોંચે છે. ઓછામાં ઓછા દર શેરી દીઠ નળ મૂકવા જોઇએ. તેમાંય ગામ બહાર રહેતાં ગરીબોને બહુજ હાડમારો ભોગવવી પડે છે. નળ તેમનાથી ઘણા દૂર હોય છે. એકતો આખો

દહાડો મજુરી કરી થાકીને લોથપોથ થઈ ઘેર આવ્યાં હોય અને વળી ઘણે દુર પાણી ભરવા જવું."

"નળ નહોતા ત્યારે ગામ બહાર કુવે કે તળાવ કે નદીએ કેમ પાણી ભરવા જવું પડતું? એ જોતાં નળ બહુ દૂર ન કહેવાય. ગરીબના સંબંધમાં તમારી દલીલ વ્યાજબી છે. તેમની પાસેથી કર તો વસૂલ કરાય છે પણ તેમને એ સગવડ હજુ કરી આપવામાં આવી નથી. તે પ્રશ્ન હાથ ધરવા જેવો છે."

"તમે હજુ મારો આશય સમજ્યા લાગતા નથી. દૂરથી પાણી લાવવું એમાં રોજ પંદર વીસ કે તેથી વધારે બેડાં લાવવાં એ બૈરાંને કેટલું કષ્ટ?

બૈરાંઓ તો જન્મથી ટેવાઇ ગયેલાં હોય છે એટલે તે તેમને વસમું લાગે નહિ."

"વસમું તો ઘણુંએ લાગે પણ કહે કોને! કાંઇ પાણી લાવ્યા વગર છુટકો થવાનો છે! તેમને બીજા પ્રકારનું કષ્ટ પણ ભોગવવું પડે છે. પાણીને આરે જાતજાતની સ્ત્રીઓ એકઠી થાય. વળી પાણી-નાઆરા આગળ કેટલાક છેલબટાઉઓ પણ જરા દુર બેસી ન ખમાય તેવી બિભત્સ ચેષ્ટાઓ કરે છે. તે બધું સ્ત્રીઓને મુંગે મોઢે સહન કરવું પડે છે. તેમજ તેથી સ્ત્રીઓ—જે નબળાં મનની હોય તેમાં દુષ્ટાચાર પેસવાનો પણ સંભવ. બીજી હાડમારી કપડાં ધોવાની. તે-ટલા માટે તો તેમને તળાવે જવુંજ પડે—કે કુવે જાય. ત્યાં પણ તેમની એજ દશા. તળાવને કાંઠે ગમે તે લોકો જઈ શકે છે. હરામખોર લોકો હીરાની માફક ઝળકયા વગર રહેતા નથી. અદબવાળી સ્ત્રીને એ બધું કેવું દુઃખ લાગતું હશે? ત્યાં આગળ પણ કેટલાક અત્યા-ચારો થાય છે. માથે પાણી ભરી લાવી તેથી કપડાં ધોવાં ન પોસાય. ઘરમાં કે ઘર નજીક નળ હોય તો વાંધો નહિ."

વાત સ્ત્રીઓના સંબંધમાં હોઇ શીરિષ આ બધું ધ્યાનપૂર્વક સાંભળતી હતી.

"એમની વાત સાચી છે નદી—તળાવ કે કુવે ન્હાવા ધોવા જતાં સ્ત્રીઓને ઘણી હાડમારીઓ ભોગવવી પડે છે. તેમાં કોઇ એકલીજ હોય તો તેની કમબખ્તી! પેલી માણેકલાલની વહુ મોંઘીની તે દિવસે થયેલી

ફજેતી જોઈને ! એ નીચના હુમલાથી બચી નાઠી તો પછવાડે પડી રહેલાં કપડાં–તાસક વિગેરે ગયું ! એકલી દુકલી જોઇ હરામખોરો લૂટ કે ચોરી પણ કરે છે. એવી ઘણી વાતો સાંભળીએ છીએ. ખરેખર આ સંકટનું તો નિવારણ થવુંજ જોઇએ. '' શીરિષ પોતાનો અભિપ્રાય આપતી બોલી.

"આવી સ્થિતિને અંગે કાંઇક બંદોબસ્ત કરવાની જરૂર છે ખરી. પરંતુ એ ઘણીજ ગુંચવણવાળી બાબત છે. જો ન્હાવા ધોવાનું એકજ ઠેકાણું હોયને તો પોલિસનો બંદોબસ્ત થઇ શકે પરંતુ એવાં ઘણાં સ્થળો છે. જ્યાં જેને ફાવે તે આરે જઇને બેસે વળી બહુતો એક સીપાઈ રખાય ત્યાં કાંઇ ટુકડી તો રાખી શકાય નહિ. તે સીપાઈથી પણ કાંઇ આરા નજીક તો જવાય નહિ. ચોરી કરનાર તો ચોરી કરી ન્હાસી જાય એકલો સીપાઇ બીચારો શું કરે ? તેમાંય સીપાઇ કેટલેક આરે રખાય ? અલબત્ત તેમ થતાં કાંઇક અટકાવ થાય ખરો પણ તેથી ધારેલો હેતું જેવો જોઇએ તેવો સફળ ન થાય એટલે એ વિશે માથાફોડ કરવી વ્યર્થ છે. '' વિમળલાલ બોલ્યો

"એ વિચારેજ ઘેર ઘેર કે શેરીએ શેરીએ અને ચકલે ચકલે નળો કરવાની અગત્ય છે. સાત આઠ ઘર વચ્ચે એક નળ હોય તો ઠીક ચાલે."

"હા વળી એક બીજી આવીજ બાબત. તે એ છે કે સ્ત્રીઓ ગામ બહાર જાજરૂ જવા જાય છે તે. ત્યાં પણ લગભગ નવાણના જેવીજ સ્થિતિ. સ્ત્રી ખુલ્લા મેદાનમાં જાજરૂ જવા બેઠી હોય અને નજીકમાં પુરૂષોની આવ જા થયાં કરે છે. તે વખતે પણ પુરી હાડમારી થાય છે. એને માટે પણ નળની માફકજ ગોઠવણ કરવાની જરૂર છે. આ બે બાબતો કર્યાં શિવાય સ્ત્રીઓને ભોગવવી પડતી હાડમારી અપમાન કે તેમનામાં થતો દુષ્ટાચાર અટકવા નહિ પામે. શહેરમાં ગરીબ લોકો શા શા રોગોથી પીડાય છે. તેને માટે શા ઉપાય યોજવા. તેઓને ધંધો મળે છે કે નહિ. ધંધામાં તેમને પેટપુર પગાર મળે છે કે નહિ એવી જે મ્યૂનિસિપલ બાબતો છે તે ઉપર તો વળી પછી જોવાનું છે. મ્યુનિસિપાલિટિનો ઉદ્દેશ લોકોની તંદુરસ્તી જાળવવાનો–રક્ષણ કરવાનો–તેને ઉન્નત કરવાનો તેમની બીજી વિટંબણાઓ દૂર કરવાનો છે. અલબત્ત એ બધું કાંઈ મફત ન થાય અને તેને અંગે કર નખાય પરંતુ કરના પ્રમાણમાં ફાયદો ન મળે તો તેનું શું સમજવું ? મ્યુનિસિપાલિટિને વ્યાપારીની પેઢી સમજવી કે તેને સાર્વજનિક કલ્યાણ કરનારૂં મંડળ સમજવુ ? જો પોતાનું

કર્તવ્ય બરાબર સમજવામાં આવે તો મ્યુનિસિપાલિટિ એ પ્રજાને સ્વરાજ્ય છે. એમાં કાંઇ સરકાર કે આપણાં આ રાજ્યને ફાયદો-ઉપજ મેળવવાનો ઈરાદો નથી. એ સંસ્થા આપી તેમણે આપણને સ્વરાજ્ય આપ્યું છે અને ઉલટી તેમાં પૈસા કે અધિકારવડે રાજ્ય તરફથી મદદ મળે છે.'' ઉદયકાન્ત બોલ્યો.

વિમળલાલે તેના અભિપ્રાયમાં સહાનુભૂતિ આપી પોતાનાથી બનતું કરવા વચન આપ્યું.

"લ્યો હવે વખત થઇ ગયો છે માટે ઉઠીશ.''

"અરે મારી બાએ ચાહ તૈયાર કરી છે. હું લાવતાં લાવતાં વળી આ વાત સાંભળવા બેસી ગઇ.'' શીરિષ ખરાં દિલથી બોલી.

આ ભાવ શું સૂચવે છે? અંતરનો પ્રેમ કે બીજું કાંઇ? સ્નેહ વગર સુશ્રુષા કરવી સુજે ખરી? કે એટલું લક્ષ રખાય ખરૂં?

"ઘેરથી નીકળ્યો હતો અને વળી તરલાએ પાઈ. આ ત્રીજીવાર થશે. બહુ ચાહ પીવી સારી નથી. અતિશયપણું હમેશાં ભયંકર છે. પણ હવે શીરિષનો આગ્રહ છે તો પીશ; તૈયાર કરેલી પડી રહે એ પણ ઠીક નહિ.''

કોઇ પોતાને ત્યાં આવે ત્યારે ચાહ વિગરે તૈયાર કરી મોકલવું એ સ્ત્રીઓનો વિવેક છે. સારી કેલવણી વગરની સ્ત્રીઓમાં આવો વિવેક હોતો નથી. શીરિષની મા જોકે ભણેલી નહોતી તોપણ ગૃહસ્થાશ્રમના શિષ્ટાચારની તેનામાં ઉમદા કેલવણી હતી. સ્ત્રીઓને ઘરને સ્વર્ગ સમાન બનાવતાં-સુઘડતા-સ્વચ્છતા-વિવેક વિગરે તેમજ નીતિ પાળતાં આવડે એજ ખરી કેલવણી છે. સ્ત્રી કેળવણીની હદ માત્ર લખતાં વાંચતાં આવડ-વામાંજ સમાએલી નથી. લખતાં વાંચતાં ન આવડે તો ચાલે પરંતુ આવો શિષ્ટાચાર ન આવડતો હોય તો ન ચાલે. આવા શિષ્ટાચારવાળી સ્ત્રીજ ઘરને સ્વર્ગ સમાન અને સંસારને સુંદર અને સુખદ બનાવી શકે છે. ભણેલી અને તેમાંય અંગ્રેજી ભણેલી તો આવો શિષ્ટાચાર શીખ વાને બદલે ઉચ્છ્રૃંખલતા શીખે છે. પુરૂષો સાથે સમાનતાનો દાવો કરે છે. રાંધવું કે ઘરનું કામ કરવું કે કોઈની સુશ્રુષા કરવી એતો તેમને હલકું-નામોશી ભરેલું લાગે છે; જોકે તેમનો ખરો ધર્મ અને તેમની વ્યક્તિનો ખરો આશય તો એજ છે. પુરૂષો સાથે સમાનતાનો દાવો

કરવામાં આવે છે પરંતુ પુરૂષ અને સ્ત્રીની વ્યક્તિયો વચ્ચે કુદરતે રાખેલા તફાવતને કોઇ લક્ષમા લેતું નથી. જે વ્યક્તિ જે કામ કરવાને કુદરતે લાયક બનાવી હોય તે કામ તે કરે તો શોભે પરંતુ એથી ઉલટું કરવા જાય તો કાંઇ શોભે ખરૂં ! સ્ત્રીઓને ખરી કેલવણી તો તેમની વ્યક્તિના ઉદ્દેશાનું જ્ઞાન આપવું એ છે. વ્યક્તિ કર્તવ્યથી ભ્રષ્ટ થાય એ કેળવણી શા કામની ? સ્ત્રી કેળવણીનો સવાલ ઘણોજ ગંભીર છે. તે વિશે ઉપલ-ગીઓ વિચાર લાવવાનો નથી. તેમાં શાસ્ત્રીય વિચારની જરૂર છે. અગાઉની મહાન સ્ત્રીઓ ભણેલી નહોતી છતાં તેમનાં ચરિત્રો સમજી તે પ્રમાણે પોતાનાં ચરિત્રો બનાવે તોજ સ્ત્રીઓએ કેલવણી લીધી કહેવાય અન્યથાતો સુધરવાને બદલે ઉલટું ઉધાળવું કહેવાય. આ વિશે એક પાશ્ચાત્ય વિચાર ઘણોજ ઉમદા છે :—

> " There are girls who can speak,
> Both Latin and Greek;
> Can read Goethe and Plato.
> But I should like to marry
> A girl who can cook a potato."

અર્થાત—લાટીન અને ગ્રીક બોલવાવાળી ઘણી કુમારિકાઓ છે; તેઓ ગોઇથ અને પ્લેટોનાં પુસ્તકો પણ વાંચવાને શક્તિવાન હોય છે. પરંતુ હું તો જે કુમારિકા રાંધી જાણતી હોય તેનેજ પરણવા માટે પસંદ કરૂં છું.

સ્ત્રીઓનું ખરૂં કર્ત્તવ્ય શું છે તે આ ઉપરથી ઘણી સ્પષ્ટ રીતે સમજી શકાય છે. સ્ત્રીનું ખરૂં કર્ત્તવ્ય ભાષા ભણવામાં કે મહાન લેખકોના ગંભીર પુસ્તકો વાચવા કે સમજવાની શકિત ધરાવવામાંજ સમાએલું નથી પરંતુ સંસાર કેમ સુંદર અને સુખમય થાય તેમ કરવામાં રહેલું છે. સંસારને સુધારવામાં શું શું જોઇએ તેનો બુદ્ધિ પૂર્વક—શાસ્ત્રાનુસાર વિચાર કરી તે પ્રમાણે આચરવાથી તે કર્ત્તવ્ય અદા કરી શકાય. શાસ્ત્રો કહે છે કે કમાવાનું કામ પુરૂષોનું છે પરંતુ ગૃહ કારભાર ચલાવવાનું કામ સ્ત્રીનું છે. ગૃહ કારભાર ચલાવવામાં શ્રેષ્ટ થવાય તેવી કેલવણીની સ્ત્રીઓને જરૂર હોય છે. જ્યાં સુધી આ પ્રમાણે નહિ થાય ત્યાં સુધી બન્ને વ્યકિતનું જીવન સાફલ્ય અસંભવિત છે.

શીરિષ ચાહ લાવી અને બેયજણુ પીવા લાગ્યા. તે પછી તેમના માટે પાન બનાવવા લાગી. ચાહ પી રહ્યા બાદ તેણીએ બેયને પાન આપ્યાં. ઉદયકાન્તને આપતાં તેનો કોમળ હાથ કંપતો હતો. સારૂં થયું કે એ કોઇ દેખી ગયું નહિ. આપતાં તેણીના ઓષ્ટ અને નેત્ર બેઉમાં સ્મિત અને સ્નેહનુ ઝરણુ હતું હૃદયનું ચિત્ર નેત્રોમાં આબેહુબ પડી રહ્યું હતું. ઉદયકાન્તથી તે ચિત્ર વિમળલાલ સમક્ષ અવલોકી શકાય તેમ નહોતું.

પાન લઈ ઉદયકાન્ત ઉઠયો. વિમળલાલ તથા શીરિષ બારણા સુધી તેની પછવાડે ગયાં. રસ્તામાં ઉભો રહી ઉદયકાન્ત વિમળલાલ સાથે બોલતો હતો ત્યારે શીરિષ મુંગે મોઢે ઉભી હતી પરંતુ તેન નેત્રો તો કામ કરતાં હતાં તે ઉંડા ભાવપૂર્વક તેના સામું તાકી રહી હતી અને નેત્રોમાંથી ફરી આવવાનુ આમંત્રણ આપવા સાથે સ્નેહનું ઝરણું વહેતું હતું. અહા, કેવો મુંગો પ્રેમ! પ્રેમને કાંઇ ખાસ સંજોગોની જરૂર પડતી નથી. તે જો એકવાર ઉત્પન્ન થયો તો પછી સતત વહ્યાં કરે છે.

---

## પરિચ્છેદ ૧૭ મો.

### કૃષિવૃત્તિ અને જમીન પ્રાપ્તિ.

"દરેક ઉપલબ્ધિ દૃઢ ઈચ્છા અને પ્રયાસ વગર થતી નથી."

પ્રાચીપુરના સમુદ્રના કિનારાની જમીન ઘણી ફળદ્રુપ હતી પરંતુ ગેરમાહિતી અને બેદરકારીને અંગે તે બધી પડતર પડી હતી. તેને ખેડવાનો વિચાર અદ્યપિ કોઈને આવ્યો નહોતો કે તે ખેડાય એમ કોઈ જાણતું પણ નહોતું, રાજ્યાધિકારીઓ પણ આવાં જ્ઞાન વગરના હતા. ઉદયકાન્તની દૃષ્ટિ તે ઉપર પડી.

ઉદયકાન્તને હવે કાયદા સંબંધી વિશાળ જ્ઞાન થઈ ગયું હતું. તેની પ્રેકટીસ ( કાર્ય પ્રવૃત્તિ ) પણ ઘણીજ વધી ગઈ હતી. તેના હસમુખા અને માન આપવાના સ્વભાવ તથા સહુને રાજી કરે તેવી બોલવાની છટાથી ઘરાકી ઘણી થઈ ગઈ હતી. કામ પણ સારી રીતે કરતો. ન્યાયાધિકારીઓ પણ તેના ઉપર પ્રસન્ન રહેતા. તેની પાસે હવે પૈસાનો જમાવ પણ સારો થઈ ગયો હતો. ખર્ચ કાંઈ નહિ અને કમાણી અઢળક ! પૈસાને નિદ્રા વશ રાખવો એ તેને પસંદ નહોતું. તેનો સિદ્ધાન્ત એવો હતો કે લક્ષ્મી જેમ ફરે તેમ ચરે અને વધારો કરે. ચરવાનું ક્ષેત્ર સહી સલામતી ભરેલું હોવું જોઈએ.

આપણે આગળ જાણી ગયા છીએ કે ઉદયકાન્ત સાંજરે ફરવા જવાનો બહુ શોખીન હતો. સમુદ્રમાંથી આવતો થંડો મીઠો પવન તેને બહુજ ગમતો. એક દિવસ બેન્ચ ઉપર બેઠો બેઠો તે દરિયામાંથી વહી આવતી અનિલની શીતળ, મધુર અને મૃદુ લહરીઓનો ઉપભોગ લેતો હતો. તે વખતે તેને દરિયાના કિનારાની જમીન ઉપર થતાં રબ્બર, નાળીએર વિગેરેનાં વાવેતરનો વિચાર આવ્યો. ત્યાંથી ઉઠી દૂર કિનારા તરફ ગયો. ત્યાં તેણે લગભગ બસો ત્રણસો એકર જેટલી જમીનની સપાટી જોઈ. તે ટુકડામાં બધેય ફરી તેણે જોયું. તેમા પાણીનાં ધોવાણ, વોકળા કે

એવું કાંઇ નહોતું. હાલતો ઝીણી ઝાડી હતી. રાજ પાસેથી આ જમીન ખરીદ કરી કે પટે લઈ તેમાં રબ્બર અને નાળીએરીનાં વાવેતર કરવાનો તેણે નિશ્ચય કર્યો. તેણે ખર્ચ—દરબારી કર વિગરે ઉપજ ખર્ચનો અંદાજ કાઢી જોયો. પાંચ છ વષ તો ફાયદા—ઉપજને બદલે ખર્ચ થાય તેમ હતું. જ્યાં સુધી ઝાડ ઉછેરી પાક આપે એટલાં મોટાં કરવામાં આવે ત્યાં સુધી તો કાંઇ ઉપજ થતી નથી પંરતુ ખર્ચજ થાય છે આવી રીતે ખર્ચ લગભગ દસથી પંદર હજાર રૂપીયાનું થાય તેમ હતું. ઉપજ શરૂ થયા પછી તો તે ત્રણ કે ચાર વર્ષમાં વસુલ થઈ શકે તેમ હતા. એ વસુલ થયા પછી તો બધી ચોખ્ખી ઉપજજ. આવીરીતે કેટલાક વિચાર--ઉપજ--ખર્ચ અને ભવિષ્યના--કરી તેણે ગમે તેમ કરી એ જમીન લેવાનો નિર્ણય કર્યો

બીજે દિવસે તે જયંતિલાલ સાથે તેના પિતાને મળ્યો. " તમે એ જમીનને શું કરશો ? "

" મને જે ઠીક લાગશે તે કરીશ, તેની સાથે આપને નીશબત નથી માત્ર મને તે વેચાણ કે પટાથી મળી શકશે કે કેમ ? "

" તમે તેને શા ઉપયોગમાં લેવા માગોછો તે જાણ્યાવગર મારાથી કાંઈ કહી શકાય નહિ. તમે વકીલ છો તેથી મારે તમને જણાવવાની જરૂર તો રહેતી નથી કે અમુક ઉપયોગમાં લેવાને માટે રાજ્ય જમીન આપતું નથી. ખનીજ પદાર્થોની માલીકી દરબારની પોતાનીજ છે. ગરાસ-દારોની જમીનમાં ખાણુ નીકળે તો તેની માલકી પણ દરબારની ગણાય છે. જો તમે એવા હેતુથી લેવા માગતા હશો તો નહિ મળે "

" નાજી, હું તેવા હેતુથી લેવા માગતો નથી. મારો વિચાર તેમાં ખતી કરવાનો છે,

" શાની ! "

" હું તેમા રબ્બર વાવવા ઇરાદો રાખું છુ. "

" હું નથી ધારતો કે તમે તેમાં ફત્તેહમંદ થાઓ, જો તે જમીન તેવી ખેતી થઇ શકે તેવી હોતતો આજ સુધી પડતર ન રહેત, સામાન્ય માન્યતા એવી છે કે દરિયા કિનારે ઝાડી શિવાય બીજું કાંઈ થાયજ નહિ."

એ સાંભળી ઉદયકાન્તે વિચાર કર્યો કે–" એ તમારી બેદરકારી–આળસનો પ્રભાવ છે. તમારી કામ કરવાની એટલી ઓછી દક્ષતા. એ

ખેતી કરવામાં થાપણની જરૂર હોય છે. થાપણ હોય છે તે આવી નાખા ફૂટમાં પડવા કરતાં તેને બીજી રીતે વાપરી લાભ મેળવે છે ધાન્ય અને કપાસ વાવવાની ટેવવાળા ખેડુતોને આવો વિચાર ક્યાંથી આવે અને કદાચ આવે તોપણ થાપણ ક્યાંથી કાઢે? ક્રેડીટ બેન્કો (નાણા ધીરનારી બેન્કો) ના અભાવે તેઓને થાપણ કોઇ ધીરનાર નથી. તેમ એ ખેડુત લોકો છેલી ઢબની કૃષિવિદ્યાનાં જ્ઞાનવાળા હોતા નથી એટલે આવી કૃષિ થતી હશે તેની તેમને ખબર પણ ક્યાથી હોય, તમારી આવી બેદરકારી–અદક્ષતા અને ખેડુતોની ગેરમાહિતી તથા થાપણવાળાની બેતમા મને ફાયદાકારક નીવડશે." આવી રીતે મનમાં વિચાર કરી તે વ્યક્ત રીતે બોલ્યો–"ભલેને ના થાય! તેથી નુકસાન થશે તો મને થશે, કાંઇ દરબારને નહિ થાય. દરબારને તો એવી નકામી જમીનના પણ પૈસા થાય છે."

"ઠીક પરંતુ અઘાટ વેચવા માટે મારે વિપુલનગર મંજૂરી માટે લખવું પડશે, ખેડુતની માફક પટે લેવી હશે તો તે મારાથી આપી શકાશે."

"પણ અભિપ્રાય તો આપી શકોને? અઘાટ શા દરથી આપશો?"

"અહીં સીમની જમીનનો ભાવ દર એકરે લગભગ ત્રણસો કે ચારસો રૂપીઆ છે; જેવી જમીન તેવો ભાવ. આ નકામી જમીન હોઈ કદાચ સો રૂપીઆ લઇએ."

"એક એકરના સો રૂપીઆ! તમારે તે દેખીતી લૂંટ કરવી છે કે શું! સારી જમીનના પણ સો ઉપજતા નથી."

કેટલીક વાતચિત થયા પછી દર એકરના પંદર રૂપીઆ પ્રમાણે તેમણે નક્કી કર્યું. ઉદયકાન્તે ધાર્યું કે–"ખેતીમાં નહિ ફાવુ તો મકાન કરીશ. બંદર ઉપર કામ કરનારાને શહેરમાં આવતાં છેટું પડે છે તેથી સહુ ત્યાં રહેવા આવશે. આપણને કાંઇ ખોટ જાય તેમ નથી. ખાનભાઇના તો ખરા થવાનાજ."

આ સંબંધમા રેવન્યુ કમીશનરે વિપુલનગર લખ્યું. તેણે અભિપ્રાય આપ્યો કે આ જમીન ખરાબો હોઇ કોઇ પણ પ્રકારના ઉપયોગમાં આવે તેવી નથી. નથી થાય ત્યાં ખેતી કે નથી થાય તેમાં મકાન કે નથી તેમાંથી નીકળે તેમ કોઇ ખાણ. ઉદયકાન્ત કોણ જાણે

શા હેતુથી લેવા તૈયાર થયો છે. તે તૈયાર (મૂર્ખાઇથી) થયો છે તો પછી સ્ટેટને શો વાંધો છે! સ્ટેટને તો પૈસા થાય છે. છેક નકામી પડી છે તેના કરતાં આ શું ખોટું! અઘાટ વેચાણ માટે–ખનિજ પદાર્થો સંબંધી સ્ટેટના હકો કાયમ રાખતાં–દર એકરના રૂપીઆ દસ લેવાય તો ઠીક છે જો કે ખરીદ કરનાર તો આનાકાની કરે છે છતાં બનશે તેટલા વધુ લેવામાં આવશે. આવી રીતે બીજું કેટલુંક લખી તેણે રીપોર્ટ કર્યો ચાર પાંચ દિવસમા તેને મંજુરી મળી ગઈ. વિપુલનગરની કચેરીઓમાં કામ બહુ ત્વરાથી થતું. આવી સુવ્યવસ્થાનું સઘળું માન ત્યાંના દિવાન બહાદુરને ઘટતું હતું. વિલંબ સાથે તો તેમને કટ્ટુ વેર હતું. ચોવીસ કલાક કે ખાસ કારણ હોય તોપણ ત્રણ દિવસમાં તો દરેક બાબતનો નિકાલ થવો જોઇએ એવી તેમની સખ્ત તાકીદ હતી. તેમણે દરેક ઓફીસો માંથી બાકી કામનાં પત્રકો દરઅઠવાડીએ મંગાવવાનો હુકમ કાઢયો હતો અને તેનો અમલ બરાબર થાય છે કે નહિ તેની તે છુપી રીતે તપાસ રાખતા. આ રીતિથી લોકોને અગાઉ જે ધક્કા ખાવાની હાડમારી ભોગવવી પડતી તે વિરમી ગઇ હતી. પ્રજા આથી તેમને આશિષ આપતી. મહારાજા સાહેબ પણ ખુશી થયા હતા. વિપુલનગરમાં આ દિવાન પહેલાં જે અંધાધુની ચાલતી ને બખેડો હવે લય થઇ ગયો હતો અને લોકો તેને દેખતું રાજ્ય થઇ ગયાનું કહેતા. આગળના દિવાનો એશઆરામ ભોગવવામાં–પૈસા મેળવવામાં દિવાનગીરી માનતા જ્યારે આ કામને પસંદ કરતા. તેમણે શાસ્ત્રીય રીતિપૂર્વક રાજ્ય કાર્યનું બંધારણ કરી દીધું. આજકાલ વિલાયત વિગેરેમાં સાયેન્ટીફીક મેનેજમેન્ટ (Scientific Management=શાસ્ત્રીય વ્યવસ્થા) નો જે પ્રચાર થયો છે તે હાલ આ રાજમાં દ્દષ્ટિગોચર થયો હતો. દિવાન નાગર ગૃહસ્થ હતા. તે એમ. એ; બી. એલ. થયા પછી વિલાયત જઇ બેરીસ્ટર થઇ આવેલા હતા. ઈકોનોમી અને ફિનેન્સમાં (કરકસર અને નાણા એટલે કે ઉપજ ખર્ચની વ્યવસ્થા) તે બહુજ કુશળ હતા. વિપુલનગરની દિવાનગીરી લીધા પહેલાં તે મુંબઇમાં પ્રેકટીસ કરતા હતા. ત્યાં પણ તેની કાર્ય કુશળતા અને ખ્યાતિ સારી હતી.

મંજુરી આવી ગયા બાદ રેવન્યુ કમીશનરે ઉદયકાન્તે બતાવેલી જમીનની સરવૈ (માપણી) કરાવી અને અઘાટ વેચાણનો લેખ તૈયાર કર્યો પોતાની યોગ્ય સ્થળે–ડાબી બાજુ–સહી કરી તે લેખ ખુદાવીંદ શ્રી હજુર

અને દિવાન સાહેબની સહી થવા માટે વિપુલનગર મોકલ્યો. તે મોકલ્યો તેના રીપોર્ટમાં દર એકરના પંદર રૂપીઆ ઉપજાવવાનો શ્રમ લીધાનું લખ્યું. યોગ્ય સમયે બન્ને સહીઓ સાથે લેખ પાછો આવ્યો અને પંદર રૂપીઆ ઉપજાવવા માટે રેવન્યુ કમીશનરને તેનો આભાર માની માન આપ્યું અને તેનાં કામ પ્રતિ સંતોષ જણાવ્યો વિપુલનગરનાં રાજમાં અધિકારીઓ ઉપર એવો વિશ્વાસ રાખવામાં આવતો કે તેઓ જે અભિપ્રાય આપે તે મંજુરજ કરવામાં આવતો. વળી ત્યાંની નોકરી બીજાં "ચકલી નાનીને ફરડકો મોટો" એવાં નાનાં ખટપટી રાજ્યોની માફક હંગામી નહોતી. ત્યાંની નોકરી તો કહેવત છે કે 'શું અચળ પટો લાવ્યો છું" તેની માફક અચળ પટાની હતી. ત્યાંના ભાષા કોષમાં 'બરતરફી' એવો શબ્દ દૃષ્ટિગોચરજ થતો નહતો. નાનાં રાજ્યમાં નોકરી સ્થાયી હોતી નથી. ખાલી ઘડો રણકો મારે અને અધુરો છલકાય તેની માફક તેમાં તો ઘણી ખટપટ હોય છે. ગમે તેવી પ્રમાણીકતાપૂર્વક નોકરી સખત રીતે બજાવી હોય તો પણ દરબારની મરજી ન હોય તો તેનાં ઉપર પાણી ફરી વળે. નાના રાજાઓનાં આવા વર્તનથી તેમને સારા નોકરો મળતાજ નથી. જે મળે તે કેટલાક દહાડા રહેવું છે. શો યશ આપે તેમ છે. ગમે તેટલું કરશું તો પણ આખરતો એના એજ દહાડા છે. આવા વિચારો કરી કામ બરાબર કરતા હોતા નથી. માત્ર જેમ બને તેમ તેમના ભાથા ભરી રજા મળતાં ચાલ્યા જાય છે. આવા નાના દરબારોમાં એક એવું નિંદ્ય દુષણ હોય છે કે તેમને "વાત કરે તો વ્હાલી અને કામ કરે તે કાલી" લાગે છે. તેમની હાએ હા પાડી તે કહે તેમ કરે અને તે કરતા હોય તેમાં તેમને ઉલટા ચડાવે તો રાજી રહે પણ જો અવળે રસ્તે જતા વારે તો પછી મિજાજ જાય અને થોડા દિવસમાં તેને શ્રીફળ પકડાવી દે. જુઓ આ નીમકહલાલી અને પ્રમાણિકતાની ફજેતી! એવાં રાજ્યોમાં આવાં કારણોથીજ અંધાધુધી પ્રવર્તે છે અને તેને લીધે રાજાઓને સહન કરવું પડે છે. નેકન્યાયી બ્રિટીશ સરકારની દેખરેખ તળે એવું કાંઈ ચાલે નહિ એટલે આખરે ખત્તા ખાય છે અને પસ્તાય છે પરંતુ તેથીએ તેમની આંખો ઉઘડતી નથી. એતો પથરાનું માણસ થાય તો તેમનામાં અકકલ આવે!

લેખ સહી થઇ આવતાં તેને દફતરે નોંધી ઉદયકાન્તને જમીનના કબજા સાથે આપવામાં આવ્યો અને દરબારી વિત્તકોષમાં તેની કીમ્મતનાં

રૂપીઆ પણ પડી ગયા-ઉદયકાન્તે આથી રેવન્યુ કમીશનર સાહેબનો અત્યંત આભાર માન્યો જ્યારે સાહેબ મોસુફ તેની મૂર્ખાઈનો વિચાર કરી મનમાં હસ્યા. તેમણે ધાર્યું કે-" નિર્ધનને ધન મળ્યું એટલે તે આવોજ ઉપયોગ કરેને !

ઉદયકાન્તનો ધંધો ધમધોકાર ચાલતો હતો. તેણે શહેરમાં એક વિશાળ મકાનમાં ઓફિસ બનાવી હતી. ત્રણ તો કારકૂનો રાખવા પડયા હતા. તેની મા તેણીની અસલની પ્રિયતર મઢૂલી છોડવામાં રાજી નહોતી પરંતુ ઉદયકાન્ત મહા પરિશ્રમ સાથે તેણીને ઠેકાણે લાવવામાં ફતેહમંદ થતાં આ મોટાં મકાનમાં આવી હતી. ઉદયકાન્તની ખાનગી મસલતથી ઘરધણીએ ઘર ભાડે આપવા ના પાડી અને પરાણે સામાન બહાર કઢાવી નાખ્યો ત્યારે તે ત્યાંથી ખસી. મકાનવાળાને આવી ભલામણ કરી ઉદયકાન્ત બહાર ગામ ચાલ્યો ગયો હતો. ઘરવાળાએ કોઈ પણ રીતે ભાડે આપવુંજ નથી અને સામાન નહિ લઈ જવામાં આવે તો તેના માણુસો આવી કાઢી નાખી ઘર ખાલી કરશે એવી ધમકી આપી છતાં તે એક ટળીને બે થઈ નહોતી. આખરે ઘર ધણીનાં માણસોએ આવી પરાણે સામાન કાઢી નાખ્યો. ડોશીનું આવું વર્તન માત્ર તેની શ્રદ્ધા અને નિર્દોષ ભાવને અંગેજ હતું. તેણીનામાં અભિમાન નહોતું. તે આ ઘરને સારાં શુકનનું માનતી તેથીંજ તેમાંથી નીકળતાં તેને વસમું લાગતું હતું.

---

# પરિચ્છેદ ૧૮ મો.



## કૃષિ માહિતી અર્થે પ્રવાસ—ગોવા.

ઉદયકાન્તે નગરશેઠાણી સાથેનો સંબંધ ગાઢ કર્યો હતો. તે હરવખત તેણીની પાસે જતો. વસન્તલલિતા તેને આવી રીતે વધતો જોઇ બહુજ સંતોષ પામતી. તેણે આ જમીન લીધાની અને તેમાં કરવા ધારેલી ખેતીની વાત કરી ત્યારે તે બહુજ રાજી થઇ અને તેમાં તેને ફત્તેહ ઇચ્છી. ઉદયકાન્તને હવે ઘણા સાથે મિત્રાચારી થઇ હતી પરંતુ ખાસ વ્હાલેશ્રી હિતચિંતકોમાં તો તે વસન્તલલિતા, વિમળલાલ અને તરલાનેજ ગણતો. તેની ગમે તેવી ગુપ્ત વાત હોય પરંતુ આ ત્રણેને તો તે કહ્યા વગર ન રહેતો. તેમની સલાહ પણ ઘણીવાર માગતો. વ્હાલેશ્રી વચ્ચે પડદો હોયજ નહિ અને જો હોય તો તે વ્હાલેશ્રીજ નહિ. તરલા અને વિમળલાલને પણ તેણે આ જમીન લીધાની વાત કરી હતી. તેઓ પણ એથી ખુશી થયાં હતાં

રબ્બર કે નાળીએરનું વાવેતર પ્રાચીપુરમાં કોઇ જાણતું નહોતું અને તેને એજ કરવું હતું તેથી તેણે ગોવા અને સીલોન જ્યાં આવાં વાવેતર ઘણાં થાય છે ત્યાં જઇ શીખી આવવાનો વિચાર કર્યો. તેની જમીનને ફરતી વાળાની વાડ (ફેન્સીંગ) કરવાનું તથા જમીન-માંથી ઝાડી કાઢી નાખવાનું કામ તેના હેડકલાર્કને સોંપી તે મુંબઇ ગયો. જતાં પહેલાં તે તેનાં સદરહુ વ્હાલેશ્રીઓને મળી ગયો હતો.

મુંબઇ કે બીજે સ્થળે તે કોઇ દહાડો ગયો નહોતો તેથી મુસા-ફરીથી બીનવાકેફ હતો. મુંબઇ જઇ તેણે ગોવા અને સીલોન સંબંધી માહિતી મેળવી અને પ્રથમ ગોવા ગયો. ત્યાં લગભગ એક અઠવાડીઉં રહી નાળીએરીનાં તમામ વાવેતર જોયાં અને વાવવા–ઉછેરવા–પાક લેવા વિગેરેની માહિતી મેળવી, ત્યાં તેને એક ડી'સિલ્વા નામના ગોન ગૃહસ્થની ઓળખાણ થઇ. આ માણસ ત્યાં બે ત્રણ

નાળીએરીનાં વાવેતરોની દેખરેખ રાખતો અને તેને પચ્ચીસ રૂપીઆનો પગાર મળતો. નાળીએરીનાં વાવેતરમાં તે નિપુણ હતો. ઉદયકાન્તે તેને પચાસ રૂપીઆના પગારે પોતાને ત્યાં રાખવાની લાલચ આપી અને વાવેતર સંબંધી બધી હકીકત તેની પાસેથી જાણી લીધી. ભોળા દિલના ડી'સીલ્વાએ તેને બધી હકીકત મોઢેથી કહેવા ઉપરાંત વાવેતરોએ તેડી જઈ બધું નજરે બતાવી બતાવીને સમજુત આપી. ઉદયકાન્તે વિચાર કર્યો કે આ બીચારો ભોળો-નિષ્કપટ છે તેથી તેણે બધું શીખવ્યું પરંતુ તેનો ગેરવ્યાજબી લાભ ન લેતાં તેને કાંઇક ફાયદો કરી આપવો જોઈએ

"મારે નાળીએરી તથા રબ્બર બેયનું વાવેતર કરવું છે જો તમે બેય કામ જાણતા હોતો તમને પોણોસો રૂપીઆ પગાર આપી લઇ જઉં. તમને માત્ર નાળીએરીનું આવડે અને રબ્બરને માટે તો મારે બીજો રાખવો પડે. શરૂઆતમાં બેયના પગાર ભારે પડે" ઉદયકાન્ત સ્વાર્થપૂર્વક બોલ્યો. ડી'સિલ્વા તેનો અર્થ કાંઇક સમજી ગયો.

"હું દિલગીર છું કે મને બેય વાવેતરોની માહિતી નથી; પરંતુ નાળીએરીમાં કાબેલ છુ. મેં યુરોપીયન કમ્પનીઓના નાળીએરીનાં વાવેતરોમાં કામ કરેલું છે. થોડાં ખર્ચે સારી વ્યવસ્થા રાખી શકું છુ. સીલોનમાં અમારાં જેવાં નાળીએરીનાં વાવેતરો નથી." ડી'સિલ્વા પણ હવે તેનો લાભ તાકવા મંડયો.

"વેલ, (વારૂ) જો ત્યાં મને કોઇ બેય કામ કરી શકે તેવો વ્યવસ્થાપક મળી આવશે તો દિલગીર છું કે તમને નહિ રાખી શકું પરંતુ જો નહિ મળે તો પછી નાળીએરી ખાતાના વ્યવસ્થાપક તરીકે તમને રાખીશ પરંતુ શરૂઆતમાંથી તે પાક આવતાં સુધી રૂપીઆ ચાળીસનો પગાર આપીશ. પાક આવતાં પીસતાળીસ અને પચાસ અને મારી થાપણ વસુલ થઈ રહ્યે કાયમ સાઠ રૂપીઆ આપીશ. મને તમારૂ એડ્રેસ (શીરનામું) આપો. મારે અહીંથી સીલોન જવું છે અને ત્યાંથી પાછો આવીશ ત્યારે તમને પત્ર લખીશ."

ડી'સિલ્વાએ તેનું ખેડુતસાઇ ગંદું કાર્ડ ખીસામાંથી કાઢી તેમ શીરનામું લખી આપ્યું. ઉદયકાન્તે તે લઇ તેની ડાયરીમાં મૂકી દીધું.

"આપનો પત્ર આવ્યે હું આ નોકરી છોડી દઇશ, મારૂં મુસાફરી ખર્ચ આપને આપવું પડશે કારણ કે ગોવાથી પ્રાચીપુર સુધી ઘરનું ભાડું ખર્ચી આવવું મને પોસાય તેમ નથી. વળી વાવેતરમાં રહેવા માટે મને એક ઘર કરી આપવું પડશે. મને શહેરમાં રહેવું નહિ ઠીક પડે. વાવેતરમાં રહેવાથી હું આખો દિવસ અને રાત ત્યાંનો ત્યાં હોઇશ અને તેથી આપને વધુ ફાયદો થશે." ડી'સિલ્વા ધીમે રહીને બોલ્યો.

"બહુ સારૂં તેની કાંઇ અડચણ નહિ. પરંતુ એક ખરી મહત્વની વાત તો હું છેક ભૂલીજ ગયો. નાળીએરીનાં વાવેતર માટે જમીન કેવી રીતે તૈયાર કરવી જોઇએ. જમીન ખેડવાનું કામ તો મારી પછવાડે શરૂ કરી દેવાનું હું કહેતો આવ્યો છું. એ વિશે અગાઉથી સૂચના આપવી જોઇએ નહિ તો નકામું ખર્ચ થાય. વળી એક બીજું; વાવેતર માટે આપણે રોપાઓનું કેમ કરીશું. ત્યાં રોપા તૈયાર કરી શકાશે કે અહીંથી લઇ જવા પડશે અને લઈ જવા પડશે તો મળી શકશે કે કેમ?"

ડી'સિલ્વા ગમે તેવો નિષ્કપટી હતો પરંતુ જ્યાં પોતાનો સ્વાર્થ આવે ત્યાંતો દરેક માણસને વિચક્ષણ થતાં આવડે છે તેણે વિચાર કર્યો કે-"આવી રીતે આ બધી હકીકત મેળવી લે છે. માહિતી મળ્યા પછી આપણી દરકાર નહિ રાખે. તે તો 'મુફ્ત કા ચંદન ઘસબે લાલીઆ' જેવું કરે છે. પણ હવે હું તેનો ભાવ સમજી ગયો છું એટલે તે મને છેતરી જઇ શકશે નહિ. અહીં પચ્ચીસ રૂપીઆ મળે છે અને નાળીએરીનાં પાંદડાંથી છાજેલાં ઝુંપડામાં દહાડા કાઢવા પડે છે. ત્યાં ચાળીસ રૂપીઆ ઉપરાંત રહેવા માટે બંગલો મળશે અને શહેરમાં જશું તો બધા 'સાહેબ' કહી બ્હીશે, મારો મિત્ર ફરનાન્ડીસ એ બાજુ પોલીટીકલ એજન્ટનો બટલર હતો અને તેણે મને આવી બધી વાતો કરી છે એ ઠીક થયું. અહીંતો "ઘરકી મુરઘી દાલ બરાબર" છે. કોઇ માણસની કિમ્મત પોતાનાં વતનમા અંકાતી નથી. પરદેશમાંજ કિમ્મત અંકાય છે અને પ્રતિષ્ઠા જામે છે. 'ગામની રાણી અને પરગામની દાસી'—એ બેયની એક સરખીજ ગણત્રી થાય છે. અહીં તો કોઇ લેખામાં પણ લેતું નથી. ત્યાં માન પાન સાથે પૈસો પણ મળશે." તે ખુલ્લી રીતે બોલ્યો—"જ્યાં સુધી હું જાતે જમીન ન

જોઉં ત્યાં સુધી કાંઇ કહી શકું નહિ. જમીનના પ્રકાર મુજબ વાવેતર થાય છે. ત્યાં જો નર્સરી ( રોપા ઉછેરવાની જગ્યા ) થઈ શકશે તો ત્યાં કરીશું નહિતર અહીંથી તૈયાર રોપા લઇ જવા પડશે. પરંતુ જમીન જોવી એતો અનિવાર્ય--ન ચાલી શકે તેવી બાબત છે. પછી આપની મરજી."

"રોપાનું શું ખર્ચ થાય?"

"અહીંથી ત્યાં લઇ જતાં દર રોપે લગભગ રૂપીઓ કે સવા રૂપીઓ ખર્ચ થશે. એ કાંઇ વધુ પડતું નથી. રોપ હશે તો ઝાડ વ્હેલાં તૈયાર થઇ જશે." ડી'સિલ્વાએ જાણ્યું કે આ છેક છટકી જાય તેના કરતાં આ બાબતમાં તો કબજામાં રાખું. રોપા લેશે તો તેમાંથી કાંઇક કમીશન પણ મળશે. પછી ભલેને તે ત્યાં ન લઇ જાય. અત્યાર સુધી લીધેલા શ્રમનું તો વળતર થશે.

"તૈયાર રોપા લઇ જતાં ઝાડ પાક આપે તેવાં કેટલી મુદતમાં થઇ જાય?" "એ કહી શકાય નહિ, જમીન જોયા બાદ આવો નિર્ણય કરી શકાય."

"બહુ સારૂં ત્યારે હું સીલોનથી આવ્યા પછી તમને અહીં આવી સાથેજ તેડતો જઇશ." વિચક્ષણ ઉદયકાન્ત પણ ગોન ગૃહસ્થનો અર્થ સમજી જઇ બોલ્યો.

"પણ જમીન ખેડી ન વાળે એવો આપ ભલામણ પત્ર લખી વાળજો હું ધારૂં છું કે જો આપની મરજી હોય તો હું હમણાંજ જઇ આવું અને ખેડાણ સંબંધી સૂચનાઓ કરી આવું, માત્ર મારૂં જવા આવવાનું ખર્ચ અને જમીન તપાસી સૂચના આપવાની ફી બદલ રૂપીઆ પચાસ આપજો." ઉદયકાન્તના ચ્હેરા ઉપર ઉડાં વિચારની છાયા જોઈ ડી'સિલ્વાએ સૂચવ્યું.

"હા, એ રસ્તો ઠીક શોધી કાઢયો. પરંતુ પચાસ રૂપીઆ બહુ ભારે પડે. તમને અહીં પચીસનો પગાર મળે છે. ત્યાં તમને ત્રણ કે ચાર દિવસ ઉપરાંત વખત નહિ લાગે. તમને જવા આવવાનાં થર્ડ કલાસ ભાડાં, પગ રસ્તે જતાં જે વાહન ખર્ચ થાય તે અને ખાવા ખર્ચના રોજના

આઠ આના અને તપાસણી ફીના રૂપીઆ દસ આપીશ. તમને નોકર રાખું તોય ભલે અને ન રાખું તોય ભલે "

છેવટે હા–ના કરી ખર્ચ ઉપરાંત ફીના રૂપીઆ પચીસ ઠરાવ્યા. ઉદયકાન્તે કહ્યું કે ત્યાં ગયા બાદ તેનો હેડકલાર્ક તેનો હિસાબ ચુકવી આપશે. એ વિશે તેણે તેના હેડકલાર્કને આપવા માટે ચીઠ્ઠિ લખી આપી અને બીજો વિગતવાર પત્ર ટપાલદ્વારા રવાના કર્યો. ડી'સિલ્વાને તેણે પોતાનું શીરનામું તથા હેડકલાર્કનું નામ પણ આપ્યું



# પારકે પૈસે પરમાનન્દ.



એક અઠંગ ઉઠાવગીરની વાર્તા, જેમાં એક સફેદ–ઠગે લાખોની દોલત મ્હોટી અને ખોટી–બીલકુલ ના પાયાદાર કુંપનીઓ ઉભી કરી કેવી રીતે હજમ કરી છે તેનો ચિતાર આબેહુબ છે; દુનીઆ આવા સાધુના વેશમાંના સયતાનોથી ભરેલી છે તેના કાવાદાવાઓથી બચવા આ વાર્તા વાંચો. અને વાર્તાના નાયકને પકડાવાનો વખત આવતાં માથામાં "રીવોલ્વર" મારી આપઘાત કરવો પડે છે.

**કીંમત ફકત રૂ. ૨–૦.**

# પરિચ્છેદ ૧૯ મો.

## ડી'સિલ્વાનું આગમન.

ડી'સિલ્વાને આથી પારકે પૈસે પ્રાચીપુરની મુસાફરી કરવા ઉપરાંત કમાવાની તક મળી. આતો પારકે પૈસે પરમાનન્દ ! ને બીજે દિવસેજ જવા માટે તૈયાર થયો. તેના શેઠ પાસેથી રજા મેળવી લીધી. ગોવાથી મુંબઈ જઇ તે ટ્રેનમાં બેઠો.

ઉદયકાન્તનો હેડકલાર્ક ઑફિસમાં બેઠો હતો તે વખતે પટાવાળાએ આવી તેને એક તાર આપ્યો. તેણે તો તે તાર ઉદયકાન્ત તરફથી આવેલો માન્યો. તેણે ફોડી નીચેના શબ્દો અંગ્રેજી ભાષામાં વાંચ્યા:—

" આજ રાત્રીની ગાડીમાં ઉપડું છું. સ્ટેસન ઉપર મળો.

ડી'સિલ્વા. "

આનો અર્થ તે કાંઇ સમજ્યો નહિ. તાર મુંબઈથી કરેલો હતો અને ડી'સિલ્વાનું નામ જોઇ તે વિસ્મય પામ્યો. બીજા કારકૂનો પણ તેનાં આશ્ચર્યમાં ભાગ લેવા લાગ્યઃ-

" પણ તે હશે કોણ ? "

" આ તો કોઇ ગોવાનીઝ જેવું નામ જણાય છે ઉદયભાઈએ તેને કદાચ મુબઇથી અહીં મોકલ્યો હશે " એક કારકૂને સૂચવ્યું.

" પરંતુ તે વિશે કાંઇ કાગળ નથી. તે શું કરવા આવતો હશે ? ક્યાં જવાનો હશે ? તેને ક્યાં ઉતારો આપવાનો હશે ?

હેડકલાર્ક ઘણી રીતે મુઝાયો. થોડીવાર પછી થાકીને સહુ સહુના કામમાં પડયા. હેડકલાર્ક એકલોજ ડી'સિલ્વા વિશે તર્ક વિતર્ક કરવા લાગ્યો. તાર આવ્યા પછી આશરે એક કલાકનાં અંતરે ટપાલ આવી તેમાં તેણે ઉદયકાન્તના હસ્તાક્ષરથી કરેલાં શીરનામાંવાળો કાગળ દીઠો. એ જોઇ તેને શ્વાસ આવ્યો. બીજા કાગળોની દરકાર રાખ્યા વગર એકદમ તે કાગળ લઇ તેણે ફોડીને વાંચ્યો. તેમાં ઉદયકાન્તે તેને

ડી'સિલ્વાને મોકલવા વિશે, ત્યાં આવી તેણે શુ શું કામ કરવાનું હતું, તેને શું આપવાનું હતું અને ઉતારાની શી ગોઠવણ કરવાની હતી વિગરે બાબત લખ્યું હતું. આ પત્ર વાંચી હેડકલાર્કને ધીરજ આવી અને દુગ્ધામાંથી મુકત થયો. ઉતારો ઑફિસની મેડી ઉપર રાખ્યો હતો. આ મકાન નગરશેઠનું હતું. આ મકાન ઉદયકાન્તે રાખવાથી નગરશેઠાણીએ તેમાં ઉમદા પ્રકારની સગવડ કરી આપી હતી અને ભાડું તો માત્ર નામનુંજ રાખ્યું હતું.

ડી'સિલ્વા આજ રાત્રે મુંબઈથી ઉપડી અહીં આવતી કાળે રાત્રે આવવાનો હતો તે દરમિયાન તેના માટે ઉતારાની ગોઠવણ કરવાનો પુરતો અવકાશ હતો, ઉતારો તૈયાર થયા બાદ હેડકલાર્ક એક બીજી બાબતમાં મુઝાયો. તે ખાશે શું? તેના માટે શું રધાવવું? ગોવાનીઝ ક્રીસ્તાનો શું ખાતા હશે તેની તેને ખબર નહોતી તોપણ તેણે અટકળ કરી તેઓ સાહેબ લોકોની ઘરની નોકરીમાં રહે છે તેથી તેવો ખોરાક ખાતા હશે. આવું ખાણું ઉદયકાન્તને ઘેર કે તેને કોઇને ઘેર થઇ શકે તેમ નહોતું. તેના આવ્યા પછી બધુંય થઇ રહેશે એમ તેણે આખરે નક્કી કર્યું.

ઉદયકાન્તની જમીનમાં ઝાડી કાપવાનું તથા વાડ કરવાનું કામ ધમધોકાર ચાલતું હતું. વાડ આજે થઈ રહેવાની વકી હતી. હેડકલાર્ક પોતે હમેશાં કામ જોવા જતો અને સાંજે કામનો મુકાદમ આવીને ડાયરી આપતો. વાડના થાંભલા ફોરેસ્ટ ખાતામાંથી સોંઘા ભાવે વેચાતા મળ્યા હતા.

પ્રાચીપુર આધુનિક સુધારાથી ભરપુર હતું છતાં ત્યાં રેલ્વે નહોતી. રેલ્વે વિપુલનગર સુધી હતી. વિપુલનગર દસ ગાઉ દૂર થતું અને ત્યાં સુધી પાકી સડક બાંધી ઘોડાની ગાડીઓ વિગરે વાહનથી જવાતું તે એક એવી દિશામાં આવી પડયું હતું કે ત્યાં રેલ્વેની સગવડથઈ શકે તેમજ નહોતી ડી'સિલ્વા કે જેને હવે આપણે તેની માન પામવાની અભિલાષા મુજબ ' મીસ્તર ડી'સિલ્વા' કે ' સિલ્વા સાહેબ' કહીને બોલાવશું તેને લઇ આવવા માટે હેડકલાર્ક એક ભાડુતી ટપ્પાનો બંદોબસ્ત કર્યો. વિપુલનગરનાં સ્ટેશને સાંજના ચાર વાગ્યે ગાડી આવતી અને ત્યાંથી ટપ્પામાં બેસી આવતાં લગભગ સાત કે સાડા સાત વાગ્યે પ્રાચીપુર પહોંચાતું. ટપ્પાનો ઘોડો અર્ધે રસ્તે બદલાવવામાં

આવતો, અર્ધે રસ્તે એક ગામડું હતું. ત્યાં ટપ્પાવાળા તેમના ઘોડા રાખતા. વિપુલનગરથી પ્રાચીપુર આવવા માટે આખા ટપ્પાના ત્રણ રૂપીઆ અને એક ઉતારૂ દીઠ એક રૂપીઓ હતો. તેમાં ત્રણ ઉતારૂ બેસાડવાની પરવાનગી હતી.

બીજે દિવસે સાંજે ડી'સિલ્વા સાહેબની રાહ જોતો હેડકલાર્ક ઓફિસે બેઠો હતો. ટ્રેન મોડી હોવાથી તે સહુજ મોડો આવ્યો. મીસ્તર ડી'સિલ્વાને જોઇ હેડકલાર્ક પ્રથમતો ચમકયો. ડી'સિલ્વા સાહેબનો રંગ ભીલ જેવો, દાઢી બકરા જેવી. કદે નીચો, શરીરે પાતળો હતો તેણે એકલાં કોટ પાટલુન, મોજાં ઉપર જુનાં શુઝ અને સાદડીની હેટ (ટોપી) પહેરી હતી. હાથમાં એક છત્રી હતી. એક ન્હાની ટ્રન્ક શિવાય બીજો સામાન નહોતો. હેડકલાર્કે તેને ખાવા વિશે પુછયું તો પોતાની પાસે ત્રણ દહાડા પહોંચે તેટલું તૈયાર હોવાનું તેણે જણાવ્યું આ પંચાત ટળતાં હેડકલાર્ક ઘણોજ ખુશી થયો. થોડીવાર બેસી હેડકલાર્ક તેને ઘેર ગયો. ડી'સિલ્વા સાહેબની તહેનાતમાં પટાવાળાને રાખવામાં આવ્યો હતો.

હેડકલાર્ક જ્ઞાતે નાગર ગૃહસ્થ હતો. તેનું નામ ચમ્પકરાય હતું. ડી'સિલ્વા સાહેબના સ્પર્શથી પોતાના દેહને અભડાએલો—અપવિત્ર થયેલો માની ઘેર જઈ તેણે કપડાં ડેલીમાં લટકાવ્યાં. તેને પાન અને તમાકુ ચાવવાનું બોસાણ (યાદ આવે એટલી વાર) બંધાણ હતું. તમાકુ તો તે ખાસ પુનેથી મંગાવતો. કેવો શોખીન! સ્નાનથી શુદ્ધ થયા વગર તેનાથી પાન તમાકુ લઇ શકાય તેમ નહોતું. છેલ્લો માવો ઘણીવાર પહેલાં લીધેલો હોવાથી તે અત્યારે બગાસાં ઉપર બગાસાં ખાતો હતો. તેની ચિત્તવૃત્તિ સ્વસ્થ ન રહેતાં તે આકુળ વ્યાકુળ થઇ ગયો હતો. ઘેર આવી એકદમ કપડાં ઉતારી ડેલીમાં રાખી ન્હાવાનું પાણી માંગ્યું, તેથી ઘરનાંને નવાઇ લાગતાં બધાં તેનું કારણ પુછવા લાગ્યાં. નીશો ઉતરી ગયેલો હોવાથી તેનો મીજાજ ઠેકાણે નહોતો. સીધો જવાબ ન દેતાં ગુસ્સે થઇ જલદી પાણી કાઢવા આગ્રહ કર્યો. નશીબ યોગે બન્યું પણ એવું કે પાણીને આવતાં વાર લાગી. તેને તેનું મગજ ખાલી ખમ થઇ ગયેલું જણાવ્યું અને ચકરી આવવા લાગી. આંખોમાંથી પાણી નીકળવા મંડયું. અતિશય ક્રોધાવેશમાં આવી બધાંને ગાળો આપી બરાડા પાડી ધમકાવવા લાગ્યો. જુઓ વ્યસનની ફજેતી! આતો પાન તમાકુનું છે. અફીણ, દારૂ, ગાંજા, મંડુલ, ચરસ કે બીજી

રીતનું હોય તો વળી કોણ જાણે કેવુંયે મર્કટ ચરિત્ર કરી બતાવે! આખરે પાણી આવતાં ઉતાવળથી નાહ્યા અને તુરતજ પાનની પેટી મંગાવી જબરો ડોઝ ચડાવ્યો રસ ગળામાં ઉતર્યાં પછી મગજ શાંત થયું અને મિજાજ ઠેકાણે આવ્યો. ત્યાર પછી ન્હાવાનાં કારણની વિગતવાર વાત કરી. તેના મનમાં તે ડી'સિલ્વા સાહેબને ગાળો દેવા લાગ્યો.

"કાલે વળી તેની સંગાથે જવું પડશે ઘણીવાર સુધી સંગાથમાં રહેવાથી પાન તમાકુ વગર પુરી હેરાનગતિ થશે. એ કાશ (કષ્ટ) જલદી ટળે તો ઠીક."

બીચારા ડી'સિલ્વા સાહેબનું કમનસીબ કે તે ગોવાનીઝ—ક્રીશ્ચીઅન થયો. તેને વિના કારણ શાપ આપવામાં ચમ્પકરાયે પાછી પેની કરી નહિ.

ડી'સિલ્વા સાહેબ મેડી ઉપર હતા અને પટાવાળો જગમલ નીચે રસ્તા ઉપર બેસી ત્યાંથી પસાર થતાં માણસો સાથે આનંદપૂર્વક ગપ્પાં સપ્પાં મારતો હતો.

"બોય!—બોય!—બોય!

કોણ જવાબ આપે? એ સાંભળી જગમલ તો હસવા લાગ્યો કે આ સીદીના જેવી ઓલાદના નકલી સાહેબ શી રાડો પાડે છે તે તેને પોતાને કહેવા લાગ્યો કે—"ઘેલો થઈ ગયો છે કે શું? વોય–વોય–વોય' એમ કેમ ચળેલની માફક બૂમો પાડે છે! શું કાંઇ કૌતુક–ભૂત પ્રેતતો નહિ થયું હોય! કે કાંઈ આફતમાં સપડાયા? પરંતુ આપણને બોલાવે નહિ ત્યાં સુધી શું કામ જઇએ?"

"બો...ય! —બો...ઓ...ય!"

જગમલ એકદમ શ્વાસ ભેર દોડયો. જરૂર ડી'સિલ્વા સાહેબને કાંઇક થઇ ગયું એમ તેણે માન્યું. "બોય" શબ્દનો અર્થ તે જાણતો નહોતો. દેશી ગૃહસ્થો એ શબ્દ ન વાપરતા હોવાથી તે તેની જીંદગીમાં કોઇ દહાડો એ શબ્દથી પરિચિત થયો નહોતો નહિતર તેનો અર્થ સમજ્યા વગર ન રહેત. તેનો બીચારાનો કાંઇ દોષ–વાંક નહોતો. તેમજ ડી'સિલ્વાનો પણ નહોતો કારણ કે "પટાવાળા" શબ્દથી તે બિલકૂલ અજાણ્યો હતો.

"અરે બાબા તુમ કીદર ગ્યા'તારે? અમલોક બૂમ માર મારકે મરગ્યારે!"

"તમુકો શું હુવા હતા સાબ?" જગમલે ડી'સીલ્વાનુ કહેવું બરાબર સમજ્યાવગર પ્રશ્ન કર્યો

કુચનઈ હોતારે અમ તુમકું બુલાતા'તારે"

"તમ વોય- વોય શડ્યું નાખ્યતા'તાને? મેં તો જાણ્યાં કે તમકુ કૈંક થૈ ગીઆ હુતા."

"અરે એ તો અમ તુમકુ બુલાતાં તારે તુમારા લોકકુ અમ લોક બૉય કરકે બુલાતારે!"

"અસા. અબી મેં હુમઝયા."

ત્યાર પછી ડી'સિલ્વા સાહેબને કાંઇ કામ કરવું હતું તે કહેવાથી જગમલે કરી દીધું. અને તેણે પેટી ઉઘાડી તેમાંથી સાથે આણેલો નાસ્તો કરી લીધો. મુસાફરીના થાકથી કંટાળેલો ડી'સિલ્વા ખાઇને પથારી વશ થયો. આખિ રાત્રિ તેણે કુંભકર્ણની નિદ્રા લીધી.

---

# પરિચ્છેદ ૨૦ મો.

## સ્ટીમરમાં સંગાથ.

કેટલાક દિવસ દરિયામાં રહી ઉદયકાન્ત સવારના આઠ વાગ્યાના અરસામાં કોલમ્બો બંદર ઉપર ઉતર્યો. તેની જીંદગીમાં આ પ્હેલ વ્હેલી દરિયાની મુસાફરી કરી હતી. નવું નવું જોવા તથા જાણવાની તેનામાં ઉત્કટ જીજ્ઞાસા હતી. મુસાફરી દરમિયાન તે સ્ટીમરના આગલા ભાગમાં જ્યાં લંગર રહે છે તે ઉંચી જગ્યાએ જઈ સ્ટીમર પાણી કેવી રીતે કાપતી હતી તે, એવી રીતે પાણી કાપવાથી તેની બેય બાજુ ઉડતાં ચળકતાં ફીણુવાળાં પાણીના ફુવારા, મોટાં મોટાં પર્વત જેવડાં મોજાં, જળપટની સપાટી વિગેરે ઉંડી દૃષ્ટિથી તપાસતો. રાત્રે પણ આકાશરૂપી ઘુમટમાં તારા અને ચંદ્રમારૂપી શણગાર જોતો. તે સેકન્ડ કલાસ પેસેન્જર હતો. ખોરાક સહિત ટીકીટ લઇ શકત પરંતુ સ્ટીમરનાં મેસ (રસોડામાં) રસોયા તરીકે મુસલમાન અને ક્રીશ્ચીયન હતા. ખોરાક પણ તેવાજ લોકોને ઉપયોગમાં આવી શકે તેવો થતો. આથી હીંદુ અને તેમાંયવળી ઉચ્ચ જ્ઞાતિવાળાને એવી ખોરાક સહિત ટીકેટો લેવી પોસાય નહિ ઉદયકાન્તની સાથે કેટલાક પારસી અને યૂરોપીઅન પેસેન્જરો હતા. તેની કોટડીથી થોડે દૂરની કોટડીમાં એક પારસી ગૃહસ્થ હતો. કોલમ્બોની એક અંગ્રેજ સોલિસિટરોની પેઢીનો મેનેજીંગ કલાર્ક હતો. ઉદયકાન્ત અને તેના વચ્ચે એક દેશના વતની તરીકે સારો મેળ થયો. પારસી ગૃહસ્થનું નામ નાદીરશા પેસ્તનજી ગીમી હતું. તે પરદેશમાં રહેતો હોવાથી તેનામાં સ્વદેશાભિમાન અને સ્વદેશભકિત તથા પ્રજાકીય ઐકયનો ભાવ પુરેપુરી રીતે જાગૃત હતો. ઉદયકાન્તનાં કપડાં ઉમદાં અને ફેશનદાર હતાં. તે પણ વર્ણે ગોરો હોવાથી પારસી જેવોજ દેખાતો. સ્ટીમરના ઑફિસરો અને યૂરોપીઅન પેસેન્જરો તો તેને પારસીજ લેખતા. તેનુ ઉપનામ 'મ્હેતા' હતું; આ ઉપનામ પારસીઓમાં પણ હોય છે. નાદીરશાએ તો આવી ઘણી મુસાફરીઓ કરી હતી તેથી સ્ટીમરોથી વાકેફગાર હતો. તે ઉદયકાન્તની જીજ્ઞાસા તૃપ્ત કરવા સારૂ તેની સાથે

જઇ એન્જીન, બોયલર, હોકાયંત્ર, તુતક વિગેરે સ્ટીમરના તમામ ભાગો તેને બતાવતો અને તેમના વિશે સમજણુ આપતો.

એક દિવસ સવારે પોતાના સ્ટોવ ( ગ્યાસ તેલનો ચુલો ) ઉપર એલ્યુમીનીઅમ ધાતુની તપેલીમાં ઉદયકાન્ત ચાહ બનાવતો હતો. તે વખતે મીસ્તર ગીમી ચાહ નાસ્તો લીધા બાદ તેની પાસે આવ્યો. તે બેયજણા સ્ટીમરના વચલા ભાગમા હોકાયંત્રની જે ઉંચી જગ્યા રહે છે તેની ગેલેરીમાં પહેલા અને બીજા વર્ગના ઉતારુઓને હરવા ફરવાની છુટ હોય છે ત્યાં પોતાની બે ડેક ચેર્સ (કપડું જડેલી આરામ કુર્સીઓ ) ઉપર બેસી નોવેલો વાચતા અને તેમને પસંદ પડતી બાબતો ઉપર વિવાદ ચલાવતા. બેયના વિચાર—અભિપ્રાય લગભગ એક સરખા હોવાથી તેમને અતિશય આનંદ આવતો. મુસાફરીમાં આવા સંગાથીઓ હોયતોજ નવરાશનો વખત આનંદમાં પસાર થાય છે. જો આવા સંગાથી નથી હોતા તો એકલા રહેતાં ચિત્ત નિરાનદ બને છે અને કયાંય પણ ચેન ન પડતાં મુસાફરી અકારી લાગે છે.

"કેમ મીસ્તર મ્હેતા, તૈયાર?" ગીમી ઉદયકાન્તની કોટડીનાં બારણા આગળ આવી બોલ્યો.

"પધારો—પધારો. હજુ થોડી વાર છે" ઉદયકાન્ત તપેલીનું ઢાંકણું ઉઘાડી પાણી બરાબર ઉછળતું હતું કે નહિ તે તપાસતો બોલ્યો.

એ ઉપરથી ગીમી અંદર જઇને સુવાની જગ્યા ઉપર બેઠો. ચાહ તૈયાર થઇ રહેતાં ઉદયકાન્તે એક જર્મન સિલ્વરનો પ્યાલો ભર્યો અને તેમાં ડબાનું ઘટ્ટ કરેલુ દુધ (Condensed milk=કંડેન્સ મિલ્ક ) મેળવી પ્યાલો તૈયાર કર્યો. સ્ટીમરમાં તાજું દુધ કયાંથી મળે? દેશમાં તો આવું દુધ ખાવાથી વટલાયાનું ગણાય છે. પરંતુ આવી મુસાફરીમાં બીજાં દુધની ગેરહાજરીમાં તે વાપરતાં બાધ ગણવામાં આવતો નથી. આ દુધ ઘણુંજ સ્વાદિષ્ટ હોય છે. વળી જ્યારે જોઇએ ત્યારે તૈયાર; સોજું દુધતો અમુક વખતેજ મળે. પરદેશમાં જ્યાં ચોખ્ખું દુધ મળતું હોતું નથી ત્યા આ હમેશાં ખાવામાં પણ વાપરવામાં આવે છે.

ભાતાના ડબામાંથી થોડાક ગાંઠીઆ, તળેલી દાળ, એક મગદનો લાડુ વિગરે કાઢી એક અડાળીમાં લઇ ખાવા લાગ્યો. દાળમાં લીંબુનો રસ પણ મેળવ્યો હતો.

"તમે હમ્મેશાં આવો ખોરાક ખાઓ છો?" ગીમી તેને ખાતો જોઈ વિસ્મય પામી બોલી ઉઠયો.

"હા; બીજો શો ઉપાય? અમારાથી સ્ટીમરમાં રાંધી શકાય નહિ તેમજ એવી તરખડ પણ કોણ કરે!"

"પણ સોજા ખોરાક વગરતો સિક પડાય જો! તમારા લોકોમાં આ એક કમભાગ્યની વાત છે તમે લોકો બહુ પરદેશ જતા નથી અને જાઓ છો તો હેરાન ગતિ કે વ્યાધીઓ ભોગવો છો તેનું કારણ આજ છે. પરદેશમાંથી પાછા આવો ત્યારે પણ પ્રાયશ્ચિત કરવું પડે છે! કેવી કમબખ્તી! કદાચ તમે માંસ મદિરા ન લ્યો પણ બીજો ખોરાક શા માટે સોજો ન લ્યો? તમને તો વળી તમારી કોમમાંજ એક બીજાના હાથનું રાંધેલું કે અડકેલું ન ખપે! આ કેવી હાડમારી! તમારી નોકરી સખ્ત હોય-વખત થોડોકજ મળતો હોય છતાં હાથે રાંધી ખાવું એતો બહુજ કંટાળા ભરેલું! લોભને લીધે તમે રાંધનાર નોકર પણ ન રાખો. કદાચ વીશીમા જમવા જાઓ પરંતુ તમારી વીશીઓમાં ખોરાક ઘણાજ હલકાં અનાજનો તથા સારી રીતે ન પકાવેલો હોય છે. વીશીમાં ખાવાથી શરીરની ખવારી થાય અને હાથે રાધવાથી હાડમારી ઉપરાત નજીસ જીંદગી જાય. એક ગૃહસ્થ તરીકે હાથે રાંધવું એ શું નામોશી ભરેલું નથી? પરદેશમાં તમારી ગણના ન થવાનું કારણ આજ છે. આવાં જીવનવાળા જોઇ યુરોપીઅન લોકો તમને તુચ્છકારી કાઢેછે અને વળી સારા પગાર પણ મેળવી શકતા નથી. ઓફીસમાંથી ઘેર જઇએ કે સારા, ફર્નિચરવાળા ઘરમાં ખાણું તૈયાર હોય એ કેવો આનંદ! તમારા લોકો મકાનમાં પણ ગીચોગીચ અને ફર્નિચર વગર રહો છો. જ્યાં તમને ચાલે એવો માણસ ન હોય ત્યાં તમારી શી દશા થાય? તમે જેવાં તેવાં મકાનમાં રહો, નોકર ચાકર ન રાખો અને હાથેજ વેતરૂં કરો એ જોઈ તમને ગ્રહસ્થ તરીકે કોણ લેખે!"

"તમારૂં કહેવું ખરૂં છે. હું તમારા અભિપ્રાય સાથે મળતો આવું છું પરંતુ અમારી જ્ઞાતિનાં બંધારણ-રીતિ રિવાજોને અંગે લાચાર."

આટલી વાત દરમિયાન ઉદયકાન્ત ચાહ નાસ્તો લઈ રહ્યો. બાદ તપેલીમાં હાથ મ્હોં ધોઇ પાણી પીધું. તેણે એક ખલાસીને અમુક રકમ આપવાની ઠરાવી તેને પાણી ભરી લાવી આપવા તથા વાસણો સાફ કરી

જવાનું કામ આપ્યું હતું. આ ગોઠવણ ન થઇ હોત તો એ પણ તેને તેના પોતાના હાથેજ કરવું પડત. ત્યાર પછી પાનની પેટી કાઢી તેમાંથી પાન બનાવ્યું. ગીમીને પુછતાં તેણે તે કોઇ દિવસ પાન ખાતો નથી એમ કહી માફી માગી. ત્યાર બાદ હીંદુ જીવન અને સંસાર સંબંધી વાતો કરતા કરતા તેઓ હોકાયંત્રની ઉંચી જગ્યાએ ગયા. નાદીરશાને હીંદુ જીવનની આજ સુધી આવી માહિતી નહોતી. આથી તેને હીંદુઓ વિશે ઘણોજ હલકો વિચાર આવ્યો; આજ સુધીના સારા વિચાર વિલુપ્ત થઇ ગયા. તેનાં ઉદયકાન્ત સાથેનાં વર્તનમાં પણ હવે અજાયબી ભરેલો ફેરફાર થઈ ગયો. તેણે ઉદયકાન્તને તો જો કે કળવા દીધું નહિ પરંતુ હૃદયમાં પ્રથમ જે માનની લાગણી હતી તે હવે ચાલી ગઇ હતી. આમ કરવાનું શું કારણ હશે ? તેણે ધાર્યું કે હીંદુઓ તો પામર જીવનજ ગાળે છે અને તેમાંથી નીકળવાના વિચાર પણ કરતા નથી તો ઉપાય યોજેજ કયાંથી ? વળી હીંદુઓ બીજી જ્ઞાતીયો પ્રતિ તિરસ્કાર રાખે છે. તેઓ બીજી કોમે અડકેલાં પાણીથી પણ અભડાઇ જાય છે. “ જે આપશો તે પામશો શંકા જરી તેમાં નથી.” એ સુત્રાનુસાર જેમ હીંદુઓ તેના પ્રતિ વર્તે તેમ તે તેઓના પ્રતિ વર્તવા ઈરાદો કરે તેમાં શું આશ્ચર્ય !

# પરિચ્છેદ ૨૧ મો.

## થર્ડ કલાસની અધમાવસ્થા.

**બીજે** દિવસે સવારે ચાહ નાસ્તો લઇ તૈયાર થયે ઘણીવાર થઇ ગઈ પણ નાદીરશા આવ્યોજ નહિ. ઉદયકાન્તે તેની ઘણી રાહ જોઇ.

"હજુ સુધી ને કેમ નહિ આવ્યો હોય ?" ઉદયકાન્ત તેનાં મનને વારંવાર પુછવા લાગ્યો. આખરે ઘણી વાર સુધી થાકી તે ગીમીની કોટડી તરફ ગયો. ગીમી તેની કોટડીમાં નહોતો. તેમનાં હમ્મેશ બેસવાના સ્થળે ગયો તો ત્યાં પણ નહોતો. તે વિસ્મયતાપૂર્વક વિચાર કરવા લાગ્યો કે એ કયાં ગયો હશે? કદાચ સ્ટીમરના આગલા ભાગમાં લંગર રાખવાની ઉંચી જગ્યાએ ગયો હશે એમ ધારી તો તે બાજુ જવા લાગ્યો.

રસ્તામાં જતાં માણસોની આડી ભીડ હતી. ઑફીસરોની કોટડીઓના પાછળની બાજુના છેડા ઉપર પાણીનો પંપ હોવાથી ત્યાં ટીનના ડબા લઇ થર્ડ કલાસ પેસેન્જરો પાણી લેવા આવ્યાં હતાં. આવી રીતે એકઠાં થયેલાં પેસેન્જરોમાં કેટલીક સ્ત્રીઓ અને કેટલાક પુરૂષો હતા. તે પેસેન્જરોમાં બહુ ભાગે મજુર હતા. તેમને મજુરી કરવા માટે લઇ જવામાં આવતાં હતાં. તે ભિન્ન ભિન્ન જ્ઞાતિઓનાં હતાં. અત્યારે ત્યાં કોળાહળ થઇ રહ્યો હતો; એક કહે હું લઉં અને બીજો કહે હું લઉં એમ કહી તોફાન મચાવી રહ્યાં હતાં. કેટલાંક તો હજુ મોઢાં વિકસાવી ઉભાં હતાં. કેટલાંક ઉભાં ઉભાં થાકી જઈ નિશ્વાસ નાખતાં હતાં. પાણીનો પંપ ચલાવનાર ખલાસી કેટલાકને ગાળો દઇ ધમકાવતો હતો. કેટલાંક પરસ્પર અથડાતાં હતાં; કેટલાકના પગ કચરાતા હતા. જેમ દરમાંથી નીકળી કીડીઓ ઉકળી રહે છે તેવી રીતે આ માણસોનો દેખાવ હતો. આ પેસેન્જરો પૈકી કેટલાક વેપારીઓ–નોકરી કરનારાઓ–સુતાર, કડીઆ આદી કારીગરો પણ હતા. આ પાણી ભરવા આવેલાં ટોળામાં તેવાં સ્ત્રી પુરૂષો પણ દૃષ્ટિગોચર થતાં હતાં. આ સમુદાયમાં જ્ઞાતિ ભિન્નતા જણાતી નહોતી. મુસલમાનનો ડબો બ્રાહ્મણના ડબા સાથે અથડાતો. કોળી કે સુથારના ડબા પરસ્પર અથડાઇ તે તેમની બેય

બાજુમાં આવેલા વાણીઆના ડબા સાથે અથડાતા અને ત્યાંથી અથડામણ આગળ ચાલી મુસલમાન અને બ્રાહ્મણના ડબા સાથે અથડાતા. આવી રીતે પાણીના સંબંધમાંતો સ્પર્શા સ્પર્શનો બાધ નહોતો. મુસલમાનનો સ્પર્શ થતાં પાણી ન પીવાય એવી માન્યતા અહીં લુપ્ત થઈ ગયેલી જણાતી હતી. આથી બીજી રીતે પણ એકાકાર થયેલો જણાતો હતો.

ઉદયકાન્ત મહામુશીબતે એ ટોળું વીંધી મેસ તથા નોકરોની કોટડીઓના બીજા છેડે ગયો. ત્યાં એક બાજુ થર્ડ કલાસ પેસેન્જરોનાં જાજરૂ અને બીજી બાજુ ચુલા હતા. બેય બાજુથી નીચે ભંડકમાં જવા માટે દાદરા હતા. થર્ડ કલાસના પેસેન્જરોને નીચે ભંડકોમાં રહેવાનું હતું. ધર્મશાળાની માફક ઓશીકે પેટીઓ રાખી નીચે ભોંય ઉપર પથારીઓ કરતા એટલીએક પેસેન્જરને જગ્યા મળતી. ચુલા આગળ હલકી જ્ઞાતીના હીંદુ તથા મુસલમાનો થડાથડ રાંધતા હતા. તેમાં પણ "જલદી કર! ચુલા તારા એકલાને માટે નથી." વિગેરે શબ્દોનો ધ્વનિ સંભળાતો હતો. કેટલાક ત્યાં આગળ બેસી મશાલા પીસ્તા હતા. કેટલાક રોટલીઓ વણતા હતા. કેટલાક હજુ તપેલીઓ, કીટલીઓ વિગેરે લઇ પોતાનો વારો આવવાની રાહ જોતા વિલાં–ઓશીઆળાં મ્હોં કરી ઉભા હતા. જાજરૂ સામે પણ કેટલાક ડબલાં, બદના, કળશીઆ ભરી અંદર પેઠેલો બહાર નીકળે તો પોતાનો વારો આવે એવી રાહ જોતાં હતાં. કેટલિક સ્રીઓ પણ છોકરાં સહિત હતી. ઉદયકાન્તે આ લીલા જોઇ ભંડકમાં ડોકીઉં કરી જોયું. તેમાં કેટલાક બેઠા હતા, કેટલાક ગપ્પા સપ્પાં મારતા હતા, કેટલાક ગાયનો ગાતા હતા, કેટલાક જાતજાતનાં વાજીંત્રો બજાવતા હતા, કેટલાક સુતા સુતા વાંચતા હતા, કેટલાક ભાતું ખાતા હતા, કેટલાક ગંજીફાકે બીજી રીતે રમતા હતા, કેટલાક અંદરથી બહાર અને બહારથી અંદર જતા આવતા હતા, કેટલાક લડતા હતા, કેટલાક છોકરાં બરાડા પાડતા હતા, કેટલીક સ્રીઓ છોકરાંને રમાડતી હતી, કેટલીક મારતી હતી, કેટલીક હીંચકાવતી હતી, કોઇ શાંતિમાં બેઠાં હતાં. કેટલાક 'હે તુંમારી પથારીને અડયો મારાં પાણીને અડી અભડાવ્યું', મારો ભાતાંનો ડબો અભડાવ્યો, અહીંથી હજુ કચરો કાઢયો નહિ,' વિગેરે રીતે ત્યાં સાફ કરવા ગયેલા ભંગીઆ સાથે બાઝતા હતા, ભંગીઓ પણ માથાનો થઇ તેની મરજી મુજબ કરતો હતો; કેટલાક ભાતાના

ડબા ખોલી ખલાસીઓને ખાવાનું આપતા હતા, કેટલાક ગ્યાસ તેલનાં ચુલા સળગાવી ચાહ વિગેરે બનાવતા હતા, કેટલાક પરસ્પર ઠઠ્ઠા મશ્કરી કરી આનંદ પામતા હતા, કેટલાકે ગંજીફરાક કે પેરણ પેહર્યાં હતા, કેટલાક ઉઘાડાં શરીરે હતાં, કેટલાંક સ્ત્રી પુરૂષો બેઠાં બેઠાં વાતો કરતાં હતાં, આવી રીતે સહુને ગમે તેમ કરી બધા પ્રવૃત્તિમાં હતા. આવો કોલાહલ જોઇ અચંબો પામી, ખિન્નતા સાથે વિચાર કરતો ઉદયકાન્ત આગળ વધ્યો. ત્યાંથી લંગરની જગ્યા દૂર રહેલી નહોતી. લંગર રાખવાની ઉંચી જગ્યા નીચે ખલાસીઓની કોટડીઓ હતી લોખંડના સરીઆની નીસરણી વાટે તે ઉપર ચડયો. ત્યાં પણ ગીમીને ન દીઠો એટલે ત્યાંથી પાછો ફર્યો અને એકવાર ફરીથી ઉપરોકત લીલા નિહાળી સ્ટીમરના પાછળના ભાગમાં ગયો ત્યાં પણ આગળના ભાગ તથા હોકાયંત્રવાળા વચલા ભાગની માફક ઉંચી જગ્યા હતી. એ ઉંચી જગ્યાના એક ભાગમાં કેપટનને રહેવાની કોટડીઓ હતી. સામે યૂરોપીઅન ઑફિસરોને જમવા તથા બેસવા ઉઠવાની કોટડીઓ હતી. તેની નીચેના ભાગમાં એક બાજુમાં ડાકટરને રહેવાની કોટડી, સામે સ્ટોર અને વચમાં મોટો ઇસ્પીતાલનો હૉલ હતો. ડાકટર પારસી હતો, નાદીરશા અત્યારે તેની પાસે બેસી વાર્તાલાપ કરતો હતો. તે બેજણા ઘણુંકરી ઉદયકાન્તની ગઇ કાલ્યની સ્થિતિ ઉપર વિવેચન કરી ઉપહાસ સાથે રમુજ કરતા હતા. નાદીરશાએ ઉદયકાન્તને છેટેથી આવતાં દીઠો એટલે તે બારણાં આગળ આવ્યો અને તેને બોલાવ્યો. એ ઉપરથી ઉદયકાન્ત અંદર ગયો. એક ગોળ ટેબલને ફરતી ત્રણ ચાર બેન્ટ વૂડની કાળી કુર્સીઓ પડેલી હતી. ડાકટર એક ખુરશી ઉપર બેઠેલો હતો. ઉદયકાન્ત અંદર ગયો પણ તે કાંઇ બોલ્યો ચાલ્યો નહિ. ઉદયકાન્તે "ગુડ મોર્નિંગ, ડૉકટર (સાહેબજી, ડોકટર)" કરી હાથ લંબાવ્યો જે ડાકટરે ઘણી આનાકાની સાથે વગર છુટકે તેના હાથમાં લીધો. નાદીરશા પણ આવીને બેસી ગયો. ઉદયકાન્ત ઉભો રહ્યો. કોઇ નબોલે કે ન ચાલે. આખરે નાદીરશાએ તેને ખુરસી ઉપર બેસવા કહ્યું. કુશાગ્ર બુદ્ધિવાળો ઉદયકાન્ત પોતાની આ સ્થિતિ સમજી ગયો. તેને આવું અપમાન–અવગણના થયેલું હોવાથી તેને માઠું તો લાગ્યું પરંતુ કાંઇ ઉપાય નહોતો. બે ત્રણ મીનીટ સુધી બેઠો પણ કોઈ બોલ્યું ચાલ્યું નહિ અને એક બિજાના વિચારમાં તેઓ પડયા. આથી ઉદયકાન્તે

રજા માગી નાદીરશાને પોતાની સાથે જવા કહ્યું. નાદીરશાએ દિલગીરી સાથે ના પાડી માફી માગી.

" આ ડોકટર પાસે મારે કામ છે તેથી હું દિલગીર છું કે આજે મારાથી આવી શકાશે નહિ તો માફ કરશો, મિસ્તર મ્હેતા." નાદીરશાએ ઉપર ચોટી આ વિનય સાથે કહ્યું.

એ ઉપરથી ઉદયકાન્ત એકલોજ પાછો ફર્યો. તે જરા દુર ગયો એટલે બન્ને પારસીઓ ખુબ હસ્યા. પછવાડેથી તેમણે ઉદયકાન્તની મજાક ઉડાવી. જો મોઢાઉપર મજાક ઉડાવી હોતતો ઉદયકાન્ત તેમનો ખાધો જાય તેવો નહોતો. તે બેયજણાને તે હરાવી કાઢત.

ત્યારપછી નાદીરશા કોઇવાર ઉદયકાન્તને બોલાવવા સારૂ તેની કોટડીએ ન જતો. ઉદયકાન્ત પરવારી તેને બોલાવવા જતો તો ના ન પાડી શકાયાથી તેઓ થોડી ઘણીવાર સાથે બેસતા પણ આગળના જેવો વિવાદ કે વાર્તા કરી આનંદ લેતા નહિ. "મન વગર મળવું અને ભીંત સાથે ભટકવુ" એવું થતું.

નાદીરશાનાં વર્તનમાં આવો એકાએક ફેરફાર થઇ ગયેલો જોઇ ઉદયકાન્ત તે વિશે આશ્ચર્ય સાથે વિચાર કરવા લાગ્યો પણ તેનું કારણ તેને હાથ લાગ્યું નહિ. આ વિચાર સાથે પેલો થર્ડ ક્લાસ પેસેંજરોનો દેખાવ યાદ આવતાં તે હિંદુસ્થાનની-તેમાંય ખાસ હિંદુઓની ગરીબ સ્થિતિ, હિંદુ જીવનની હાડમારી અને તેમની પ્રજા તરીકેની પદવી માટે અતિશય ખિન્ન થયો.

આવી રીતે બે ચાર દિવસ સ્ટીમરમાં ગાળી તે આખરે કોલમ્બો જઇ પહોંચ્યો.

---

# પરિચ્છેદ ૨૨ મો.

## કોલમ્બો—તિર્થ ગયુ મુડાય.

ઉદયકાન્તની સ્ટીમર 'રેન્જાઇના' એ સવારના છ વાગ્યાના અરસામાં કોલમ્બોના બંદરમાં લંગર કર્યું. પેસેન્જરોને ઉતરવાને થોડીવાર હતી. ઉદયકાન્ત તેનાં હમ્મેશના સ્થળ એટલે હોકાયંત્રના માળની ગેલરીમાં રહી શહેરનો દેખાવ નિહાળતો ઉભો હતો.

કિનારા ઉપર કસ્ટમ હાઉસનું ભવ્ય મકાન-બીજાં કેટલાક મકાનો, નાળીએરી વિગેરેનાં વાવેતરો ઉપર ઉષાદેવીની પાંખ પ્રસરાતાં તે બધા રમ્ય અને મનોહારક દેખાતાં હતાં. કુરદા ઉપર પોતાનાં સગાં, મિત્રો વિગેરે સામા આવેલાં, મજુરો વિગેરે ઘણાં માણસો કીડીઓની માફક ઉભરાતાં હતાં. પાણીની સપાટી ઉપર કેટલાક મછવા, વ્હાણ વિગેરે આવજા કરતાં હતાં અને કેટલાક મછવા, વ્હાણ, લોન્ચો, યાટ વિગેરે પડયાં હતાં. સ્ટીમરના થાંભલા ઉપર જુદી જુદી સંજ્ઞાઓના અસંખ્ય વાવટા ચડાવી દેવામાં આવ્યા હતા સ્ટીમરની અંદરનાં દરેક માણસો કોઇ તમાસો જોવા ઠઠમાં ઉભાં હોય તેમ બધાં આવીને ગેલેરીઓમા ઉભા હતાં અને જલદી ઉતરવાની આતુરતામાં તણાતા હતાં થોડીવારે સ્ટીમરનો એજન્ટ અને ત્યારપછી પોર્ટ ઑફિસર તથા હેલ્થ ઑફિસર આવ્યા. હેલ્થ ઑફિસરે દરેક પેસેન્જરોની મેડિકલ તપાસ લીધા બાદ ઉતરવાની પરવાનગી આપવામા આવી. આ વખતે ભાડુતી મછવા સ્ટીમરની નીસરણીએ કાગડાઓની માફક ટોળામાં એકઠા થયા હતા.

ઉદયકાન્ત સીંગેલીઝ ( સીલોનની ) ભાષા જાણતો નહોતો તેથી તેનો સામાન ઉપડાવવામાં તેને કેટલીક મુશીબત વેઠવી પડી. તે મજુર સાથે થોડી હિંદુસ્થાની અને થોડી અંગ્રેજી ભાષા દ્વારા વાત કરતો હતો. મુંગાની માફક થોડીવાર રૂપીઓ બતાવી આગળીઓની ઇશારતો ચાલી પરંતુ સીંગેલીઝ મજુર કે ઉદયકાન્ત એક બીજાને સમજ્યા નહિ. એવામાં ઉદયકાન્તની દૃષ્ટિ નાદીરશા ઉપર પડી. તેણે તેને બોલાવી મજુરની ગોઠવણુ

કરી આપવા કહ્યું. નાદીરશાના તેના તરફના વિચાર આપણે આગળ જાણી ગયા તેમ જો કે હલકા થઇ ગયા હતા છતાં કેટલાક દિવસ સુધી સાથે બેસી આનંદ સાથે વખત ગાળેલો તેથી તેની આંખમાં શરમ આવ્યા વગર રહી નહિ. તેનાથી તે માગણીનો પ્રતિકાર કરી શકાયો નહિ. ઉદયકાન્ત પાસે મુંબઇમાંથી ખરીદ કરેલ એક કેમ્પકોટ, તેનું ગાદલું, ઓશીકા ચાદર વિગરેનો ચામડાના પટાથી બાંધેલો એક વીંટો જેને સામાન્ય રીતે બેડીંગ ( પથારી ) કહેવામાં આવે છે તે અને એક સ્ટીલની મોટી ટ્રંક અને એક દેવદારી પાટીઆંની સામાનની પેટી હતી. હામા હામા કરી પુરદા ઉપર પહોંચાડી દેવાના બે રૂપીઆ ઠરાવ્યા.

પુરદા ઉપર કસ્ટમ કલાર્કે તેના બધા સામાનને ઉથલાવીને તપાસી જોયો અને પછી પસાર કરવાની એક ટીકેટ તેના ઉપર લગાવી દીધી. પુરદા ઉપર ઉદયકાન્તને ફરી મજુર શોધવાની તથા ઉતરવાની જગ્યા શોધવાની જરૂર પડી. એવામાં તેને એક વીશીવાળો બ્રાહ્મણ મળ્યો. "કોઇને વીશીમાં આવવું છે, ભાઈ ? સારી સગવડવાળી બ્રાહ્મણીઆ વીશી છે. દર વ્યાજબી છે. વીશીમાં આવવાવાળું કોઇ છે ?" આ શબ્દો ઉદયકાન્તના કાને આવતાં તેને શાંતિ વળી. તેણે પેલા બૂમ મારતા બ્રાહ્મણને બોલાવ્યો. શિકાર હાથ આવેલો જાણી પેલો મહારાજ દોડીને તુરતજ તેની પાસે ગયો.

"કેમ સાહેબ શો હુકમ છે ?" મહારાજ નમ્રતાપૂર્વક બોલ્યો.

"તમે વીશીવાળા છો ?"

"હા, સાહેબ. અમારી વીશી બીજી બધી કરતાં શ્રેષ્ટ છે, સગવડ ઘણી સારી છે. આપના જેવા ગૃહસ્થોને માટે ખાસ સોઇ કરી આપવામાં આવે છે."

"બહુ સારૂં ત્યારે ચાલો. હું તમારી વીશીમાંજ ઉતરીશ. આપણો બીસ્તરો અને પેટી ઉપાડી લેવાને માટે મજુર શોધી લ્યો."

"અહીં અમારા કાયમના મજુરો રહે છે," કહી મહારાજે ઉંચી ડાક કરી ચોતરફ તેમની કાકદષ્ટિ ફેરવી અને એક મજુરને બોલાવી તેને સામાન ઉપાડી લેવા કહ્યું. પેલા મજુરે પેટીઓ માથા ઉપર લીધી અને બીસ્તરો બગલમાં માર્યો

"જરા દરવાજા બહાર ઉભા રહેજો હો સાહેબ. જો કોઇ બીજા પેસેન્જરો હોય તો હું તપાસ કરતો આવું. બે પેસેન્જર વધુ આવે તો અમો ગરીબ લોકોને ફાયદો થાય. જ્યાં ત્યાં ગુજારો કરવો છે ને, ભાઇ ?"

"ભલે ખુશીથી જોતા આવો. પરંતુ બહુવાર લગાડશો નહિ," ઉપકારક હૃદયવાળા ઉદયકાન્તે સહાનુભૂતિ દર્શાવી કહ્યું.

મજુરની પછવાડે પછવાડે તે ચાલ્યો. દરવાજા આગળ જતાં કસ્ટમના દ્વારપાલ સીપાઇએ પેટી તથા બિસ્તરા ઉપર લગાડેલી લીલી ટીકેટો તપાસી જોયાબાદ તેમને બહાર જવા દીધા. દરવાજા બહાર ઉભા રહી તે પેલા મહારાજની રાહ જોવા લાગ્યા. લગભગ પા કલાક પછી મહારાજે ફરી દર્શન દીધું.

"તમારી વીશી અહીંથી કેટલી દૂર છે ભલા ?"

"જરા છેટી છે. આશરે ત્રણચાર માઇલ દૂર હશે."

"ત્યારે આપણને કોઇ ભાડુતી ગાડી મળી શકશે ખરી ? કેટલાય દહાડાની મુસાફરીથી હું થાકી ગયો છું. વળી નવા બૂટથી પગ બળે છે એટલે ચાલી પણ શકાશે નહિ."

એવામાં એક ભાડુતી વિકટોરિયા નીકળી. તેને પેલો મહારાજ ઓળખતો હોવાથી બોલાવ્યો. ગાડી આવી એટલે હવે મજુરની દરકાર રહી નહિ. સામાન પણ ગાડીમાં ગોઠવ્યો. મજુરને અત્યાર સુધી રોકી રાખ્યો તેથી ગરીબ માણસને કાંઇક મ્હેનતાણું આપવું જોઇએ એમ ધારી તેને કાંઇક આપવા ઉદયકાન્તે ઇચ્છા દર્શાવી. મહારાજે તો તે તેનો કાયમનો ઘરાક છે એટલે કાંઇ જરૂર નથી એમ કહી આનાકાની કરી પરંતુ ગરીબ માણસોની સ્થિતિ સુધારવાના હિમાયતી ઉદયકાન્તે આગ્રહ કર્યો.

"જો આપની ખાસ ઇચ્છાજ છે તો તેને એક રૂપીઓ આપો સાહેબ. જો વીશી સુધી લઇ ગયા હોતતો ત્રણ રૂપીઆ દેવા પડત." મહારાજ આખરે બોલ્યો.

ઉદયકાન્તતો આથી શ્વાસ ખેંચી ગયો–છક થઇ ગયો. વગર બોલ્યે તેણે પોકેટમાંથી એક રૂપીઓ કાઢી મજુરને આપવા માટે

પેલા મહારાજના હાથમાં મૂકયો. મહારાજે પેલા મજુર સાથે ત્યાંની ભાષામાં કાંઇક વાત કરી રૂપીઓ તેના ખીસામાં દાખલ કર્યો.

"કેમ, તેને કેમ ન આપ્યો?"

"હું તેની પાસે પૈસા માગું છું તેમાં તેણે વાળી આપ્યો. મજુરોને ધીરેલા પૈસા અમારે આમજ વસૂલ આવ."

ઉદયકાન્તે વિચાર કર્યો કે સ્ટીમરમાંથી પુરદે આવતાં બે રૂપીઆ બેઠા આ એક રૂપીઓ મજુરને આપ્યો. ગાડીવાળો કોણ જાણે હજું શુંય લેશે! તેને આ ખર્ચ ઘણુંજ જુલમી લાગ્યું પરંતુ પોતાની ગેરમાહિતી અને સંજોગોને લઇ તે અનિવાર્ય હતું "ખરે! તિર્થે ગયું મુંડાયજ!" કહી તેણે તેનાં મનનું સમાધાન કર્યું.

પેલા મહારાજે રૂપીઓ ખીસામાં મૂકવાનું જે કારણ ઉદયકાન્તને બતાવ્યું તે સાચું નહોતું. ઉદયકાન્તતો સત્યથી અંધારામાં રહ્યો પરંતુ આપણને તો માણસનાં હૃદયો અને મનો પણ જાણવાની શકિત હોવાથી વાચકવર્ગને અંધારામાં રાખી મૂકશું નહિ. મજુરીના ભાવ એટલા સખ્ત કોઇ દહાડો હતાજ નહિ. મહારાજે તેને છેક અજાણ્યો જોઇ બને તેટલો લાભ કાઢી લેવા નક્કી કર્યું. વીશીવાળા આવા અજાણ્યા પેસેન્જરો પાસેથી આવી રીતેજ પૈસા કઢાવે છે. મહારાજે મજુરને કહ્યું હતું કે છુટા પૈસા નહોવાથી બાધો રૂપીઓ આપેલો છે. મજુરી તો માત્ર બે આનાજ ઠરાવી અને તે પણ વીશીએ લઇ જવા કહ્યું. બાકીના ચૌદ આના પોતે ઉડાવી જવાનો ઇરાદો કર્યો. મજુર જાણીતો હોવાથી ચાલ્યો ગયો. હવે આપણે જોઇએ કે ગાડીવાળાનાં સાધનવડે મહારાજનાં નશીબમાં કેટલું કમીશન માંડેલું છે.

ઉદયકાન્ત સાથે મહારાજ પણ ગાડીમાં બેસી ગયો. માત્ર પંદર વીસ મીનીટમાં તો તેઓ વીશીએ પહોંચી ગયા. મહારાજે વીશી ત્રણ ચાર મૈલ દૂર હોવાનું કહ્યું તે પણ જુઠું હતું. એ કદાચ તેની અજ્ઞાનતાને અંગે માની તે માટે તેને માફી આપશું.

વીશી શરીઆમ સડક ઉપર આવેલી હતી. તેનું મકાન ત્રણ માળનું ગંજાવર હતું. નીચલો માળ (ગ્રાઉન્ડ ફ્લોર) બીજા ભાડુતોથી વસેલો હતો. ઉપરના બે માળમાં વીશી હતી. ઉપલા બેય માળમાં સડક ઉપર પડતા રવેશ હતા. ત્યાંજવા માટે જમીન ઉપર એક ઓટો

ચણી તેના ઉપર દાદરો ગોઠવ્યો હતો. ઉદયકાન્ત ઉપર ગયો અને મહારાજ તથા ગાડીવાળો નીચે રહ્યા અને સામાન લાવવા લાગ્યા. તે વખતે મહારાજ તથા ગાડીવાળો કાંઇક વાત કરવા મંડયા. ઉદયકાન્ત તે ભાષાથી અપરિચિત હોવાથી કાંઇ સમજ્યો નહિ. તે રવેશમાં ઉભો રહ્યો અને પેલો મહારાજ સામાન સાથે દાદર ચડવા લાગ્યો દાદરાના મથાળા આગળ એક બારણું હતું તે અત્યારે બંધ હતું. મહારાજે રવેશમાં આગળ જવા કહેતાં તે ગયો અને થોડે જતાં એક બારણું આવ્યું. આ બારણું બે રૂમ વચ્ચે હતું. બેય બાજુ રૂમ હતા અને આ બારણા જેટલો વચલો ભાગ આવવા જવા માટે હતો. ત્યાંથી અંદર ગયા તો વળી લાંબી ઓશરી આવી અને સામે હારબંધ ચાર રૂમ દીઠા. આ મકાનનો આગળનો ભાગ પૂર્વ દિશામાં હતો. ઓશરીની દક્ષિણ દિશાને છેડે ઉપરના માળમાં જવા માટે એક દાદરો હતો. નીચલા માળમાં સીધી ઓશરી, ચાર પછવાડે અને બે આગળ એવા છ રૂમ હતા. આગળના રૂમ મોટા હતા અને તે બે તથા બારણાનો ભાગ સામેના ચાર રૂમ જેટલીજ જગામાં હતો. ઓશરીના ઉત્તર ભાગમાં પણ સીલીંગનુ પાર્ટીસન કરી એક વધારાનો રૂમ બનાવવામાં આવ્યો હતો. પેલા છ રૂમોમાં સ્થાયી રહેવાવાળા રહેતા હતા. મહારાજે આ સાતમા રૂમને થોડી મુદત રહેવાવાળા ગૃહસ્થ ઘરાકો માટે તેણે આ મકાન રાખ્યા પછી બનાવ્યો હતો. ઉદયકાન્તને આ સાતમાં રૂમમાં ઉતારવામાં આવ્યો. છતમાં દિવાલો ઉપર ઝારાં બાજી ગયા હતા, દિવાલો ઉપર સ્થળે સ્થળે કોલસા અને પેનસીલથી લેખ લખેલા હતા. ફલાણા ફલાણા આ વીશીમાં ઉતરી અમુક દિવસ રહી ગયા છે જાણે કે તે મ્હોટો મહત્વનો બનાવ હોય. વીશી ઘણી સારી છે. મહારાજ નમ્ર, આજ્ઞાંકિત અને મદદ કર્તા છે. મહરાજને કાગળ ઉપર પ્રમાણપત્રો (સર્ટીફીકેટો) ન આપતાં આ દિવાલો ઉપરજ દયાળુ અને સંતોષ પામેલા પેસેન્જરો સર્ટીફીકેટો આપી ગયા હતા. આવી રીતે મહારાજને સર્ટીફીકેટો બતાવવાની તસ્દી ન લેવી પડે કે "જુઓ મારા સર્ટીફીકેટ" એમ કહેવું ન પડે. ઉતારૂ તેમની મેળેજ વાંચી લે. ઉદયકાન્તે કેટલાંક વાચ્યાં અને લખનારાઓની મૂર્ખાઇ ઉપર હસવું આવ્યું. છોમાં સ્થળે સ્થળે ત્રણ ત્રણ ચાર ચાર ઇંચના ખાડા હતા. છો ઉપર એક ઇંચતો રજ પડેલી હતી.

મહારાજે હવે ગાડીવાળાને વધુ વાર ન રોકી રાખતાં ભાડું ચુકાવી આપવાની માગણી કરી.

" કેટલા પૈસા ? " ઉદયકાન્તે પુછ્યું.

" બે રૂપીઆ સાહેબ. "

મહારાજે ગાડીવાળા સાથે તેની ભાષામાં વાત કરી ઉદયકાન્ત આગળ તેનો તરજુમો કર્યો.

કેવો સરસ દુભાષિયો ! ઉદયકાન્ત તો બે રૂપીઆનું નામ સાંભળી શ્વાસ ખેંચી ગયો. થોડીવાર તો તે ઉંડા વિચારમાં ગર્ક થઇ હાલ્યા ચાલ્યા વગર ઉભો રહ્યો. સંજોગે કરી તેની પાસે છુટા રૂપીઆ નહોતા. તેણે દસ રૂપીઆની નોટ કાઢી કહ્યું; " લ્યો ત્યારે તમે તેને રૂપીઆ આપી બાકીના રૂપીઆ લાવો. "

આ પ્રસંગ મળતાં મહારાજ મનમાં અતિશય હર્ષિત થઇ ગયો. તે હર્ષે તેનાં મુખ ઉપર ચળકાટરૂપી પોતાનો પડછાયો બતાવ્યો. મહારાજ ગાડીવાળાને લઇ ઉપરના માળ ઉપર ગયો. ઉદયકાન્ત વિસ્મયપૂર્વક વિચાર કરતો ઘણા લાંબા વખતથી વાપર્યા વગર રહેલાં રૂમમાં ઉભો રહ્યો અને રૂમનું અવલોકન કરવા લાગ્યો. પરદેશની મુસાફરી કેવી હોય છે–કેટલું ખર્ચ થાય છે–કેટલી હાડમારી ભોગવવી પડે છે તેનો ખ્યાલ તેને અત્યારે આવ્યો, તેને આ પ્હેલવ્હેલોજ અનુભવ હતો.

આપણે હવે પેલા બેજણાની પછવાડે ઉપરના માળ ઉપર જઇએ. મહારાજે એક દેવદારનાં લાકડાંની પેટી ઉઘાડી તેમાંથી એક રૂપીઓ કાઢી ગાડીવાળાના હાથમાં મૂકયો અને તે પોતે અપાવ્યો છે એમ કહી પોતાનો સદા ઉપકારી રહેવા તેને સૂચવ્યું. સરકારે નક્કી કરેલાં સ્કેલ મુજબ તો ગાડીવાળાને ચાર આનાજ મળે તેમ હતું કદાચ પેસેન્જરોની ભરતી હોય તો છ આના માગે પરંતુ એવું કાંઇ નહોતું છતાં એક રૂપીઓ મળ્યો તેથી તે ઘણોજ સંતુષ્ટ થયો અને મહારાજનો ખરાભાવ સાથે ઉપકાર માની કદાચ તેનું પોતાનું કામ હશે તો મુફ્ત કરી આપવા વચન આપ્યું. ગાડીવાળો નીચે ઉતરી ઉદયકાન્તને પણ ઘણીજ નમ્રતા અને વિનયપૂર્વક સલામ કરી ચાલતો થયો. મહારાજે પેટીમાંથી બીજા આઠ રૂપીઆ કાઢયા અને નોટને અંદર બરાબર મૂકી પેટી બંધ કરી નીચે આવ્યો અને છુટા રૂપીઆ ઉદયકાન્તને આપ્યા જે તેણે તેનાં ખીસામાં મૂકયા. મહારાજ આજ કોઇપણ જાતના શ્રમ વગર એક રૂપીઓ ચૌદ આના કમાયા. આવાં ઘરાક રોજ આવતાં

હોય તો તે કેટલું કમાય? પરદેશમાંથી ખાસ વીશીવાળાઓ પૈસા પાત્ર થઇને આવે છે તેનું કારણ આવી અનીતિભરી ઠગાઇ અને અપ્રમાણિકતાવાળી કમાણી! ઉદયકાન્તની માફક બીજા કેટલાય અજાણ્યા ગૃહસ્થો આ ધૂર્ત ચાલાક મહારાજના પંજામાં સપડાઇ ગયા હતા. મહારાજની જીભલડી ઘણીજ તીવ્ર, માધુર્યવાળી અને ખુશામતખોર હતી; લટુડા પટુડા કરવામાં તો તે બીનહરીફ હતા; પગ પણ લોઢાના હતા કે ઘરાકો માટે તુરત કાંઇ લાવી આપવા બજારે દોડતા; અજાણ્યા ઘરાકો સરસામાન તેમની પાસેજ મંગાવતા; આવાં કારણોથીજ તે ફાવી જતા. દરેક કામમાં મહારાજનું કમીશન ચડેલુંજ હોય અને વળી છેવટે વીશીના સખ્ત ભાવ લેવા ઉપરાંત કામ કરવાની બક્ષીસ મળે એ જુદી—વાહરે બક્ષીસ! ઘરાકનું હોડી દોડીને કામ કરી આપે એટલે વીશીના આંકડામાં કોઇ આનાકાની ન કરતું.

મહારાજ ઉપરના માળથી એક વાંસડાને બાંધેલી સાવરણી લઈ આવ્યો. એક છુટી સાવરણી પણ લાવ્યો. વાંસડાવાળી વતી છત અને દિવાલો ઉપરથી ઝારાં પાડયાં અને પછી છુટી વતી છો સાફ કરી અને તેના ઉપર પાણીનો છંટકાવ કર્યો. આ રૂમને એક ઉત્તર તરફ બારી હતી, તે ખુલ્લી કરી દીધી. સમુદ્ર બહુ દૂર નહોવાથી તેમાં પવનની થંડી મીઠી લહેરો આવવા લાગી. ત્યાર પછી તેણે બીસ્તરો ઉકેલી પથારી કરી આપી અને પેટી તેની નજીકમાં રાખી દીધી.

"કેમ ભાઇ, હવે ન્હાવું ધોવું છે ને?" મહારાજે પ્રશ્ન કર્યો.

"હાજ તો."

"લાવો ત્યારે પેટીમાંથી ધોતીઆં, ટુવાલ, સાબુ વિગેર કાઢી આપુ."

"તમે જઇને પાણી કઢાવો. એ હું મારી મેળે લેતો આવુંછું."

ત્યાર પછી ઉદયકાન્તે કપડાં ઉતારી દિવાલમાં લગાડેલી તારની ચુંકોની ઉપર લટકાવ્યાં અને પેટી ઉઘાડી ધોતીઆં વિગેરે કાઢી ન્હાવા માટે ઉપરના માળે ગયો.

---

# પરિચ્છેદ ૨૩ મો.



## હિંદુ હોટેલ—અધમતાનો અબ્ધિ.

"Cleanliness is Godliness & dirtiness is next to Hell."
અર્થાત-સ્વચ્છતા એ દેવપણું છે અને મલિનતા નર્કની પાડોશી છે."

આ વખતે બપોરના બાર વાગી ગયા હતા. આ વીશીમાં જમવાવાળા એક પછી એક આવવા લાગ્યા. નીચેના માળમાં રહેવાવાળા સ્થાયી ઘરાક હતા; તેઓ બધા નોકરીઆત વર્ગના હતા. પાછળના ભાગના ચાર રૂમમાં ખોજા–વોરા–મેમણ–સીંધી વિગેરે જાતના વેપારીઓના ભિન્ન ભિન્ન જ્ઞાતિના મ્હેતા હતા. આગળના ભાગના બે રૂમ પૈકી એક જે બહારના દાદરા નજીક હતો તેમાં એક ગંજાવર સ્થાવર મિલ્કતવાળી અંગ્રેજ ફર્મ (પેઢી)નો કલાર્ક હતો તેની બાજુના રૂમમાં ત્યાંના અગ્રેસર દેશી વ્યાપારી–વોરા કોમના શેઠની પેઢીમાંનો અંગ્રેજી કારકૂન હતો. આ બેયજણા પણ અત્યારે આવી ગયા હતા.

હાથમાં સાબુની પેટી અને ખંભે ધોતીયું નાખી ઉદયકાન્ત તેના રૂમનું બારણું બંધ કરી બહાર નીકળ્યો. આ વખતે છએ રૂમોમાં રહેવાવાળા આવી ગયેલા હતા અને અત્યાર સુધી શૂન્યકાર થઇ પડેલો માળ વસ્તીવાળો થઇ ગયો હતો. બધાય રૂમોનાં બારણાં ખુલ્લાં હતાં. દેશી વ્યાપારીની પેઢીના કારકૂનના રૂમમાં જવાનું બારણું ઉદયકાન્તને વચમાં આવતું નહોતું કારણ કે તેમાં જવાનું બારણું તો તે અને પેલા અંગ્રેજ પેઢીના કલાર્કની રૂમની વચમાં આવેલા પાસેજમાં આવેલું હતું. ડાબા હાથ ઉપર અંગ્રેજી પેઢીના કલાર્કનું બારણું હતું અને જમણા હાથ ઉપર બીજા ચાર રૂમ હતા. જતાં તેણે અંગ્રેજી પેઢીવાળા કલાર્કના રૂમમાં ફર્નિચર નજરે પડવાથી તે જોવાની જીજ્ઞાસા-વૃત્તિ થતાં તેમાં ડોકીઉં કર્યું.

આ રૂમમાં રહેનારનું નામ મણીસુખરાય હતું. તે આશરે છવીસ વર્ષની વયનો ગૌરવર્ણવાળો તરૂણ હતો. તેનો સ્વભાવ હસમુખો અને મળતાવડો હતો. સ્વદેશીઓ પ્રત્યે તેઓ ઘણીજ મમતા દર્શાવતો. તેના રૂમની

છો શેત્રંજીઓથી આચ્છાદિત હતી અને દિવાલો સુંદર રંગથી રંગેલી હતી અને તેમાં ઉંચે મોટાં મોટા પિકચરો (ચિત્રો) લટકાવેલાં હતાં. ચિત્રોની ફ્રેમો ઘણીજ સુંદર અને સોનેરી હતી. છતમાં સીલીંગ જડેલી હતી અને તે રંગેલી હતી. તેની વચ્ચમાં એક વીસ કેન્ડલ પાવરનું ડીટમારની બનાવટનું લેમ્પ લટકાવેલું હતું. દક્ષિણ દિશાની દિવાલમાં બારી હતી ત્યાં લોખંડનો પલંગ બીછાવેલો હતો. ઉત્તર દિશાની દિવાલ આગળ એક મોટું ચોરસ લખવાનું ટેબલ અને તેની નજીક સાત આઠ લાલ ઍન્ટ-વૂડની કુર્સીઓ હતી. લટકતા લેમ્પ નીચે એક ગોળ ટેબલ હતું. પૂર્વ દિશામાં ગલેરીમાં પડતું અને પશ્ચિમ દિશામાં અંદરની ઓશરીમાં પડતું એમ બે સામ સામાં બારણાં હતાં. પૂર્વ દિશાના બારણા આગળ એક આરામ કુર્સી હતી. તેની બાજૂમાં એક ચેસ્ટ ઓફ ડ્રાઅર્સ (ખાનાંની ઉંચી પેટી) હતી. તેની બાજુમાં બે મોટી સ્ટીલ ટ્રંકો ગોઠવેલી હતી. પશ્ચિમ દિશાની દિવાલમાં એક કબાટ હતો. એ દિવાલે પણ ઓશીકાંની નજીક બે ત્રણ પેટીઓ ગોઠવેલી હતી. ચેસ્ટ ઓફ ડ્રાઅર્સ ઉપર એક મોટો સુંદર ફ્રરામવાળો અરીસો હતો. તેની બાજુમાં દાંતીઓ–બ્રશ–તેલ તથા સેન્ટની સીસીઓ–કોસ્મેટીક–પોમેટમ વિગરે પણ હતાં; ઉત્તર દિશાની દિવાલમાં ઇશાન ખુણા તરફ એક સુંદર અભરાઇ ઉપર પાણીની ગરણી–ફીલ્ટર ગોઠવેલી હતી. તેની બાજુમાં એક તાકું હતું તેમાં કેટલાક કાચના ટમ્બલર વિગરે હતા. બીજા વાવ્ય ખુણામાં એક ત્રીકોણ અભરાઇ ઉપર કાચનું સુંદર પુષ્પદાન ગોઠવેલું હતું. તેમાં હમેશાં તાજાં ફુલ ગોઠવવામાં આવતાં કેટલાંક સુંદર સ્ત્રીઓનાં ચિત્રવાળાં કેલેંડર્સ અને ફોટા હતા. મોટાં પિકચરો નીચે પણ કેટલાક ફોટા હતા. બીજી કેટલીક શણગારની વસ્તુઓ પણ દૃષ્ટિગોચર થતી હતી. દિવાલમાં એક મોટું ઘડીઆળ હતું. ટુંકામાં આ રૂમ આધુનિક સુધારાની ઢબમાં પુરેપુરો શણગારેલો હતો. ઉદયકાન્તે ડોકીઉં કર્યું ત્યારે પેલો તરૂણ ખીંટીઓ નજીક ઉભો રહી કોટ કાઢી લટકાવતો હતો અને ત્યાર પછી ટોપી લટકાવી પાટલૂન કાઢવા માટે એક ખુરશી ઉપર બેઠો. તેમ કરતાં તેની દૃષ્ટિ ઉદયકાન્ત ઉપર પડી.

"કોણ એ?" તે તરૂણ બોલ્યો. "એ તો પેસેન્જર" એમ કહી ઉદયકાન્તે ઉત્તર આપ્યો અને ત્યાંથી ચાલતો થયો.

ઉદયકાન્તની જીજ્ઞાસા બધા રૂમ જોવાની થઈ. મણીસુખરાયના રૂમ સામે આવેલા બીજા ચાર રૂમો તરફ તે ગયો. તે રૂમોમાં જુદા

જુદા ઘાટના લાઇન બંધ પાંચ પાંચ છ છ ખાટલા પડેલા હતા અને તે નીચે સહુ સહુની એકેકી કે બબે ટ્રંકો ગોઠવેલી હતી. ભીંતો મેલી હતી. છતમાં પણ કાંઈ નહોતું. છો ખાડા ખડીઆવાળી અને કચરાથી ભરપુર હતી બત્તીમાં હલકી જાતનાં હરીકેન લેમ્પ (કંડીલ) હતાં. આખો દેખાવ ધર્મશાળાઓમાં જેમ ભાંડ ભવાયા ઉતરે છે તેવો હતો. સહુનાં કપડાં–સામાન વિગેરે જ્યાં ત્યાં વ્યવસ્થા–સુઘડતા વગર વિખાએલી સ્થિતિમાં પડ્યું હતું. દિવાલોમાં મોટા ચોરસ ખીલા બેસાડી તે ખીંટીઓ તરીકે વપરાતા. કેટલાક કપડાં ઉતારીને પોતાની પથારી ઉપરજ રાખતા. આ દેખાવ જોઇ ઉદકાન્તને ગરીબ હિંદુ જીવનનો ખ્યાલ આવતાં તેનું હૃદય બળવા લાગ્યું અને તેની સાથે તેને હસવું પણ આવ્યું. તેનું શરીર અત્યારે અનુકમ્પાના આવેશથી ઝણઝણી ગયું. તેણે મનમાં કહ્યું–“ અરે ઇશ્વર! હિંદુઓનાં આવાં પામર જીવનની અવસ્થાનો ક્યારે અંત લાવીશ? આ જ્ઞાતિ બીજી જ્ઞાતિયો પ્રમાણે આવી અધમાવસ્થામાંથી ક્યારે ઉન્નત થશે?” હિંદુઓની ગરીબાઇ વિશે વિચાર કરતાં તેને ગોલ્ડ સ્મિથની “ સિટિઝન ઓફ ધી વર્લ્ડ ” ની બૂક અને તેમાં બીજા પત્રમાં જે “If we Judge of the English by this rule, there is not a poorer nation under the sun.” (અર્થાત–આ નિયમથી જો આપણે અંગ્રેજ પ્રજાનો વિચાર કરીએ તો સૂર્યની મર્યાદામાં આવતી પૃથ્વી ઉપર એ પ્રજા જેટલી બીજી એકે પ્રજા ગરીબ નથી.) નું વાક્ય છે તેની સ્મૃતિ થઇ આવી. આ વાક્ય તેણે પોતાની પ્રજાને લગાડ્યું અને કહ્યું કે–“ આખિ દુનિયામાં હાલ હિંદુસ્થાનની પ્રજા જેવી બીજી એકે પ્રજા ગરીબ નથી. ” તે આ રૂમોનું નિરીક્ષણ કરતો આવા તરંગ કરતો હતો એવામાં ઉપરના માળમાંથી દાદરે ડોકીઉં કરી તેને મહારાજે બોલાવ્યો.

“ ભાઇ પધારોને.! પાણી ક્યારનું'ય કાઢ્યું છે અને ઠરી જાય છે. ” આ ઉપરથી ઉદયકાન્ત ઉપર ગયો. ત્યાં નીચેની માફક જુદા જુદા રૂમ નહોતા પરંતુ નીચલાના જેટલી ગલેરી, નીચે પેલા આગળના રૂમ અને ઓશરી જેટલા ભાગમાં હતી તેટલા ભાગમાં એક આખો સળંગ હૉલ અને પાછળની કોટડીઓના ભાગ ઉપર આગાશી હતી. આગાશીમાં ઉત્તર તરફનો ભાગ આગાશી–દક્ષિણ તરફના ભાગમાં એક પાણી અને બીજી ન્હાવાની કોટડી–પશ્ચિમ તરફના ભાગમાં ત્રણ જાજરૂ હતાં.

બાકીના પશ્ચિમ ભાગ તથા ઉત્તર ભાગમાં બેસવા માટે બેઠક ચણેલી હતી અહીંથી સમુદ્ર નજીક હોવાથી બરાબર દૃષ્ટિગોચર થતો હતો. હૉલના દક્ષિણ તરફના ભાગમાં નૈરૃત્ય ખુણામાં રસોડું અને તેની સામે જમવા બેસવાનો ચોકો હતો ચોકામાં વચ્ચે લાકડાની પટીઓ જડી ભિન્ન ભિન્ન જ્ઞાતિના ઉપચોકા બનાવેલા હતા. દરેક ઉપચોકામાં દેવદારી પાટીઆના મેલા જુના પાટલા ગોઠવેલા હતા અને તેમના ઉપર બેસનારનાં કપડાંને તેમના રંગની છાપ પાડયાવગર રહે તેમ નહોતી. ઉપચોકા વચ્ચે આવેલી પેટીઓમાં કચરો-ધુળ અને એઠવાડને એકઠા થવાનો સારો લાગ હતો. દાદરાની એક બાજુ આ રસોડું હતું અને બીજી બાજુ ખુદ મહારાજની ઑફિસ હતી. એક ઉંચી પાટ ઉપર મોટું મેલું અર્ધમણ ધુળ ભરેલું ગાદલું હતું. તેની નીચે ઘી, તેલ, ગ્યાસતેલ-દાળ-ચોખા વિગેરેના ડબા હતા. બાજુમાં મોટી દેવદારનાં પાટીઆંની પેટી અને એક નાની ટ્રંક હતી. તેની બાજુમાં મીલમાં દળેલાં આટા તથા બીજા અનાજના કોથળા ઉભા ગોઠવેલા હતા. હૉલનો ઉત્તર દિસાનો ભાગ, ગેલેરી વિગેરેમાં બીજા પરચુરણ રેહેનારા ધર્મશાળાની સ્થિતિમાં રહેતા. તેમાં બધા નીચે પથારીઓ કરી સુવાવાળા વળી કોઇક બે ત્રણ ખાટલા પણ હતા, અહીંની સ્થિતિ તો વળી નીચેના રૂમો કરતાં ઘણીજ અધમતર હતી. કચરા ગંદકી અને અવ્યવસ્થાનો આ હૉલમાં તો અવધિજ નહોતો. ભીંતો મેલી અને કોલસા તથા પેન્સીલવડે લખેલા અને મહારાજને ખાત્રી પત્રક તરીકે થઇ પડેલા અસંસ્કૃત લેખો હતા. રસોડાના ધુમાડાએ આ હૉલમાં તેનાથી બનતું કર્યું હતું. કેટલાક માંદા પડી પથારીમાં સુતા હતા અને તેમની આઇડોફોર્મ કે એવી બીજી દવાઓ ગંધાતી હતી. કેટલાક ભાન વગરના બેસી ગપ્પાં સપ્પાં મારતા હતા. કેટલાક વળી કોઇ બાબત સારૂ લડતા હતા તો કેટલાક સુથારો તેમનું ઝીણું કામ અહીં કરી કાન ફોડવા જેવો અવાજ કરતા હતા. રસોયો તો હનુમાનજીની માફક તેલને બદલે પરસેવાથી તરબોળ હતો ચોટલી ધજાની માફક ફરફરતી હતી. ધોતીયું તો ઘી-તેલવાળા હાથ લહોવાથી ડાઘ પડતાં તેને ધુમાડો કે મેશ અડકી તેલ ચોપડેલાં કાળાં જુનાં ચામડાં જેવું થઇ ગયું હતું. તેમાં કોઇ કોઇ સ્થળે હળદરના ડાઘ પણ દેખાતા હતા. આ અબોટીયાંને તેનાં મર્ણ પર્યંત કોઇ ઠ્હાડા પાણીનો આસ્વાદ કે સાબુ-ખારાનો કે ધોકાનો સ્પર્શ

થવાનો વખત નહોતો, મહારાજ પોતે રાંધતો, નહિ પણ ઘણા જણ સાથે જમવા બેસે ત્યારે પીરસવાનું કામ કરતો. છતે નોકરે શેઠથી કામ કેમ થાય? ઉદયકાન્ત આ દેખાવ જોઈ દિલગીરી સાથે આશ્ચર્ય પામ્યો. તેણે આવો દેખાવ કદિ પણ જોયો નહોતો. અગાઉ તે પોતે પણ ગરીબ હતો પરંતુ તેનું જીવન આવું ક્ષુદ્ર નહોતું. તેના ઘરની સ્વચ્છતા અને સુઘડતા તો ઉત્તમોત્તમ રહેતી. માત્ર ધનવાન નહોતો એટલુંજ પરંતુ તેથી કરી કાંઇ તે આવી અધમાવસ્થા ભોગવતો નહોતો તેની મા ઉચ્ચ સંસ્કારથી વિભૂષિત થયેલી સ્ત્રી હતી. આ દેખાવથી તેના હૃદયમાં બહુજ લાગી આવ્યું. આવા દેખાવો જોવાથીજ હિંદુઓની પરદેશમાં ગણના નહિ થતી હોય એવો તેણે નિશ્ચય કર્યો. એકલા હિંદુજ આવું જીવન ગાળતા એમ નહોતું આ જીવનતો સમગ્ર હિંદી પ્રજા ભોગવતી એમ કહી શકાય તેમ હતું. આ કરતાં વળી પંજાબીઓ અધમતમ જીવન ગાળવાવાળા હોય છે. હિંદી પ્રજામાં સારૂં જીવન ગાળવાવાળાઓમાં અમુક ગણ્યાગોઠ્યા હિંદુ મુસલમાન અને પારસીઓ બધાય અપવાદ તરીકે હોય છે. પરંતુ જ્યાં ઝાઝા ભાગે આવી અધમાવસ્થાનો અનુભવ થતો હોય ત્યાં એવા ગણ્યાગાઠ્યાનો હિસાબ કોણ ગણવા બેસેછે? બધાયની એક સરખીજ સામાન્ય ગણત્રી થાય છે. પરદેશમાં ગોવાનીઝ અને પારસીઓને સારા પગાર મળે છે તેનું કારણ માત્ર તેમની સારાં સુધરેલાં જીવન ગાળવાની આવડતને અંગે છે. સરકારી અને બીજી સારી નોકરીઓ વગરના ગોવાનીઝો પણ જો કે અધમાવસ્થામાંજ પડી રહેનારા હોય છે પરંતુ તેવા ઘણા થોડા હોવાથી તે દેખાઇ આવતા નથી.

આગાશીમાં એક કોળી જેવો માણસ ઠામ માંજતો હતો તેને મહારાજે બોલાવ્યો અને રસોડામાંથી ઉનાં પાણીની એક જસતની બાલદી (બકેટ) મૂકી લાવી તેમાં થંડુ પાણી સમોવી તેને ચોકડી ઉપર લઇ જવા તથા ત્યાં પાટલો માંડી આપવા કહ્યું. આ માણસનાં કપડાં એવાં ફાટેલા-મેલાં અને ધુળ ધુળ થઇ ગયેલાં હતાં અને તેનું શરીર મેલના પા ઇંચ થરથી ખરડાએલું અને પરસેવા વિગેરેથી એવું ગંદુ હતું કે તેમાંથી દુર્ગંધનું ઝરણું વ્હેતું હતું. તેને જોઇ ઉદયકાન્તને તિરસ્કાર સાથે ચિતરી છુટી. તેને બકારીઓ આવવા લાગી પરંતુ આ બધું ભોગવી લીધા-ચલાવ્યા વગર તેને છુટકો નહોતો. તે નાહી રહ્યો. સંધ્યાનો સમય વીતી જતાં થઇ

શકે તેમ નહોતી તેથી થોડીક ગાયત્રીનો જપ અને વેદાંત સ્તોત્રનો પાઠ કર્યો. પેલા ચાકરે મહારાજનાં કહેવાથી ડોલમાં થોડું પાણી નાખી તેનું પલાળેલું ધોતીયું લઇ બોળ્યું અને નીચોવી સુકવવા લાગ્યો. ઉદયકાન્તે તેને જરા છબછબાવી ત્યારપછી સારા ચોખ્ખાં પાણીમાં તારવી અને પછી સુકવવા કહ્યું. એ સાંભળી પેલો ચાકર–ઠામ માંજવાવાળો આંખો વિકાળ રીતે વિકસાવી તેના તરફ મ્હોં ચડાવી તાકયો. તે નવો હતો એટલે ચાકરથી કાંઇ બોલાય તેમ નહોતું. "પાણી બહુ ઓછું છે. સાહેબ તમે ભરવા જાઓ તો ખબર પડે, મારા મહેરબાન." એવા શબ્દો કહી આનાકાની સાથે આશરે પા ઘડો પાણી લઈ તેણે ધોતીયું તારવ્યું. હજુ પણ ચીંધ્યા પ્રમાણે ન કરવાથી ઉદયકાન્ત તેના ઉપર સહજ તપ્યો અને તેને ઉદ્ધત હોવાનું કહ્યું, આ ઉપરથી ચાકર મનમાં ગુસ્સે થયો અને તેના ઉપર ઉંડો દંશ રાખ્યો. ઉદયકાન્તે તેની રૂમમાં સાબુ મૂકી આવવાનું કહેતાં તે કામ પણ તેણે આનાકાની સાથે મ્હોં ચડાવી કર્યું. આ ચાકર વીશીનાં ઠામ માંજવાનું અને પાણી ભરી લાવવાનું કામ કરતો કે વખતે નવરો હોય તો ઝાડુ કાઢતો. વીશીમાં રહેવાવાળાથી તેને કાંઇ કામ બતાવી શકાતું નહિ. ઉપર કહેલા કામ ઉપરાંત મહારાજ બતાવે તોપણ ધુરકતો અને બીજાનું તો ગુસ્સા સાથે અપમાન કરી વાળતો. "શું તમારા નોકર બોકર છીએ તે કરીએ! પંડે ન થતું હોય તો નોકર રાખોને!" ઉદયકાન્ત નવો હતો અને વળી તેના દેખાવમાં કાંઇ એવો અલૌકીક પ્રભાવ હતો કે તેની શેહ પડતી તેથી તે કાંઇ તેને કહી શકયો નહિ.

ત્યારપછી મહારાજના બતાવ્યા પ્રમાણે એક ચોકાના પાટલા ઉપર બેસી ઉદયકાન્ત જમવા લાગ્યો. એનામાલની થાળી, એનાજ વાડકા અને પાણીનો ટમ્બલર પણ તેનોજ. એતો ઠીક પણ પુરાં સાફ નહિ. ચીકાશ સાથે રાખ ભળવાથી પડેલા ડાઘા એમના એમ હતા. તેને આ જોઇ આ દેશના જીવન વિશે અત્યાર સુધી લાગેલી નવાઇમાં વધારો થયો. તે મનમાં હસ્યો. દરેક સંયોગોને અનુકુળ કરી લેવાના વિચારે તેણે પ્રત્યક્ષ હસવાનો અવરોધ કર્યો. તેણે જમવું શરૂ કર્યું એવામાં પેલો મણીસુખરાય આવ્યો. તેણે તેની સામેના પાટલા ઉપર સ્થાન લીધું. તેના માટે મહારાજે જર્મન સિલ્વરનાં વાસણો મૂકયાં. ઉદયકાન્ત તેના સામું તાકી રહ્યો. કાંઇ બોલાય તેમ નહોતું. પેલો વિચક્ષણ મહારાજ તેની દૃષ્ટિનો ભાવ સમજી ગયો.

"આ દેશમાં વીશીવાળા તો એનામલનાંજ ઠામ વાપરે છે. બાકી આ મણીસુખરાયભાઇની માફક પોતાને જોઇએ તે ઠામ પોતાનાં લાવી વાપરે છે."

"આ કોઇ નવા ગૃહસ્થ છે?" ઉદયકાન્તને જોઈ તેના દેખાવની તેના ઉપર શેહ પડતાં તેની સાથે વાતમાં ઉતરવાની જીજ્ઞાસાથી આકર્ષાઇ મણીસુખરાયે પુછ્યું.

"હા; હજુ અત્યારની સ્ટીમરમાંજ ઉતર્યા છે. તે મુંબઇ તરફથી આવે છે." મહારાજે જવાબ દીધો.

ત્યાર પછી ઉદયકાન્ત ક્યાંનો રહીશ હતો, અહીં શું કરવા આવ્યો હતો વિગરે બાબતો ઉપર તેણે ઉદયકાન્ત સાથે વાત કરી. તેઓ અંગ્રેજીમાં વાત કરતા હતા.

પેલો મહારાજ ખુલ્લા કાન કરી સાંભળવા લાગ્યો. રખેને મણીસુખરાય વીશીના દર વિગરે બાબત તેને કહી દે નહિ? આ બાબતની તેને ભીતિ લાગી ગઇ. મહારાજ અંગ્રેજી જાણતો નહોતો પરંતુ ઘણા વર્ષ પરદેશ વેઠી કોઇ શબ્દો સમજતો અને તે ઉપરથી તેની તર્કશક્તિને અંગે આખી વાતનો સાર તેને ઠીક પડે તેમ સમજી લેતો.

ઉદયકાન્ત સાથે વાત કરવાથી મણીસુખરાયને ઘણોજ આનંદ થયો. તેની બોલવાની છટા આપણે ક્યાં નથી જાણતા કે મોટા મોટાને વશ કરતી તો આ બીચારો મણીસુખરાય તેના શા હિસાબમાં હોય! એ પણ એક કુદરતની બક્ષીશ છે. સર્વ માણસોમાં આવી બક્ષીશ હોતી નથી. જમીને તેઓ નીચે ગયા.



# પરિચ્છેદ ૨૪ મો.

## મિત્રાચારી.

મણીસુખરાય સ્વદેશીઓ પ્રતિ મમતાભાવ રાખવાવાળો હતો. તે ઉદયકાન્ત ઉપર મમતા દર્શાવી તેને તેના રૂમમાં લઇ ગયો. પાનની પેટીમાંથી બેયજણાને માટે પાન તૈયાર કર્યા અને એક ઉદયકાન્તને આપ્યું. બાદ પેલા ચાકરને બોલાવી તેણે બે સોડાની બોટલો અને અર્ધો શેર બરફ મંગાવ્યો. તે પેલા ચાકરને અમુક માસિક રકમ આપતો અને તેની પાસેથી પોતાનું બધું કામ લેતો

"હું સોડા બરફ લેતો નથી તો માફ કરશો," ઉદયકાન્ત બોલ્યો.

"કેમ ?" ચમકીને મણીસુખરાય બોલ્યો.

"આપણા દેશમાં આપણી જ્ઞાતિવાળાથી સોડા બરફ પીવાતું નથી. એ પીવાથી જ્ઞાતિમાં ટીકા થાય છે."

"ભાઈ અમે પરદેશમાં આવ્યા એટલે બાધ રાખતા નથી. દેશના બધા મૂર્ખ છે. તેમને જીવનની કશી કિમ્મતજ નથી. ધર્મના બ્હાને આપણે લોકો નાહક હેરાન થઇએ છીએ. જ્યાં જોઇએ ત્યાં ધર્મનો અંતરાય. એમને એમજ આપણે આપથી માન પ્રતિષ્ઠા ગુમાવી છે. મેં દેશમાં ઘણાને ત્યાં સોડા બરફ વપરાતાં દેખેલ છે. નાગર ગૃહસ્થો વાપરે છતાં બીજાને શો બાધ? હવે તો ભાટિઆ, વાણીઆ વગેરે વલ્લભ સંપ્રદાયને માનવાવાળા વૈષ્ણવો પણ તે વાપરે છે, વળી તેમાંના કેટલાક તો બચાવ કરે કે અમે કાંઇ બાટલી મોઢે લગાડતા નથી. કેમ જાણે કે અંદરની વસ્તુ તો "શ્રી" ને ધરાવેલી પ્રસાદીજ હોય! જમાનાની બલીહારી નહિ તો શું. એક વલ્લભસંપ્રદાયી મહારાજ તો વળી 'અર્ગે-જવાની"–બ્રાંડી પણ પીતો પણ તે ફક્ત રૂપાની લોટીમાં અને રેશમી રૂમાલ ઉપર રાખીનેજ! 'જેવો દેશ તેવો વેશ' રાખવો જોઇએ. સમયસૂચકતા વાપરવીજ જોઇએ. સોડા બરફ પીવાથી શું નુકશાન? તમે ઉપર ઉકાળેલાં પાણી જેવું ગરમ પાણી પીધું તેથી તમારી તરસ છીપી, કે પેટમાં ખાધા પછી શાંતિ આવી? પેટમાં ઉલટું ઉકાળા વળ્યા જેવું થાય છે. થંડું પાણી પીવાથી કેવો આનંદ

આવે ? સોડા બરફ બેય પાણીથી થાય છે એટલે તેમાં શી આભડછેટ પેસી ગઇ હશે !"

"તમારૂં કહેવું એક રીતે મારે કબૂલ રાખવું પડશે કે તેમાં આભડછેટ કાંઇજ નથી. માત્ર બીજી જ્ઞાતિનું અડકેલું પાણી હોય તે પણ આપણે ન પીએ તો પછી એ નિયમાનુસાર સોડા બરફ જેનું પાણી ગમે તે મજુર લાવ્યા હોય તે કેમ પીવાય, કે બાટલીઓ ગમે તેણે પીધી હોય અને એની એ પાછી ભરાય. વળી આપણામાં તમે આપ્યું એવું એક બીજી પણ કહેવત છે કે 'દેશ છોડીએ પણ વેશ ન છોડીએ.' હું કાંઇ અંધમાન્યતાવાળો નથી પરંતુ ચાલે ત્યાં સુધી ચલાવવું એવા વિચારવાળો તો ખરો. ખરેખર ઉપરનું પાણી પીવાથી પેટમાં તો ભાત રંધાયા જેવી સ્થિતિ છે. પેટમાં ઉકળાટ અને ઉછળાટ બેય થાય છે. ખોરાક નીચે બેઠો નથી. ઠીક ત્યારે જ્યાં ન ચાલવાની બાબત હોય ત્યાં આપણા દેશમાં છુટ અપાય છે એટલે અત્યારે પણ એવો સંયોગ હોવાથી હું તમારા સંપ્રદાયમાં ભળીશ. વારૂ તમે સ્ટ્રૉંગ ડ્રિન્ક (જલદપાન=મદિરાપાન) પણ કરતા હશો ? કહે છે કે પરદેશમાં રહેવાવાળા બધા તેમ કરે છે. "

"મિત્ર હું તમારી પાસે કાંઇ પણ ગુપ્ત નહિ રાખું. હું તો તે પીઉં છું. આપણાં ઘણાં માણસો પીએ છે. પરદેશમાં તે વગર પાણી લાગે છે. જે નથી પીતા તે તેમના પગારનો લગભગ પા ભાગ ડૉકટરોને આપે છે અને તે આપવા ઉપરાંત શરીરમાં દુઃખ ભોગવે છે એ જુદું. અમે જે આ સંપ્રદાયના છીએ તે ડૉકટરને એક પાઇ સરખી પણ આપતા નથી અને બીજા દવા માટે ડૉકટરને આપે છે તેના કરતાં અમને આમાં ઘણુંજ ઓછું ખર્ચ લાગે છે અને દુઃખ ન ભોગવવા રૂપી બીજો મોટો ફાયદો થાય છે. આ પીવાથી શરીર સ્ફુર્તિવાળું અને મિજાજ આનંદી રહે છે. કામ કરવામાં પણ કાર્યશક્તિ રહ્યા કરે છે. ડાકટરોના ભક્તોને એ માંહેનું શૂન્યજ ! અમે કાંઇ દારૂડીઆનું જીવન ગાળતા નથી. નિયમ અને માફકસરજ લઇએ છીએ. અંગ્રેજી દવાઓ શું છે ? તેમજ દેશી વૈદ્યોએ બનાવેલા દ્રાક્ષાસવ વિગેરે શું છે ? એ બધા એજ છે. તેમની અને આની બનાવટની એકજ રીતિ અને તેમનામાં એકજ જાતનો ગુણ. માત્ર નામમાં ફેર. શું દ્રાક્ષાસવ પોર્ટવાઇન કે વિસ્કિના જેવો નશો નથી લાવતો ? અમે તો ગોસ્ત પણ ખાઇએ છીએ."

"તમારી આ વાત સાંભળતાં તમે આપણા ધર્મનું આવી રીતે ઉલ્લંઘન કરો છો તેથી મને અતિશય દિલગીરી થાય છે. મારા ઉપર

માડું ના લગાડશો. હું તો તમારી આ રીતને ધિક્કારૂં છું. જાન જાય તો ભલે પણ ધર્મનું ખંડન ન થવું જોઇએ. ધર્મને વાસ્તે આપણા મહાન પુરૂષોએ કેવાં કેવાં સ્વાર્પણ કરેલાં છે! કોઇની દેખાદેખી કરવી એ ઉચિત નહિ. આપણો સુધારો આવાં કૃત્યોમાં આવીને રહેલો નથી. આપણે દેશની ખરી ઉન્નતિ–ઉત્કર્ષનાં પગલાં લેવાં જોઇએ. આપણે નમુનારૂપ થઇએ અને બીજા આપણું અનુકરણ કરે એમાં આપણી શોભા છે. સારા નમુના રૂપ થવું જોઇએ પરંતુ જો ખોટા નમુના-રૂપ થઇએ અને આપણે સત્તાવાળા કે સારી સ્થિતિવાળા હોઇએ તેથી અજ્ઞાની લોકો તો 'यद्यदाचरतिश्रेष्ठस्तत्तदेवेतरोजनः। सयत्प्रमाणं कुरुतेलोकस्तद्‌नुवर्तते॥' (મોટા માણુસ જે કામ કરે છે તે કામ બીજા માણસો પણ કરે છે; તે જે ધોરણ ઉભું કરે છે તે ધોરણે લોકો વર્તે છે–ચાલે છે.)–આની માફક આપણું અનુકરણ કરે અને પરિણામે આપણા ધર્મનો નાશ થાય તો તેનો સઘળો દોષ આપણા માથે રહે છે. એ આપણી કર્ત્તવ્યભ્રષ્ટતા કહેવાય. એ કાંઇ જેવું તેવું પાપ ન ગણાય. મેરી કોરેલીના શબ્દો પ્રમાણે 'Every human creature living should be a reformer and regenerator of his race.' (દરેક જીવતાં મનુષ્ય પ્રાણિયે પોતાની જ્ઞાતિનો સુધારો અને પુનરૂદ્ધાર કરવો જોઇએ.) આમ કરવામાંજ આપણું કર્ત્તવ્ય રહેલું છે. 'Law of duty never apologizes.' (કર્ત્તવ્યનો કાયદો કદિ પણ માફી માગતો નથી.) એટલે કે કર્ત્તવ્ય એવું છે કે તે છાનું માનું બેસી રહેતું નથી પરંતુ તે સકર્ત્તા થવાને ઉછાળા માર્યા કરે છે, પોતાના ધર્મનો ત્યાગ કરવો એ ઉચિત નથી. આપના જેવા સુજ્ઞને વધુ બોધની જરૂર નથી. આપણા જેવા કેળવાએલા આપણો ધર્મ સમજીએ નહિ કે પાળીએ નહિ અને ઉલટા ભ્રષ્ટ બનીએ તો પછી બીચારાં અજ્ઞાની લોકોની તો આશા રખાયજ ક્યાંથી? માંસાહાર વિરૂદ્ધ તો ખુદ વિલાયતમાં જબરી લડત ચાલી રહી છે અને તેને અંગે વગવાળા મંડળો સ્થપાયાં છે તેમજ ત્યાંના પ્રખ્યાત ડોકટરોનું માનવું છે કે નાસુર અને તેવાજ બીજા ઘણા રોગો દુષ્ટ માંસાહારથી થાય છે, આ વાત હવે ચોક્કસ પુરવાર થયેલ છે. જે કૃત્ય અજ્ઞાનથી થાય છે તેમાં એટલું પાપ નથી પરંતુ જાણુવા છતાં કરવામાં આવે છે તેમાં ઘણું પાપ છે. દુર્ગુણ દેખાવમાં બહુજ સુંદર અને મનોહારક હોય છે. તેના એવા ગુણને લઇનેજ માણુસ પતંગીઉં જેમ દીવાથી અંજાઇ તેમાં પડે છે અને

આખરે જીવ ગુમાવે છે તેમ દુર્ગુણમાં ઝંપલાઇ પડી આખરે દુઃખ પામે છે. પછી તેને તેની મૂર્ખાઇ–અવિચારીપણાનું ભાન થાય છે ત્યારે પસ્તાય છે. તેમાં શો દહાડો વળે? કર્મનું ફળ અનિવાર્ય છે. દરેક કર્મમાં ભાવિ રહેલું છે એ નિયમે દરેક કર્મને ભાવિરૂપી ફળ આવ્યા વગર રહેતું નથી. જેવું કર્મ તેવું ફળ આવે છે. તમે આવી રીતે ખાવા પીવામાં જે ફાયદો જુઓ છો તે અલ્પકાલીન સમજવો. પરિણામે તેથી બહુ નુકસાન થાય છે. તમે જોયું હશે અને હવે પણ જોશો કે એવા અભક્ષાભક્ષ કરવાવાળા બહુ બુરી દશામાં મરે છે. મારી તમને ખાસ સલાહ–ભલામણ છે કે તમે એવું કરવું છોડી દ્યો. આપણા સમાજને એ શોભીતું—ઉચિત નથી. જુના સંપ્રદાયવાળા આપણને આવું કરતા જોઇનેજ સુધરેલાને બદલે ઊધરેલા કહે છે. જો કે જુના વિચારવાળા આ રોગથી મુક્ત નથીજ, તેઓ તો વળી મ્હોટા ડોળથી તે દુરાચારને ઢાંકે છે અને બહાર પરમ વૈષ્ણવ હોવાનો વેશ ભજવે છે આ સુધારાની વસ્તુઓ નથી. સુધારાને માટે બીજી ઘણી વસ્તુઓ છે અને આપણને તેમાં ભગીરથની માફક પ્રયત્નો કરવાના છે. દેશ સારૂ જીવન ગાળી સુખી થાય–ઉન્નત થાય–માન્ય થાય–જુના રિવાજોને અંગે થતી હાડમારી દૂર થાય–વિગરે બાબતમાં શાસ્ત્રોક્ત રીતિથી સુધારા કરવાના છે. વળી—”

એવામાં ચાકર સોડા અને બરફ લઇને આવ્યો. ફીલ્ટરમાંથી પાણી કાઢી પેલાં તાકામાં પડેલા બે ટમ્બર લઇ સાફ કર્યા અને તેમને ગોળ ટેબલ ઉપર રાખ્યા અને સોડા તથા બરફથી તેમને તૈયાર કર્યા. બરફ ઓગળવા લાગ્યો અને થંડા પાનના શોખીન ગૃહસ્થો તેને હોંશભેર ઇન્સાફ આપવા લાગ્યા.

ત્યારપછી ઉદયકાન્તે અહીં આવી વસવાવાળા સ્વદેશીઓની સ્થિતિ–રહેણીકરણી વિગરે બાબત પુછી જોયું. માહિતી મેળવી. મણીસુખરાયે ઉદયકાન્તને તેનાં આવવાનાં કારણ માટે પુછી જોયું, તે સમજતો હતો કે તે નોકરી અર્થે આવ્યો હશે. ઉદયકાન્તે તેનાં આવવાનું કારણ કહ્યું ત્યારે તે ઘણોજ ખુશી થયો અને પોતાના શેઠને એવાં ઘણાં વાવેતરો છે તે પોતે તેને સાંજે બતાવવા સારૂ તેડી જશે એવું વચન આપ્યું. ઉદયકાન્ત પણ વગર શ્રમે આવો સંયોગ આવી મળેલો જોઇ ઘણોજ ખુશી થયો.

બે વાગતાં ઑફિસે જવાનો ટાઇમ થયો. મણીસુખરાય સાથે બહાર રવેશ સુધી ઉદયકાન્ત ગયો. મણીસુખરાય નીચે ઉતરી નીચેનાં મકાન આગળ રાખેલી તેની બાઇસીકલ ઉપર ચડી "સો લોંગ" (So long આ જુદા પડતી વખતે વપરાય છે. તેનો અર્થ લગભગ એવો છે કે આપણે ફરી મળીએ ત્યાં સુધી ઇશ્વર તમારૂં જતન કરો.) કરી બાઇસીકલની ઘંટડીનો અવાજ કરી રવાના થયો. ઉદયકાન્તને થાક લાગેલો હોવાથી તે તેના રૂમમાં જઇ સુઇ ગયો. તે એટલો ઉંઘ્યો કે મણીસુખરાય સાંજે ચાર વાગ્યે આવ્યો ત્યારે તેના બોલાવવાથી ઉઠયો. યૂરોપીઅન ઑફિસો હમેશાં ચાર વાગ્યે બંધ થતી. દેશી ઑફિસો કરતાં યૂરોપીઅન ઑફિસોમાં કામ કરવાના કલાક ઘણાજ ઓછા હોય છે. દેશી પેઢીઓમાં સવારના આઠથી બાર અને પછી બેથી પાંચ–સાડાપાંચ કે છ. ત્યારપછી રાત્રે પણ આઠથી દસ કે અગીઆર સુધી ગૂજરાતી મહેતાઓને કામ કરવું પડે છે. કદાચ અંગ્રેજી કારકૂનોને રાતની નોકરી માફ કરેલી હોય છે. અંગ્રેજી ઑફિસોમાં સાડાઆઠથી બાર અને બેથી સાડાચારનો ટાઈમ હતો. મણીસુખરાય આજ ખાસ અર્ધો કલાક ઉદયકાન્ત માટે વ્હેલો આવ્યો હતો. કામનો ભરાવો હોય ત્યારે મોડામાં મોડું પાંચ વાગ્યા સુધી. દેશી વ્યાપારીઓની નોકરી કેવળ ગધ્ધાવૈતરાં જેવી હોય છે. ન ચાલતાં લોક તેમની નોકરી કરે છે. આથી તેમને સારા હુશીઆર–ચપળ નોકરો પણ મળતા નથી. તેમના નોકરોને ફરવા જવાનો, વાંચવાનો, લખવાનો કે આનંદ કરવાનો શું કોઇ દિવસ વખત મળે છે? એક તો કામ ઘણું અને માણસ થોડા હોય અને તેમાંય અનિયમિતપણું હોય એટલે નોકર નવરો રહેવાજ કયાંથી પામે? એક આપી બે લેવાના વિચાર–વધુ વખત દુકાન ઉઘાડી રાખવાથી વધુ કમાણી થાય એવી માન્યતા નોકરોને તેલ પાઈ એરંડીયું કાઢવા એટલે એક રૂપીઓ પગાર આપી બે રૂપીઆનું કામ લેવાની દાનત વિગેરેનાં પરિણામે દેશી શેઠીઆ તેમના નોકરોનાં જીવન–હાડ પ્રાણના પણ શેઠીયા થઇ ગયેલા હોય છે. યૂરોપીઅન શેઠો આવી બાબતોમાં બહુજ ઉદાર હોય છે. દેશી શેઠો નોકર પાસે વધુ વખત કામ કરાવી રાજી થાય છે એટલુંજ નહિ પણ પોતેય એવી ગધ્ધા મજુરી કરે છે અને નિયમ પાળતા નથી. યૂરોપીઅન શેઠો નિયમસર કામ કરાવી પ્રસન્ન રહે છે. તેઓ પોતે ગધ્ધા વૈતરૂ કરવાનું પસંદ કરતા નથી હોતા એટલે બીજા પાસે પણ કરાવતા નથી;

સામાન્ય નિયમ છે કે માણસ પોતે જેવું કરે તેવું બીજા પાસે કરાવવા ઇચ્છે. યૂરોપીઅન ઓફ્રિસોમાં નોકરોને સારા મોટા પગાર–પગારમાં ક્રમે ક્રમે વધારા અને દરેક જાતની સગવડ આપવામાં આવે છે જ્યારે જે આપતા હોય તે પણ મહેરબાની તરીકે આપે છે એવું માનનારા દેશી શેઠોની પેઢીઓમાં તેની આશા રાખવી એ પણ શેઠને નારાજ કરવા જેવું થાય છે.

ચાહ તૈયાર કરાવી બન્ને જણાએ પીધી બાદ મણીસુખરાયે વરદી આપેલી હોવાથી તેના શેઠની ગાડી આવીને હાજર થઇ. મણીસુખરાયને તેની પેઢીમાં ઘણું માન હતું. તેણે ઉદયકાન્ત એક ઘણાજ આબરૂદાર ગૃહસ્થ અને વકીલ છે અને તેને રબ્બરનાં વાવેતરો જોવા છે એમ કહી તેમના વાવેતરે લઇ જવા માટે તથા તેના માટે ગાડી લઈ જવા માટે તેના મેનેજરની પરવાનગી મેળવી હતી જે ઘણી ખુશી સાથે તેને આપવામાં આવી હતી. ગાડીવાળે બહારથી હાજર થયાની બૂમ પાડતાં બેયજણા સજ થઇ તેમાં બેસી મણીસુખરાયના શેઠોનાં રબ્બરનાં વાવેતરો તરફ ઉપડી ગયા.

---

# પરિચ્છેદ ૨૫ મો.

## વાવેતરોનું નિરીક્ષણ અને વોટકિન્સ સાથે ગોઠવણ.

મણીસુખરાયના શેઠોનાં વાવેતરો ઘણાં મોટાં અને ગંજાવર થાપણ વાપરી તૈયાર કરેલાં હતાં. દરેક વાવેતર દીઠ યૂરોપીઅન મેનેજર રહેતો. મીસ્તર વોટકિન્સ નામના અંગ્રેજ મેનેજર સાથે મણીસુખરાયને ઘણો સારો મેળ હતો. તે ઘણીવાર વોટકિન્સના બંગલે ખાવા પીવા જતો આવતો. વોટકિન્સ પણ તેને ત્યાં આવતો. વોટકિન્સને તે આમંત્રણ આપતો ત્યારે તે યૂરોપીઅન હોટેલમાં ગોઠવણ કરાવતો. પ્રથમ તેઓ વોટકિન્સવાળાં વાવેતરે ગયાં. વોટકિન્સે તેમનો સારો સત્કાર કર્યો. તે તે વખતે ચાહ પીતો હોવાથી તેમને ચાહ પીવાનો તેણે આગ્રહ કર્યો પરંતુ પીનેજ આવ્યા એમ કારણ બતાવી તેમણે તેનો આભાર માન્યો. તેણે ચીરૂટ રજુ કર્યાં. મણીસુખરાયે તો તેમાંથી એક લઇ સળગાવ્યો અને એન્જીનનાં ભુંગળામાંથી નીકળે તેમ ધુમાડાના ગોટા કાઢવા માંડયાં. ઉદયકાન્તે વગર અડકયે ઉપકાર માન્યો અને પોતે નથી પીતો એમ જણાવ્યું. તેને મણીસુખરાયનું આવું વર્તન ગમ્યું નહિ પરંતુ તેની ગરજ હોવાથી કાંઇ બોલ્યો નહિ. થોડીવાર પછી મણીસુખરાયે વાતની શરૂઆત કરી ઉદયકાન્ત તેનો મિત્ર હતો, તે એક મોટો જાગીરદાર, પૈસા પાત્ર વકીલ હતો અને તેની જમીનમાં રબ્બરનું વાવેતર કરવાનું હોવાથી તે જોવા માટે અહીં આવ્યો હતો એમ વોટકિન્સને કહ્યું. યુરોપીઅન મિત્ર એ સાંભળી ઘણોજ ખુશી થયો અને જો હિંદુસ્થાનમાં આવાં વાવેતરો કરવામાં આવે તો ઘણો ફાયદો થાય, કેટલાક મજુરોને પરદેશ જવું પડે છે તે ન જવું પડે, દેશના ઉદ્યોગ હુન્નર વિકાસ પામે, ખેતી એજ દેશોન્નતિનો ખરો આધાર–પાયો છે, તેથી બીજા પણ ઘણા ફાયદા થયા વગર ન રહે એમ કેટલુંક બોલ્યો.

"રબ્બરને માટે કેવી જમીન જોઇએ?" ઉદયકાન્તે પુછ્યું. તે લોકો બધી વાત અંગ્રેજી ભાષામાંજ કરતા હતા.

"એ વિષયનું તમને જ્ઞાન ન હોવાથી તમે એમ સમજાવવાથી નહિ સમજી શકો. તોપણ વધુ કરાળ અને વધુ ભીનાશવાળી જમીનમાં રબ્બર થાય. રબ્બર વાવતાં તે જમીન પ્રથમ ખાસ ખોદાવી જોવી પડે છે. તેમાં ક્ષાર-લોહ વિગેરે જોવાય છે. જોયા વગર સલાહ ન અપાય. મારે હમણાં રજા ઉપર જવું છે. ટુંક પગાર હોવાથી વિલાયતનાં તો દર્શન દુર્લભ છે. પરંતુ મુંબઇ જોઇ નથી અને તે જોવા જેવી છે એમ કહેવાય છે તેથી ત્યાં આવવા વિચાર છે. જો તમને જરૂર હોય અને તમારી મરજી પડે તો હું તમારે ત્યાં આવી જઇશ. તમારૂં ગામ મુંબઈથી કેટલું દુર છે?"

"લગભગ ત્રણુસો કે ચારસો માઇલ-ખાસ યાદ નથી. રબ્બરનાં બી વાવવાં ઉત્તમ કે રોપા?"

"બી જોખમ ભર્યાં છે. તૈયાર રોપા ઘણી સારી રીતે ઉછરે છે. બી કરતાં તેમાં સહજ વધુ ખર્ચ લાગે પણ તેથી પાક બે વર્ષ વ્હેલો મળે. એ ઘણોજ મોટો ફાયદો થાય. કોઇ કોઇ વાર એવું બને છે કે બીના રોપા પાંચ વર્ષે પણ પાક આપતા થતા નથી. રોપાથી કરેલાં ઝાડો તો ત્રીજે વર્ષે અચુક અમુક પાક આપે છે."

"રોપા અહીં મળી શકે ખરા? તેનો શો ભાવ છે?"

"રબ્બરના રોપાનું તો આ દેશ ઘર છે. અહીંથીજ બીજા દેશોમાં રોપા મોકલવામાં આવે છે. રૂપીઆના પાંચ કે ચાર રોપ મળે છે. રોપા કરી વેચવાવાળાને અહીં સારી કમાણી થાય છે. આ ખર્ચ ઉપરાંત લઇ જતાં જે ખર્ચ થાય તે વધારે સમજવું. કોઇ કોઇ વાર રોપાની તંગી હોય છે અને માગણી એવી વધુ પડતી આવે છે કે એક રૂપિએ એક રોપ મળતો નથી."

ઉદયકાન્તે ગોવામાંથી પણ આવુંજ સાંભળ્યું હતું કે પ્રથમ જમીન જોયા વગર કાંઇ ન થાય. આ ઉપરથી તેણે વોટકિન્સને પોતાની જમીન જોવા લઇ જવાનો નિર્ણય કર્યો અને મણીસુખરાયની મદદથી એ બંદોબસ્ત થઇ ગયો.

જલદી ઉદયકાન્તની સાથેજ જવાનો આગ્રહ થતાં વોટકિન્સે બીજે દિવસેજ તેની ત્રણ માસની ચડેલી રજા માગી અને કમ્પનીના મેનેજર પાસે જાતે જઇ ત્યારેને ત્યારે મંજુર કરાવી. સુભાગ્યે

કરી તે નાળીએરીનાં વાવેતર વિષે પણ જાણતો હતો. તે મુળ ખેડુતનો પુત્ર હતો. તેની જીંદગીથી તે આવું કામ કરતો હતો તેને વાર્ષિક સો પાઉન્ડનો પગાર હતો અને વિલાયતથી બંધાઇને આવ્યો હતો. આવાં કામ કરનારને વધુ પગાર મળવાની આશા વ્યર્થ ! તેને લખતાં વાંચતાં સહજ આવડતું. સ્પેલીંગો તો વિચિત્ર કરતો. સંસ્કૃતિવાળા સાથે રહેવાથી તેને બોલતાં સારૂં આવડતું. અહીં તેને માત્ર વાવેતરની દેખરેખ રાખવાનું અને મજુરોનું ઉપરીપણું ભોગવવાનું કામ હતું. તેની પાસે કાંઇ હિસાબી કે ઑફિસિયલ કામ નહોતું. ત્યારપછી તેમણે બધે ફરી ફરીને રબ્બરનાં વાવેતરો જોયાં. વોટકિન્સ સાથે હતો. આવી રીતે નકકી કરી બન્ને મિત્રો વોટકિન્સની રજા લઇ ગામ ભણી ઉપડયા.

વીશીમાં જમવાનું તૈયાર હોવાથી જમવા બેઠાં. ખીચડી-બાજરીની ખાખરી-દુધીનું શાક-પાપડ-આથાણું ( ગાજરનું ) અને દુધ તૈયાર હતું. ખોરાક એવો હલકા પ્રકારનો હતો કે વધુ વખત સુધી ખાનારના પેટમાં ભાર થઇ ગયા વગર રહે નહિ. ખાસ મજુરી કરવાવાળા શિવાય આ ખોરાક બીજા કોઇથી પચાવી શકાય તેવો નહોતો. સવારે રોટલી-ભાત-દાળ-શાક-પાપડ-અથાણું વિગેરે હતું તે પણ આના માથે પછાડે તેવું. રાંધવાની ખુબી સારી નહોતી; ખોરાક અર્ધો કાચો રંધાતો. દાળમાં દાળનો દાણો તો ભાગ્યેજ હાથ લાગતો. અનાજમાં અસંખ્ય કાંકરા રહી જતા અને ખાતી વખતે દાંત સાથે યુદ્ધ મચાવતા. ખોરાક સ્વાદ રહિત-પચાવી ન શકાય તેવાં અને હલકાં અનાજનો થતો. બીજાં સાધનોના અભાવે સહુને તે ચલાવી લેવો પડતો, આ વીશી તો વળી ત્યાંની બીજી વીશીઓ કરતાં વધુ સારી ગણાતી. અહીં આવું તો વળી બીજીમાં તો કેવીએ કમબખ્તી થતી હશે! પૈસા પુરા આપવા પડતા. વીશીઓમાં ધાન્યને ધુળ કરીને ખાવા જેવું થતું. ખાવાની રૂચિ વિરૂદ્ધ ક્ષુધાને માન દઇ તેને તૃપ્ત કરવા ખાતર ઉદયકાન્તે ખાધું પરંતુ તેને કબજીઆત અને બદહજમી થઇ ગયાં. બીજા દિવસે સવારે ખાવાની શ્રદ્ધા રહી નહિ. સવારે તે ખાવા બેઠો પરંતુ શું ખાય ? રોટલી તો અરધી કાચી અને ગારા જેવી; દાળ એકલું કાળું પાણી, ન મળે તેમાં મીઠું હળદર કે મરચું કે વઘાર, દાણો તો કદી તેમાં ડુબકી મારે તોપણ હાથ આવતોજ નહોતો; ભાત પણ મોટો

હલકો અને અધકાચા સાથે સુકાઇ ગયેલો; પાપડ જરી ઠીક હતા; ગાજરનું આથણું તો ખાસ દેવેંદ્ર મહારાજની થાળીમાં પીરસવા જેવું હતું. દુધ પણ મોળુંમચ અને પાણીથી થોડુંજ જાડું-માત્ર શ્વેત પાણી. આવો ઉમદા ખોરાક ઉદયકાન્તને બિલકુલ ભાવ્યો નહિ તેથી માત્ર બે કોળીઆ લઇ હાથ મોહું ધોઈ પેટને પાણીથી ભરી ઉઠી નિકળ્યો. પાણી પણ આંધણ જેવું હોવાથી મ્હોં સાફ કરવા ઉપરાંત પી શકાય તેવું નહોતું. આગાશીમાં બહાર તડકામાં લોઢાકે લાકડાના પીપમાં ભરી રાખવામાં આવતું પાણી કયાંથી ઠરે કે ચોખ્ખું રહી શકે? તેને તે હાડકચર જેવું જણાયું. આખો દિવસ પથારી વશ રહ્યો. સાંજે મણીસુખરાયના આગ્રહથી ફરવા ગયો. ત્યાં વળી નવા નવા દેખાવ જોઈ તેનું ચિત્ત પ્રફુલ્લ થયું. શરીરને ભારેસલ કરનાર આળસ અત્યારે કાંઇક ઉડયું સાંજે પાછા આવી એક પ્યાલો ચાહ પીધી પરંતુ વાળુ કરવાની ઇચ્છા બિલકુલ દર્શાવી નહિ. મહારાજને તો ફાયદો! તે કાંઈ તે ટંકના પૈસા કાપી આપે તેમ નહોતો. વગર ખાધે પૈસા-કેવી મજાહ!

# પરિચ્છેદ ૨૬ મો.

## વિદેશમાં આનંદમય જીવન.

તે રાત્રે બન્ને મિત્રો વાતો કરતા બેઠા હતા. ઉદયકાન્તે પુછવાથી મણીસુખરાયે તેને સીલોનના વ્યાપાર વિગેરેની હકીકત કહી સંભળાવી. ત્યાંના સમાજ સંબંધી પણ કેટલુંક વિવેચન ચાલ્યું. એવામાં પેલો દેશી વ્યાપારીનો કારકૂન થોડા પગારને લીધે બીજા વ્યાપારીઓને ત્યાં અમુક માસિક લવાજમ ઠરાવી છુટક નામું, બીલ, કાગળો વિગેરે અંગ્રેજી કામ કરવા જતો ત્યાંથી આવ્યો. તેના આવ્યા પછી દેશી વ્યાપારીઓની કઢંગી રીત, વ્યાપારની ચાલાકી, હરીફાઇ, નોકરોની હાડમારી, કામની વ્યવસ્થાની ખામી, શેઠીઆઓની તોછડાઇ, મ્હેતાઓની ગરીબાઇ, વિગેરે બાબતો ઉપર વાદવિવાદ ચાલ્યો. ઉદયકાન્ત આવી વસ્તુ સ્થિતિ સાંભળી ઘણો ખેદ પામ્યો. તેને મ્હેતા વર્ગની ઘણીજ દયા આવી. તેણે “ દેશી વ્યાપારીની નોકરી–તેમાં રહેલું વૈતરૂં અને અધોગતિ ! ” એ નામનો એક લાંબો લેખ લખી મુંબઇનાં અગ્રગણ્ય વર્તમાન પત્રમાં પ્રગટ કરવાનું નકકી કર્યું. તે લેખ માટે તેણે ત્યાં કેટલીક નોંધ કરી લીધી. ત્યારપછી સ્ટીમરમાં અનુભવેલો દેખાવ યાદ આવતાં તે વિષય પણ કેટલીકવાર સુધી ચર્ચાયો. આ વખતે રાત્રીના દસ વાગી જવાથી દેશી વ્યાપારીઓના વૈતરા–કોઇ હસતા, કોઈ પાટીઆં ભાગી જાય તેવી રીતે દાદરા ઉપર તેમનાં પગનુ જોર દાખવતા, કોઈ શેઠ કે મેનેજર સાથે થયેલી વાતચીત ઉપર ટીકા કરતા, કોઇ પોતાના કામમાં કરેલી ફતેહ, લડાલડી, બોલાચાલી કે એવાં કાંઇ વિશે પોતાની સરસાઇ કરતા, કોઈ આખો દિવસ કામ કરી થાકી જવાથી નાઉમેદીની વાતો કરતા અને બીજી અનેક પ્રકારની વાતો કરતા એક પછી એક આવવા લાગ્યા. સામેના રૂમો જે અત્યાર સુધી શમશમાકાર હતા તેમાં હવે શોરબકોર થઇ રહ્યો. કેટલાક શુરવીર મ્હેતાજીઓ તો અમસ્તી બુમો પાડવામાં કે ગળાં તાણવામાંજ સમજ્યા હતા. તેમાં કેટલાક મિતભાષી અને શાંત નમ્ર સ્વભાવવાળા પણ હતા. અહીં बहु रत्ना वसुंधरा ( આ

પૃથ્વીમાં કૈં કૈં રત્નો છે ) નું સુત્ર આબેહુબ ફળિત થતું હતું. આ લોકોમાં જુદા જુદા પાણીના હીરા હતા. તેઓ પૈકી કેટલાક હમ્મેશાં મણીસુખરાય પાસે બેસવા આવતા. તેમને અત્યારે અવકાશ મળતો. આ વખતે આવીને તેઓ ચાહ બનાવી આનંદથી પીતા અને આખા દિવસના થાકને નસાડતા. અત્યારની ચાહની ધામધુમ વીશીવાળા માથે નહોતી. તેનું ખર્ચ અલગ હતું. તેઓ પૈકી એક આશરે સોળ કે સત્તર વર્ષના દેખાવડા છોકરે સ્ટવ સળગાવવા માંડયો. એવામાં બીજો એક પાણીથી ભરેલી તપેલી અને બે ડબા ( એક સાકર અને બીજો ચાહનો ) લાવ્યો. ત્યારપછી દુધનો ડબો, પ્યાલા રકાબી અને ચમચા લઇ આવ્યો. ચુલો તૈયાર થતાં પેલા છોકરાએ તપેલી ચડાવી દીધી. બીજાએ તેમાં સાકર નાખી બાદ પાણી ઉકળવા લાગ્યું.

"કેમ તમને ગાયનોનો શોખ છે!" મણીસુખરાયે ઉદયકાન્તને પુછ્યું.

"મારા જીવનમાં એજ આનંદની મુખ્ય વસ્તુ છે," તેણે જવાબ દીધો.

"તો આ રસિકલાલ બહુ સારાં ગાયન ગાય છે," પેલા છોકરા તરફ આંગળી કરી મણીસુખરાય બોલ્યો.

"એમ? ચાલો ત્યારે જોઇએ કેવુંક ગાય છે. તેના દેખાવ ઉપરથી તો તે સારૂં ગાવાવાળો જણાય છે," પોતાને ખાસ પ્રિયતમ વસ્તુ મળતાં તેથી ઉલ્લાસમાં આવી પોતાની સ્થિતિ ભુલી ઉદયકાન્ત ઉપહાસ રૂપે હસીને બોલ્યો. "પરંતુ અહીં હાર્મોનિયમ હોય તો બહુ મજા પડે."

"અમારી પાસે બધાંય સાજ તૈયાર રહે છે, સાહેબ." પેલો પાણીમાં સાકર નાખનાર છોકરો બોલ્યો.

"લાવો ત્યારે," મણીસુખરાયે કહ્યું. "આપણા મ્હેમાનને યથાશક્તિ આનંદ આપવો એ આપણી ફરજ છે."

"અલ્યા ચંદુ, પેલું હાર્મોનિયમ ઉપાડતા આવો." એક મોટી વયનો મ્હેતો બોલ્યો.

થોડીવાર પછી બેય તરૂણો હાર્મોનિયમ ઉપાડી લાવ્યા. ચાહનો ચાર્જ બીજાએ લઇ લીધો. ચંદુની ઉમ્મર ચૌદ કે પંદર વર્ષની હતી. તે બહુજ ગોરો અને મ્હેરે મ્હોરે પણ છોકરી જેવોજ લલિતાંગી હતો. બોલવું ચાલવું—હાવભાવ બધાયમાં તે કુંવારી કન્યકા જેવોજ હતો. કાલાકાલા મીઠા શબ્દો સાથે કુમારિકાનાં અભિનય—લટકાં મટકાં કરી સર્વ મંડળને રાજી કરતો. ગાયન ગાવામાં પણ સરસ્વતી દેવીની પ્રસાદી હતી. રસિકલાલ કરતાં તે ચડી જતો. તેનો કંઠ મધુર અને સુર તીણો અને કર્ણપ્રિય હતો. સામાન્ય રીતે બધા તેને સહુને ગમે તેવા ગુપ્ત ભાવોથી ચાહતા અને “ મોહિની ” કહીને બોલાવતા. તેને એક મોહિનીનું ગાયન આવડતું તેથી આ નામ તેને અર્પવામાં આવ્યું હતું.

આ બે છોકરાઓને આવી સ્થિતિમાં નોકરી કરતા જોઇ વાંચક વર્ગને પણ લાગી આવ્યા વગર નહિ રહે. હજુ તેમની ઉમ્મરો ભણવાની હતી છતાં કમાવા માટે દેશ છોડી પરદેશ આવ્યા હતા. તેમનાં માબાપને પણ શું કહેવું ? લોભી—સ્વાર્થી માબાપો છોકરાઓનું ખરૂં ભલું ન તાકતાં આવી રીતે કમાઇ વ્હેલો વ્હેલો પોતાને પૈસા મોકલે અને પોતે ઘેર રહી નિરાંતે તે પૈસાવડે અમન ચમન ઉડાવે તેટલા સારૂ પરદેશ મોકલે એ કેવી દિલગીરીની વાત ! આજ કાલનાં છોકરાં પણ ભણવું મૂકી કમાવા શીખી સ્વતંત્ર જીવન ગાળવાની અભિલાષા ધરાવે છે. એ તેમની મુર્ખાઇ છે જેટલે સુધી બની શકે તેટલે સુધી તેમણે વિદ્યાભ્યાસ કરવામાં મચ્યા રહેવું જોઇએ. થોડું ભણવાથી આવી અધમાવસ્થા ભર્યું સ્વતંત્ર જીવન મળે છે પરંતુ સારી રીતે વિદ્યા સંપન્ન હોય તો કેવી સ્થિતિ મળે ! આ બે છોકરાઓ વિશે આવો વિચાર આવતાં ઉદયકાન્ત અતિશય ખેદ પામ્યો અને હિંદુસ્થાનની ગરીબાઈ ઉપર ફરીથી વિચાર કરવા લાગ્યો.

હાર્મોનિયમ આવતાં પોતાને બજાવતાં આવડે છે એમ કહી ઉદયકાન્ત તેને ઉઘાડી બજાવવા બેઠો. ધમણ ચલાવી પ્રથમ તેણે બધી ચાવીઓ ઉપર આંગળીઓ ફેરવી જોઇ અને બજાવવું શરૂ કર્યું. તને ખાસ પસંદ હતી એવી એક બે ચીજો તે એમને એમ વગાડી ગયો. તેની બજાવવાની છટાથી સહુ ચકિત થયા. ત્યાર પછી તેણે કાવ્ય માધુર્ય (રા. અંજારીઆ કૃત )માંથી રા. જન્મશંકર વૈદ્યની ‘મંજુલ ગાન’ની કવિતા—રા. મણીલાલ નભુભાઇ દ્વિવેદીની ‘ અભેદોર્મિની

કાફી અને 'પ્રેમમય ઉપાસ્ય બ્રહ્મ'ની કુંમરી અને રા. મણીશંકર રત્નજી ભટ્ટની 'મહેમાનોને પ્રાર્થના' એ કવિતાઓ મોઢે કરી હતી અને જેના ગૂઢાર્થમાં તેને બહુજ રસ આવતો તે સ્થિર સ્વરે ગાવા લાગ્યો. તેની ગાવાની ઢબથી બધા આશ્ચર્ય ચકિતજ થઇ ગયા. તેઓ હમ્મેશાં ગાયન ગાતા પરંતુ આવો આનંદ કે આવો ધ્વનિ કદિ પણ અનુભવ્યો નહોતો.

તેને ગાતો સાંભળી સામેની કોટડીઓમાંથી બીજા બે ચાર જણા પણ આવીને બેઠા. સહુએ માત્ર ધોતીઆં શિવાય અન્ય વસ્ત્રોને અત્યારે તેમની નોકરીથી મુક્ત કર્યાં હતા. આખો દીવસ પહેરાઇને થાકી ગયેલાં વસ્ત્રો પણ અત્યારે નિરાંતે આરામ લેતાં હતાં! માત્ર રસિકલાલ અને ચંદુએ ધોતીયાં ઉપરાંત ખમીસ અને ટોપીઓ પરિધાન કરેલાં હતાં. મણીસુખરાયે માત્ર ગંજીફ્રાક પહેર્યું હતું. પેલા દેશી વ્યાપારીના અંગ્રેજી કારકૂને પણ એમજ કર્યું હતું. ચંદુના માથા ઉપર લીલાં મખમલ ઉપર જરી વતી વેલબુટામાં તેનું નામ કોતરેલી નાજુક ગોળ ટોપી હતી: ટોપીના ઉપરના ભાગમાં સૂર્યનો દેખાવ હતો. સહુને ચાહના પ્યાલા મળી ચુક્યા હતા; ઠરવા માટે તે હજુ એમના એમ પડી રહેવા દીધા હતા. કેટલાક ઉતાવળીઆતો મચી પડ્યા હતા. તેમના પીવાના સબડકા ખરેખર હસવું લાવ્યા વગર રહેતા નહોતા. તે વખતે રકાબીએ માંડેલાં મુખ અને તેમનાં નેત્રોનો દેખાવ ઘણોજ હાસ્યોત્પાદક થતો.

"હાં મોહિની એકાદ ચીજ છેડો." આવીને બેઠેલા મહેતાઓ પૈકી એક આધેડ વયનો પણ શોખીન બોલ્યો.

હાં...આં...જી ત્યારે લી.. યો ' કહી લટકાં સાથે ચંદુ સજ થયો.

આં...આં...આં......કરીને ઉદયકાન્તે તેના અને હાર્મોનિયમના સુર મેળવ્યા એટલે ચંદુએ તેનું ખાસ ગાયન છેડ્યું:—

ગાયન.

"મોહિની લગાડી રાજ—મૂકાવી માનલાજ—કરતા એ શાને કાજ
અડપલાં સખી?
પહેલાં જાણ્યું કે એતો સિદ્ધિવંત સંત છે,
પણ ખરે કહું તો કળા એમની અનંત છે.
એ જણાય હવે કંઇક બા........ઈ—મોહિની૦—"

એટલું ગાયન થતાં ચંદુની પાસે બેસી ચાહ પીવાવાળાના હાથમાંથી તેને તેનાં ગાયનની લ્હેરમાં ભાન ન રહેવાથી પ્યાલો વાંકો વળ્યો અને ઉની ફળફળતી ચાહ ચંદુના કોમળ પગ ઉપર–ઢીંચણના ઉપરના ભાગ ઉપર પડી. એમ થતાં ચંદુએ કારમિક બૂમ પાડી "ઓય!"–અને એકદમ છલંગ મારી ઉભો થઇ ગયો અને ધોતીયું ખંખેરવા લાગ્યો. તેની કોમળ ગોરી ચામડી, બંગાળી પોતનું બગલાની પાંખ જેવું સફેદ ઝીણું ધોતીયું અને ચાહ–એ ત્રણે એક રૂપ થઇ ગયાં. ગાયન તો ગાયનને ઠેકાણે રહ્યું અને વચમાં આ ધાંધલ થઇ પડયું. ચંદુએ પગ અને ધોતીયું ધોયું. સારૂ થયું કે બહુ ઇજા થઇ નહિ તોપણ તેને ત્યાં બળવાતો લાગ્યું. ચંદુનાં હૃદયમાં અત્યારસુધી રમતો આનંદ–ઉત્સાહ વિગેરે તેનાથી રીસાઇ ગયાં અને એમ થતાં ચંદુ પણ મ્હોં મરડી પ્રેમ લીલા દાખવતી અંગનાની માફક ઠમકું કરી રીસાઇને એક બાજુ બેઠો. પેલા ચાહ ઢાળનારને બધા વઢયા અને ચંદુને ફોસલાવી સમજાવવા લાગ્યા. મહા મહેનતે ચંદુએ ચાહ પીધી. અહા, કેવું રસિક અને સ્વર્ગમય જીવન! કેવો સ્નેહ, ભાવ અને માન!

ત્યારપછી સહુ ચાહ પીવામાં રોકાયા. રસિકલાલે એટલામાં પાનની પટીઓ તૈયાર કરી અને એક જણાએ સેકેલી સોપારીનો ચુરો તૈયાર કર્યો. બધાને પાન બીડીઓ વહેંચાતાં સહુ બચબચ વાગોળવા લાગ્યા અને કેટલાક ધુમ્રપાન પણ કરવા લાગ્યા. એક સાથે ચાર પાંચ જણાના મુખમાંથી ધુમાડો નીકળતા છત આકાશની માફક ઘન દળ–ધુમ્ર રાશિથી ભરાઈ રહી. હમણાં વર્ષાદ તુટી પડશે કે શું એવો દેખાવ થઈ રહ્યો. આખા રૂમમાં પણ ધુમાડો તેનું સામ્રાજ્ય જમાવવા લાગ્યો. ધુમાડાના પરિચય વગરના ઉદયકાન્તને આથી બહુ કંટાળો ઉપજ્યો અને ન ચાલતાં તેનાથી "બીડી પીવી સારી નથી; તેથી બુદ્ધિ તથા છાતીને બહુજ હાનિ પહોંચે છે. ન પીએ તેને આ ધુમાડો બહુજ ત્રાસદાયક લાગે"–એટલું તો કહ્યા વગર ન રહેવાયું. ચાહના નશામાં ધુમ્રપાને વધારો કરવાથી પીવાવાળાતો મસ્ત બની ગયા હતા. અત્યારે તો તેઓ સ્વર્ગનું રાજ્ય ભોગવતા હોય એવું તેમને લાગતું હતું. ઉદયકાન્તનું કહેવું તો હવામાં ઉડી ગયું. ઘણાની સામે એકલાનું શું ચાલે? ઉદયકાન્તને

આથી અંતરમાં માઠું લાગ્યું. ત્યારપછી બીડીની લ્હેરો સાથે આખા ગામની નવા જુની ચર્ચાઇ. ઉદયકાન્ત પોતાને નિદ્રા આવે છે એવું બ્હાનું કાઢી ત્યાંથી ગચ્છજ્ઞ ભણી ગયો. રસિકલાલે ગાવાનું કહ્યું પણ તેણે ઉપકાર સાથે ના પાડી. તે જઇને આ લોકોનો વિચાર કરતો સુતો.

તેના ગયા પછી મણીસુખરાયે હાર્મોનિયમનો હવાલો લીધો અને રસિકલાલે ચંદુનો ચાર્જ લીધો. ત્યારપછી ચંદુએ પણ તેને હવે શાંતિ વળતાં "રસ ભર્યું આ જીવન જાય; કોમળ કાયા કાં કરમાવો; મારા તનમાં મનમાં; એરી યસોદા તોસે કરૂંગી લડાઇ; આઇ લો કાલી ઘટા; કોઇ દુધ લ્યો દિલરંગી; "દામનવા લગી મહારાજ;" "મ્હોતેરા સમજાયોરી લાખન બાર;" બંસીવાલા આજો અમારે દેશ; સખી સેજ સમારી હુંતો સહુજ સુતી'તી; હીંડોળા સમ સખી હૈયું મારૂં ઝોલા ખાય ખાય;" આદી ગાયનો ગાયાં. ઉદયકાન્ત સુતો સુતો આ બધું થંડા પેટે સાંભળતો હતો કેટલીક વાર સુધી મણીસુખરાયનાં જીવન વિશે કુતૂહલ સહ વિચાર ચલાવી સંગીતના ધ્વનિથી તરલા યાદ આવતાં તેના વિચાર કરતો આખરે નિદ્રા દેવીની પાંખ નીચે સપડાઇ ગયો

મણીસુખરાય ગાયનના શોખને લીધે આવા રૂપાળા અને ગાયન ગાવાવાળા છોકરાઓ ઉપર અનહદ પ્રેમ રાખતો. તેમને વખતો વખત જોઇતી ચીજો અપાવતો. રસિકલાલ તથા ચંદુ બીજી વીશીમાં હતા ત્યાંથી ખાસ તેને લીધેજ અહીં આવી રહ્યા હતા. મણીસુખરાય દર અઠવાડીએ મીઠું ભોજન કરાવતો તેમાં આ બેયજણા ભાગ લેતા. ચંદુને તો તે ઘણી વાર બાથમાં લઇ હૃદય સાથે દાબતો અને તેના કુમળા ગુલાબી ગાલ ઉપર બચીઓ ભરતો. આ વખતે તે બેય જણા રમણ રમણી જેવા દેખાતા. આમ કરવામાં તે માત્ર તેના સ્નેહના ઉભરાજ કાઢતો. તેને કોઇ કોઇ વાર આવો સ્નેહાવેશ આવી જતો. ચંદુને પણ આથી બહુજ આનંદ આવતો. મણીસુખરાય તેને આવી રીતે છાતી સાથે દાબતો ત્યારે તેનું શરીર આળસથી મુક્ત થઇ હલકું ફુલ જેવું થઇ રહેતું અને કુદરતથીજ કન્યા ભાવી હતો એટલે તેને આવું બધું બહુજ ગમતું. એક રીતે તે માનતો કે આમાં આપણું શું જાય

છે? જોઇતી ચીજો-ખાવાનુ' પીવાનુ'-કપડા વિગેરે મળે છે. મણીસુખરાયનાં આવાં વર્તન ઉપર બધાં તિરસ્કાર દર્શાવી સખ્ત ટીકા કરતા. તેને ત્યાં બેસવાવાળા પણ છાની રીતે તેની બજાવતા અને સાચી જુઠી વાતો ચલાવતા. મણીસુખરાય તેના વિશે થતી ટીકાની લેશ પણ દરકાર ન રાખતો. કોઇ કોઇ વાર ચંદુના સાથીઓ તેને " મીસીસ મણીસુખરાય " કહેતા ત્યારે તે માત્ર કાલું અભિનય કરી હસતો અને સરમાઇ જતો. એક નિર્દોષ અને બીજો અબુધ્ધ એટલે પરવા ન કરતા.

વિદેશ વસતા શોખીન યુવકો તેમનાં જીવન કેવી રીતે આનંદમય ગાળે છે તેનો આ થોડોક દેખાવ-ચિત્ર છે.

# પરિચ્છેદ ૨૭ મો.



## ડી'સિલ્વાનું પ્રતિગમન.

આપણે હવે જરા પ્રાચીપુર તરફ નજર કરી સિલ્વા સાહેબે શું કર્યું તે જોઇએ.

બીજે દિવસે સવારે સિલ્વા સાહેબ અને ચમ્પકરાય જમીન જોઇ આવ્યા. ડી'સિલ્વા સુંદર ઝાડના શીતળ છાયા તળે મુકામ નાખી આખો દિવસ ત્યાં રહ્યો. તેણે અમુક અમુક અંતરે કેટલાક ખાડા કરાવી જમીનનો દળ તપાસી જોયો. જમીન જોઈ તે ચકિત થયો. આ જમીન તેને ગોવાની જમીન કરતાં ઘણીજ સરસ લાગી. આ જમીનમાં નાળીએર, રબ્બર, કાફી, લવંગ, જાયફળ વિગરે તમામ જાતનાં વાવેતર થઈ શકે તેવું તેને જણાયું. તેણે આ સબંધી સૂચનાઓનો એક મોટો ખરડો તૈયાર કર્યો.

બપોરનો જમવાનો વખત થતાં ચમ્પકરાય શહેરમાં જમવા ગયો હતો. ડી'સિલ્વાએ તો ત્યાંજ ખાણું લીધું. જંગલના સહવાસીને શહેરમાં રહેવું પસંદ પડેજ નહિ. વૃક્ષોની સુંદર, મૃદુ, શીતળ છાયા નીચે બેસી આરોગ્ય વર્ધક ચોખ્ખી ખુલ્લી હવાની લ્હરીઓના ઉપભોગીને શહેરની અગણિત રોગ તત્વોથી મિશ્રિત થયેલી ગંદી હવા ક્યાંથી ગમે? મકાનમાં એવી સુખદ છાયા ક્યાંથી લાવે? જંગલમાં શાંત એકાંતવાસ ભોગવનારને શહેરનો ઘોંઘાટ ક્યાંથી રૂચે? કુદરતના ચિત્તાકર્ષક, અવનવા વિચારો લાવનારા, સુંદર, મનોહર, બોધક, રસદ અને દરેક પ્રકારના ભાવોથી ભરેલા દેખાવોના જોવાવાળાને મકાનોનાં છાપરાં જોવા ક્યાંથી ઠીક પડે? કોયલો, બુલબુલ, મેના, પોપટ, ચંડોળ આદિ લલિત અને મંજુલ કંઠવાળાં પક્ષીઓનાં પ્રભુ કૃતિનું ભાન કરાવતાં, મધુર અને કર્ણપ્રિય ગાયનોના ભોક્તાને મનુષ્યોના ભિન્ન ભિન્ન અવાજમાં ક્યાંથી આનંદ આવે? જંગલની ખુલ્લી હવામાં જેટલી તંદુરસ્તી રહેલી છે તેટલી ગામની હવામાં રહેલી હોતી નથી.

જંગલની હવાથી પાચન શક્તિ વધતાં ભુખ સારી રીતે લાગે છે અને ગમે તેવો ખોરાક હોય તો પણ ખાતાં સ્વાદ અને આનંદ આવે છે. ત્યાં વસવાવાળા મનુષ્યને જ્યાં ત્યાં સ્વતંત્રતાજ માલૂમ પડે છે. તત્વદર્શી આથી બહુજ આનંદ પામે છે. ગામમાં જુદી જુદી પ્રકૃતિયોનાં માણસો હોય છે, કેટલાંક વિવિધ રોગોથી પીડાતાં હોય છે. ભિન્ન ભિન્ન વાસવાળી અનેક વસ્તુઓ ભરેલી હોય છે, આવાં મનુષ્યોના શ્વાસો શ્વાસ અને આવી વસ્તુઓની ગંધ વિગરેથી મિશ્રિત થયેલી હવા તંદુરસ્તી ઉપર ખરાબ અસર કરે તેમાં શું આશ્ચર્ય? જંગલમાં તો જાત જાતની વનસ્પતિ, સુંદર રંગબેરંગી વન્ય પુષ્પો વિગરેની ગંધથી મિશ્રિત થયેલી સ્વચ્છ હવામાં તંદુરસ્તી ભરેલી હોય છે. જંગલમાં સર્વત્ર સુંદરતા, કોમળતા, મધુરતા, સ્નેહ, સ્વતંત્રતા, સમભાવ, સહાનુભૂતિ, ધૈર્ય, સ્થિરતા, પરોપકાર, શાંતિ, સુખ વિગરે પ્રત્યક્ષ દેખાતાં હોય છે. એ ઉપરથી મનુષ્યને ઘણું શીખવાનું મળી આવે છે. જેણે અરણ્ય વાસનો અનુભવ લીધો હોતો નથી તેને તેમાં કેવો આનંદ, કેવું સુખ, કેવી શાંતિ રહેલી છે તેની શી ખબર પડે. અરણ્ય વાસ એક ચિંતામણી કે કલ્પવૃક્ષ સમાન છે. તેમાં મનુષ્યને જે જોઇએ તે મળે છે. પારખીને ગ્રહણ કરવાની આવડત હોય તો સ્વર્ગ પણ તેમાંજ રહેલું છે–ઇશ્વર પણ ત્યાંજ દૃષ્ટિગોચર થાય છે—મોક્ષ પણ ત્યાંજ મળે છે. આ ઉપરાંત ઉદારતા અને ગંભિરતાનું શિક્ષણ આપતો સમુદ્ર હતો એટલે ડી'સિલ્વાને ત્યાં રહેવું કેમ ન પસંદ પડે?

ચમ્પકરાય બપોર સુધી સિલ્વા સાહેબના સહવાસમાં રહેવાથી તેવી પ્રિયા વ્યસન સુંદરીનાં સુખનું લ્હાણું લઇ શકયો નહોતો. તે વ્યસન સુંદરીનાં પાન તમાકુનાં રૂપમાં એવો લુબ્ધ બન્યો હતો કે તેના વિના ઘડી પણ ન રહી શકતો. તેની આ પ્રિયાનો તેને જ્યાં સુંધી વિયોગ રહ્યો ત્યાં સુંધી તેણે સિલ્વા સાહેબને તેનાં અંતરમાંથી શાપ દેવા બંધ કર્યા નહોતા. જમ્યા બાદ પણ જવાનું હોવાથી તેની પ્રીયાનો વળી ફરી વિયોગ થાય તેમ હતો તેથી તેણે બીચારા ગોવા-નીઝ ઉપર શાપનો મુંગો વર્ષાદ વર્ષાવ્યો. તેના મનમાં તેને ભલે ગમે તેમ લાગતું પણ ગયા વગર તો ચાલે તેમ નહોતું. સાંજરે ડી'સિલ્વાએ પોતાનું કામ હવે પુરૂં થઇ રહયાનું કહી જવાની ઇચ્છા દર્શાવી. આથી ચમ્પકરાય ઘણોજ પ્રમુદિત થઇ ગયો. બેયજણા કાર્યાલયમાં ગયા. ડી'સિલ્વાએ ટેબલ ખુરશી ઉપર બેસી તેણે ઉદયકાન્ત આવે ત્યારે તેને આપવા માટે

તેનો રીપોર્ટ તૈયાર કર્યો. એક મજબૂત કવરમાં નાખી કવર બંધ કરી અને તે તેણે ચમ્પકરાયને હસ્તગત કર્યું. તેમાં શું લખ્યું હતું તે વાંચી જોવાની ચમ્પકરાયને તીવ્ર જીજ્ઞાસા હતી પણ તેમ ન થઇ શકે તેમ હોવાથી તેણે વળી અધુરા હશે તેટલા વધુ શાપ આપ્યા. તેને ડી'સિલ્વા ઉપર ઘણોજ ક્રોધ ચડયો પણ શું કરે !

પછી તેણે ડી'સિલ્વાનો હિસાબ ચુકવી આપ્યો. તેમાં પણ તેને ડી'સિલ્વા પ્રત્યે નકામો—વિના કારણ તિરસ્કાર આવી ગયેલો હોવાથી ઘણીજ માથાકુટ કરાવી. તારના પૈસા તેણે ન આપવા ઘણી ખેંચ કરી. અહા કેવો ખોટો દ્વેશ ! દ્વેશને અંગે મનુષ્યો કેવાં કેવાં દુષ્કર્મો કરે છે. "Hatred is the greatest evil." (ધિઃક્કાર એ સહુથી મોટો દુર્ગુણ છે). કેળવાએલા પુરૂષોએ રાખવો એ ઘણુંજ શોચનીય ગણાય. તેને જીતી નાશ કરીએ તોજ કેલવણી લીધી કહેવાય.

આખરે ડી'સિલ્વા સાંજે ઉપડી ગયો. ટપ્પો આપવામાં પણ ચમ્પકરાયે તેને ઘણો હેરાન કર્યો. ડી'સિલ્વા તો સર્પ જેમ તેની કાંચળી મૂકી ન્હાસે છે તેમ ચમ્પકરાયથી ત્રાહી ત્રાહી પોકારી નાઠો.

# પરિચ્છેદ ૨૮ મો.

## તરલાનાં લગ્નની તડામાર.

" एतत्कामफलंलोके यद्वयोरेकचित्तता ।
अन्यचित्तकृतेकामे शवयोरिवसङ्गम: ॥ "

અર્થાત—આ લોકમાં કામનું ફળ એજ છે જે સ્ત્રી પુરૂષ બન્નેનું એકચિત્ત થવું; પરંતુ જુદાં હોય તો તે સંગ મડદાના સંગ જેવો છે.

ઉદયકાન્ત મુસાફરીએ ઉપડયો તે પહેલાં તરલાને મળી આવ્યો હતો તેની મુસાફરી દરમિયાન તેણે તરલાને ઘડીવાર વિસારી નહોતી. તેને દરેક વખતે દરેક કામમાં તરલા યાદ આવતી અને તે હરઘડી તરલાની કલ્પિતમૂર્તિનાં દર્શનજ કર્યા કરતો. પ્રેમ એક એવી વસ્તુ છે કે તે જેના ઉપર થયો હોય તેનાથી ક્ષણમાત્ર પણ મન બહાર રાખી શકાતું નથી. પ્રેમ લક્ષણાં ભક્તિથી પરમેશ્વર સાક્ષાતકાર થાય છે એમ જે બોધ કરવામાં આવે છે તે આ જોતાં બિલકુલ સત્ય ઠરે છે. આ વિશ્વમાં જો શ્રેષ્ટ વસ્તુ હોય તો પ્રેમજ છે. પ્રેમ રહિત જીવન નિરર્થક છે. પુરા પ્રેમભાવ સાથે ગુજારવું એજ ખરૂં જીવતર છે. આખી દુનિયાનો ઝીણો વિચાર કરતાં તેમાં સર્વત્ર પ્રેમનોજ ભાસ જણાય છે; દુનિયા પ્રેમને અંગેજ બનેલી છે અને તેનો ટકાવ પણ તેનાથીજ છે. દુનિયા રચવામાં ઇશ્વરમાં રહેલા પ્રેમનું કેવું ઝરણું વહ્યું હશે! શું પ્રેમ વગર તે આવી મહાન વસ્તુ બનાવવાનો શ્રમ લેત ખરો. પ્રેમ વિના સગામાં સગપણ રહે ખરૂં કે ?

ગજલ—કવ્વાલી.

અહા અણમોલ શી વસ્તુ અજાયબ પ્રેમ જગનાથે
બહુ ખુબી ભરી, ગૂઢી રસાળી એ બનાવી છે!
કદિ જો એ બની હતના તિમિરવશ હોત આ સૃષ્ટિ;
અહો એના વગર દુનિયાતણી ક્યાંથી થતે વૃદ્ધિ!
પ્રણયની દૃષ્ટિમાં સર્વે ચિજો નિજરૂપ ભાસે છે;
નથી પંક્તિ અગર વ્યકિત તણો કે ભેદ તે માંહે.

હૃદયના સર્વ ભાવોમાં પ્રણયનો ભાવ ઉત્તમ છે,
વળી સંબંધના લવલેશ છે તે સાથ કારણુ ને.
બીઆં શુદ્ધ સ્નેહનાં જ્યારે પડે ઉરમાં જુઓ ત્યારે
અલૌકિક જે અસર થાયે—શકેના વર્ણવી ગિરા !
ઝળકતી પ્રેમની જ્યોતિ સદા જેના વિચારોમાં.
સુખો સ્વર્ગી દીસે તેને સમાએલાં સહુ સ્થળમાં.
અરે જેની હૃદય ભૂમી પ્રણયઆભા વગરની છે,
ખરેખર સંગ તેવાંનો વિષમ, અણુહિતકારી છે.
પ્રણય આવ્યા પછી ઔદાર્ય પણ તેની પુઠળ આવે;
ઉભય એ આવતાં ઈર્ષા, અવજ્ઞા, ક્લેશ ના ફાવે.

આ પ્રેમ તો સાધારણ રીતે રાખવાનો. પરંતુ સ્ત્રી અને પુરૂષનાં ઉરોમાં જે પરસ્પર પ્રેમ બંધાય છે તેનો તો અવધિજ હોતો નથી. તેનાથી શી અસર થાય છે તે તો માત્ર તેઓજ જાણે છે. તે અસરતો અનિર્વચનીય અને અવર્ણનીય હોય છે.

તરલાને તેના પિતાએ નોકરીનું રાજીનામુ આપી તમામ સર સામાન સાથે એકાએક બોલાવી લીધી. પિતાની આજ્ઞા મુજબ તે ત્યાં ગઇ. પિતાની આજ્ઞા કેમ લોપાય ? તરલાનો પિતા આપણે આગળ જાણી ગયા છીએ કે દુર્દશામાં આવી ગામ છોડી પલાયન ભણી ગયો હતો. પરદેશમાં તેની સ્થિતિ હાલ ઠીક ઠીક હતી. તેણે ત્યાંના એક વૃદ્ધ ડોસા સાથે તરલાનું વેવિશાળ કર્યું અને લગ્ન તુરતમાં કરવાનું હતું. તેથીજ તેણે તરલાને એકદમ બોલાવી લીધી. ત્યાં ગયા પછી તરલાને આની ખબર પડી અને તે દિલમાં બળવા લાગી. તેને ક્યાંય ચેન પડતું નહોતું; આખો દિવસ અને રાત્રિ ઉદયકાન્તનું સ્મરણ કરતી હતી. ઉદયકાન્તનીજ ઝંખા કરતી હતી. તે જલદી આવે તો બચાવે એમ આશા રાખતી હતી.

તેણીનું વેવિશાળ તો થઇ ગયું. તેણીએ ઘણીએ આનાકાની કરી–લાંઘણો કરી–રો કકળાણ કરી–પછાડા ખાધા–આજીજી કરી પણ તેના દુષ્ટ પિતાને કે માતાને પૈસાના લોભને અંગે કાંઇ પણ દયા આવી નહિ. તેઓ એક ટળી બે થયાં નહિ. પારકાં દુઃખે પોતે સુખી

થવા ઇચ્છનાર માબાપોને ધિક્કાર છે. ઇશ્વર તેમની તેઓ તે કૃત્ય કરે તે પહેલાં કેમ હાજરી નહિ લેતો હોય ! તરલાએ ઉદયકાન્ત સાથેનો પ્રેમ પણ પ્રગટ કરી દીધો અને તેની સાથે પરણાવવા ઘણીજ આજીજી સાથે કાલાવાલા કર્યા. “ એ પિતાજી મને આપ દુઃખ શા માટે આપો છો ? એ વૃદ્ધ સાથે પરણાવવાથી મને શું સુખ મળશે તેનો તમને વિચાર નથી આવતો ? જ્યારે તમારે મને આમ દુઃખજ દેવું હતું તો તમે મને શા માટે ભણાવી ? ન ભણાવી હોત તો સ્નેહ શું કે પતિ શું કે સંસાર શું તેની મને ખબર નહોત અને તેથી મને કશુંય દુઃખ ન લાગત. એ, બા ! તું પણ કેમ કાંઇ બોલતી નથી ! મારી વતી મારા પિતાજીને કેમ કાંઇ સમજાવતી નથી ! તમે જાણી જોઇ કુવામાં ઉતારો છો ! છતી આખ્યે અંધ બનો છો ! અરે પ્રભુ ! તું પણ કેમ કાંઇ સ્હાય કરતો નથી ? તારી બાળકીને શું તું પણ નિષ્ઠુર બની અગ્નીમાં હોમીશ ? હરિ ! તારા વગર મને અત્યારે કોઈ સ્હાય કરે તેમ નથી. વ્હાલા ઉદય ! સમે કયાં હશો ? તમે પણ કેમ દોડી આવતા નથી. શું આટલા સારૂજ તમે પરદેશ ચાલ્યા ગયા ? તમને પણ તમારી સ્નેહાર્દ્ર સખીની દયા ન આવી ? એ માતાપિતા ! જરા વિચાર કરો–વિચાર કરો ! મને કકળાવવાથી ઈશ્વર તમારૂં સારૂં નહિ કરે હો ! હા હિંદુ સંસારના રીવાજો તમેજ મહાઘોર પાપીઓ છો કે કુમારિકાઓની જીંદગીઓ માબાપની સત્તામાં મૂકી છે ! અરે નશીબ દેવી ! તું પણ કેમ દુર ચાલી ગઇ ? અહો, આ જગમાં કોઇને મારા ઉપર દયા આવશેજ નહિ ? કોઇ મારી અંતરની આજીજી સાંભળશેજ નહિ ? ”

આ કલ્પાંત સાંભળી તરલાનો દુષ્ટ પિતા તેના ઉપર ગુસ્સે થઇ ગયો અને તેને મારવા લાગ્યો. તેની મા તરવારની તીક્ષ્ણધાર સરખા શબ્દો વાપરી તેમાં ઉમેરો કરવા લાગી. કંગાલ છોકરી ! કેવી દુર્દશા ! આખરે તે બીચારીને તેનાં માબાપની મરજીને વશ થઇ જવું પડયું. તેણે ન્હાસી જવાનો મનસુબો કર્યો પરંતુ તેનો બાપ તેને હવે ઓરડામાં ગોંધી રાખતો હોવાથી તે અસંભવિત જણાયું.

એક રાત્રે તરલા સુતી હતી અને નિદ્રામાંથી ઝબકીને જાગી ગઇ તે વખતે તે સ્વપ્ન અનુભવતી હતી. જાણે કે તે સમુદ્રમાં ડુબતી હોય અને ઉદયકાન્ત કાંઠે ઉભો હોય અને પોતે તેને બચાવવા બોલાવતી હોય અને

તે ન આવતો હોય અને મોજાં તેને ઘસડીને દૂર દૂર લઇ જતાં હોય એવો દેખાવ તેના જોવામાં આવ્યો. "અરે ઇશ્વર મારો કોઇ બચાવજ કરતું નથી!" બૂમ સાથે એકાએક એવા શબ્દો બોલી તે નિદ્રામાંથી ઝબકીને જાગી ગઇ. આ વખતે તેનાં નેત્રો ખરેખર આંસુથી ભરપુર થઇ ગયાં. થોડીવારે તેને ભાન-શુદ્ધિ આવી અને જુએ તો પોતે સુતેલી છે. ત્યાં ન મળે દરિયો કે કાંઇ! તેથી પોતાનો આત્મા એવાં વલણમાં ચડી ગયો હશે એમ મન સાથે સમાધાન કરી તે ફરીને મ્હોં ઉપર ઓઢીને સુતી. ઉંઘવાનો ઘણો પ્રયાસ કર્યો પરંતુ નિદ્રાદેવી તો રીસાઇને દૂર જઇ બેઠી. તેણે તેના ભવિષ્યના વૃદ્ધપતિને દીઠો નહોતો પરંતુ તે વખતે પોતે તેની સાથે હસ્ત મેળાપ કરે છે, પરણીને ઘેર જાય છે, વાતચિત કરે છે, ગૃહસંસાર ચલાવે છે, વચનમાં અવનવા અપ્રિય બનાવ બને છે, જીવન દુઃખમય બને છે—આવા આવા દેખાવો અત્યારે તેની દૃષ્ટિ આગળ ઉપસ્થિત થઇ ઝઝુમવા લાગ્યા. તેણે તેના પતિની કલ્પિત મૂર્તિ સજી તે પ્રતિ ચકિત બની તાકી રહી. આ વખતે તેને વડોદરામાં ભરાએલી ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે પાદ પૂર્તિની લીંટી આપી રા. મોદીએ પોતે આગળથી બનાવી લાવેલા શ્લોકો ગાઇ બતાવ્યા હતા તે ગુજરાતીમાં પ્રગટ થયેલા હોવાથી તેના વાંચવામાં આવ્યા હતા તે પૈકી એક યાદ આવ્યો.

શાર્દૂલ.

"ધ્રુજે થર્થર અંગ લાળ દદડે શુદ્ધિ ન બુદ્ધિ જરી,
બોલતાં નહિ આવડે ન સમજે વિનોદ વાતો કરી;
શોધ્યો શું મુજ માટ આ પતિ? કહી માતા પિતા શાપતી,
અંગુલી અધરે અરાડી ચકિતા જો આ મૃગાક્ષી ઉભી."

આવી અવસ્થામાં પોતેજ ઉભી હોય એમ તેને દેખાવા લાગ્યું. આ દેખાવથી તેને બહુજ ત્રાસ ઉપજ્યો. તેનું શરીર ગભરાટથી ધ્રુજવા લાગ્યું. હૃદય ધબકીને ચીરાઇ જવા લાગ્યું. આંખો વિકસાવી કલ્પના સૃષ્ટિમાં આ દેખાવ નિહાળતી થોડીવાર સુધી પડી રહી. ઓરડામાં ખરેખર કાંઇજ નહોતું એમ તેને થોડી વારે ભાન થતાં નિદ્રાદેવીને ફરી સાદ કર્યો પણ દેવીએ તે કાન ઉપર ધર્યોજ નહિ. આ વૃદ્ધ પતિનો દેખાવ તેની દૃષ્ટિમાંથી ભુંસાયો નહોતો એવામાં ઉદયકાન્તની મૂર્તિ તેની પાસે આવીને ઉભી રહી. તે કેવો

પુટડો, વરવા યોગ્ય અને સર્વ રીતે સુખ આપનાર પતિ તરીકે દેખાતો હતો? ઉદયકાન્ત સાથે લગ્ન કરવાથી ગૃહ સંસાર કેવો ચાલે તેનો ચિતાર તેની દૃષ્ટિ સમીપ અત્યારે ઉદ્‌ભવ પામી રમવા લાગ્યો. ઉદયકાન્તના મીઠા સ્નેહ ભર્યા શબ્દો તેની શ્રુતિ સાથે અથડાવા લાગ્યા. એ દેખાવ દુર થતાં પોતે પોતાના પિતા સન્મુખ પાયે પડી વૃદ્ધ ડોસા સાથે લગ્ન ન કરતાં ઉદયકાન્ત જેવા પ્રેમી તરુણ સાથે લગ્ન કરવા કાલાવાલા કરતી હતી અને તેનો પિતા ક્રુરતા સાથે નેત્ર વિક્રાળ રીતે વિકસાવી ધમકાવતો હતો અને છેવટે મારતો હતો અને તેની મા એ જોયાં કરવા ઉપરાંત કર્કશ શબ્દો કાઢતી હતી એ કરૂણાજનક દેખાવ આવીને ઉપસ્થિત થયો. આ દેખાવથી તે ખરેખર ભયભીત થઇ ગઇ અને થરથરવા લાગી તેની આંખો આંસુથી ભરાઈ ગઇ. આંસુથી ઓશીકાના બેય છેડા પલળી રહ્યા. બધા દેખાવ વિખાઇ ગયા, હૃદય બંધ પડી ગયું, જ્ઞાનેન્દ્રિયો શિથિલ થઇ ગઈ અને પથારી ભીંજાઇ રહી ત્યાં સુધી તે જડ બની રડી અને રોતાં રોતાં તેની દયા ખાઇ નિદ્રાદેવીએ તેને કોણુ જાણે કયારે તેની પાંખમાં લઇ લીધી કે તે બીજે દિવસે સવારના નવ વાગે જાગૃત થઇ. તે ઉઠી તો ખરી પરંતુ ગતરાત્રીનું સ્વપ્ન યાદ આવી તેની દૃષ્ટિ સમક્ષ ફરી તરવા લાગ્યું. આખો દિવસ સુન્ય જેવો લાગ્યો. મતી મુઝાઇ ગઇ. ખાધું કે પીધું પણ નહિ. કામ કરવામાં, બેસવામાં, વાતો કરવામાં, વાંચવામાં, કે કશાયમાં તેનો જીવ ખુંચતો નહોતો. તેને તો ઉદયકાન્તનીજ ઝંખા થતી હતી. તેની મા આ સ્થિતિ કળી ગઈ.

"આજ તું આમ કેમ થઈ ગઇ છું, તરલા? ભા તું હજુએ ન સમજી. આજ સાંજે જાન આવશે અને તું આમ કરે તે ઠીક ન કહેવાય."

"મર્ણની તૈયારી થવા બેઠી છે તો પછી એમ કેમ ન હોય બા? મને શો હર્ષ કે આનંદ આવતો હશે!"

આ શબ્દો સાંભળી તેની માને કાંઇક દયા આવી. આખરે ગમે તેમ પણ સ્રીનું કોમળ હૃદય તે સ્રીનું હૃદય. તેને ઉછેરીને મોટી કરી હતી તો તેને કેમ દયા ન આવે? તેનો બાપ એવો દુષ્ટ હતો કે તેની આગળ તેની માનું બીચારીનું કાંઈ ચાલે તેમ નહોતું.

" તને શું થાય છે; મને કહે તો ખરી ? " ગદ્ ગદ્ કંઠે માતા બોલી.

" કાંઇ નહિ, ઉઠી છું ત્યારથી અમસ્તું માથું દુઃખે છે. તેથી મને ક્યાંય ચેન પડતું નથી." માતાનો ભાવ સમજી જઇ તેને દુઃખ ન થાય તેટલા સારૂ તરલા બોલી.

" માથું દુઃખતું હોય તો લાવ સુંઠ ઘસીએ-સુખડ ચોપડીએ કે તારી પાસે પેલો વિલાયતી મલમ છે તે લગાવીએ."

" ના, કશાંયની જરૂર નથી. એતો એની મેળે ઉતરી જશે-મને માથું ચડવાની ટેવ પડી ગઈ છે. આખો દિવસ રહી રાત્રે મટી જાય છે."

જોત જોતામાં સાંજ પડી ગઈ. જાન આવી ચુકી. જાનનું સામૈયું કર્યું ત્યારે તો તરલા તો ઉપરની સ્થિતિમાંજ પડી હતી. જાન આવીને ઉતારે ઉતરી અને માંયરાની તૈયારીઓ થવા લાગી. તે વખતે તરલા પરાણે ઉઠી હતી અને તેને કેટલીક સ્ત્રીઓ વસ્ત્રાલંકાર પહેરાવતી હતી. તેનો વૃદ્ધપતિ ઘણો પૈસાદાર હોવાથી તેણે વેવિશાળ વખતે અસંખ્ય દાગીના તરલા માટે સમુર્તાં તરીકે આપ્યા હતા. વસ્ત્રો પણ ઘણાં અને કિમ્મતી આપ્યાં હતાં. એ વસ્ત્રાભુષણોજ અત્યારે ધારણ થતાં હતાં. એવી રીતે શણગાર સજાયા પછી શુકલે જેવો " કન્યા પધારાવો સાવધાન " એવો સાદ કર્યો કે તુરતજ " વોય બાપરે ! " કરી તરલાએ જમીન ઉપર પડતું મૂક્યું અને ચત્તીપાટ પડી ન લે શ્વાસ કે ન ઉઘાડે નેત્ર. બધાં આથી ગભરાઈ ગયાં. કોઇ તેને વાયરો નાખવા લાગ્યું. કોઇ આમ અને કોઈ તેમ દોડવા લાગ્યાં. કોઇ વૈદ્યરાજને બોલાવા ગયું. કોઈ ભુવાને તો કોઇ મંત્ર જાણનાર મુલ્લાંને બોલાવા ગયું. તે તો હૃદયમાં કારમોક આઘાત થતાં મુર્છિત થઇ પડી. " શું થયું ? શું થયું ? " સૌ એમ કરવા લાગ્યાં. કેટલીક જાનડીઓ પણ આ વખતે આવી પહોંચી. કોઇ હાથ હલાવે-કોઈ માથું હલાવે-પણ બધુંય વ્યર્થ. તરલાની આજુ બાજુએ સહુ ઉભાં ઉભાં તાકી રહ્યાં. તરલા તો પ્રેતવત પડી હતી. તેનો આત્મા તો હૃદયના કોઇ ગુપ્ત ખંડમાં અલોપ થઇ ગયો. વૈદ્યરાજ આવી પહોંચ્યાં. નાડી તપાસી જોઇ તો થડક થડક થતી હતી. લજ્જા છોડી " હું તો તેના બાપ સમાન ગણાઉં " કહી વૈદ્યરાજે તેનાં વક્ષઃ સ્થળ ઉપર હાથ રાખ્યો. તે બિલકુલ શિથીલ-બંધ જેવું જણાયું. વૈદ્યરાજની અકકલ તો બ્હેર મારી ગઇ. શું કરવું એ તેમને સુઝયું નહિ. " પાણી છાંટો, મોઢા ઉપર.

હું જઈને દવા લઇ આવું," કહીને પોતે તો રફુચક થઇ ગયા–વૈદ્યરાજ હમણાં આવે–હમણાં આવે. પણ કોણ આવે? વૈદ્યરાજ તો તરલાને તે વખતે છેક મરેલી માની નદીએ બારોબાર સ્નાન કરવા ચાલ્યા ગયા. ઘેર સહુ દોડી ગયા પરંતુ "તમે તેડી ગયા છો ને! ત્યાંથી તે પાછા આવ્યા નથી." એવા જવાબ મળતાં નિરાશ બની કદાચ બીજાને ત્યાંથી દવા લઇ તે ગયા હશે એમ માની બધા પાછા જવા લાગ્યા. પણ ઘેર તો કોઇએ આવ્યું ન હોય. "કાં હવે આવ્યા?" એવા પ્રશ્નો કરતાં થોડી થોડી વારને અંતરે ઘણા ગયા પરંતુ બધાને એકનો એકજ જવાબ મળતો.

નદીએ ટાઢા પાણીથી સ્નાન કરી વૈદ્યરાજ ભીને કપડે ઘેર આવ્યા. ઘેર આવતાં આવતાં તો પવન ખાવાથી તેમને તાઢ ચડી અને શરીર કંપવા લાગ્યું. શાલ ગોદડાં વિગેરેથી લપેટાઈ તે તો કડકડતે દાંતે પથારીમાં સુઇ ગયા અને જે આવે તેને આગળ મુજબજ જવાબ આપવાની તેમની પત્નીને આજ્ઞા કરી. વિચક્ષણ વૈદ્યપત્ની સમજી ગઇ અને જે આવે તેને એવોને એવોજ જવાબ આપતી ગઈ.

વૈદ્યરાજે જે ઉપચાર કહ્યો તે અંતર્જ્ઞાન વગર કહ્યો હતો પરંતુ તે ઈશ્વરની પ્રેરણાથીજ બતાવેલો જણાયો કારણ કે બે અઢી કલાક સુધી પાણીનો છટકાવ અને વાયરો નાખવાથી તરલાનાં હરણ જેવાં ચપળ નેત્રો જે અત્યારે દુઃખના ભારથી દબાયાં હતાં તે પુષ્પની કળીની માફક ઉઘડયાં. સહુ અત્યાર સુધી જમ્યા વગરનાં હતાં. જમાય કેવી રીતે? જે હોઈને જમવું છે તેની તો આવી સ્થિતિ થઇ પડી હતી. લગ્નના આનંદને બદલે અત્યાર સુધી અહીંઆ કોલાહલ મચી રહ્યો હતો. "તને શું થાય છે, બ્હેન? સહુ એમ પુછવા લાગ્યાં. જવાબ આપ્યા વગર તે બેઠી થઇ અને કાગડે ધુવડ વિંટયાની સ્થિતિ જોઈ વિસ્મય પામી. "બધાં આમ કેમ મને વિંટાળી વળ્યા છો?" તેણે પુછ્યું. "તને મૂર્છા આવી હતી ને બ્હેન!" "ના, મને તો કાંઇ થયું નથી." એમ કહી તે ઉઠીને ઉભી થઇ અને પાણી પીવા માગ્યું. પાણી પીવાથી તેનાં હૃદયમાં આવેલા ઉછાળા હેઠા બેઠા. "કેમ હવે શું કરવાનું છે?". બધાંને તૈયાર ઉભેલાં તથા પોતાની સ્થિતિ જોઇ તે બોલી.

"માયરામાં જવું છે, બ્હેન."

"ઠીક ચાલો, જ્યાં હોમવી હોય ત્યાં હોમો ! આથી ઝેર દઈને કે તરવારવડે મને મારી નાખી હોત તો વધારે સારૂં થાત. હું તો કહું છું કે મને આવી રીતે દુઃખના દરિયામાં વામનારનું સત્યાનાશ જજો ! 'દિકરી ને ગાય, જ્યાં દોરે ત્યાં જાય ; એનાથી કશુંય ના બોલાય;' પ્રભુ ! પ્રભુ ! તેં આ રાંક અને તારા ઉપર આસ્થા રાખનારી બાળાને દુઃખના દરિયામાં ફેંકી દેતાં પહેલાં વિચાર ન કર્યો ? તને કાંઈ પણ દયા ન આવી ? શું તારા ભંડારમાંથી દયા ખુટી રહી ? આખેર હવે જે થાય તે ખરૂં '**अवश्यं भावि भावानाम्**' (જે બનવાનું તે અવશ્ય બને છે) '**यत् वीधिना ललाट लिखितं तन्मार्जितुं कः क्षम :**' (બ્રહ્મા એ પ્રથમથી લલાટમાં જે લખ્યું હોય તેને ફેરવવા માટે કોણ સમર્થ છે.) પ્રારબ્ધ કોઇથી ફેરવી શકાતું નથી એટલે હું હવે નિરૂપાય—અશક્ત છું." ત્યાર પછી તે કાંઇપણ વધુ બોલ્યા ચાલ્યા વગર મંડપમાં જઈને ઉભી રહી અને તેને કહેવામાં આવ્યું તે પ્રમાણે બધુંય કર્યું. એમાં તેનું ધ્યાન લેશ પણ નહોતું. ધ્યાન તો ઉદયકાન્ત ઉપર ચોટયું હતું. જેના બે જણાએ હાથ પકડયા હતા એવા વૃદ્ધ વરરાજા ડોલતા ડોલતા આવ્યા. તરલાની આવી સ્થિતિ સાંભળી તેમને પણ ઘણોજ આઘાત થયો હતો. તે પણ તરલાની સ્થિતિમાં જઇ પડવાને તૈયારી કરતા હતા પરંતુ તે શુદ્ધિમાં આવી ગઈ એવી ખબર મળતાં બચ્યા.

મુહૂર્ત તો મુહૂર્તને ઠેકાણે રહ્યું. રાત ઘણી વીતી ગઇ હતી. સહુના પેટમાં ક્ષુધાદેવીએ અગ્નિ પ્રજવલિત કરી મૂકયો હતો. ભૂખ્યા શુક્લજીએ જલદી ખાવાનું મેળવવાની ખાતર જેમ આવે તેમ ગોટો વાળી વિધિ (!) પુરો કર્યો. છાણના દેવને કપાસીયાની આંખો ! જેવાં જોડલાં તેવાં વિધિ ! તરલા કયાં હૃદયપૂર્વક પરણતી હતી કે ચિંતા હોય. વિધિ કરે કે ન કરે પણ તરલાનું સૌભાગ્ય પુરૂં એક વર્ષ દેખે તેમ નહોતું.

બીજે દિવશે પણ તરલા પોતાની મરજી વીરૂદ્ધ ચોરીમાં ફેરા ફરી. જ્ઞાતિના રિવાજ મુજબ અમુક દિવસ રહી જાન કન્યાને લઇ ઉપડી ગઈ. તરલાનો પતિ પૈસાપાત્ર હતો. તરલાએ વિચાર કર્યો કે હવે "Done is done, it can not be undone" (જે થયું તે થયું; તે ન થયું નહિ થાય) અહા આવી અંગ્રેજી ભણેલી અંગનાની ગૂજરાતી પણ જેવું તેવું જાણનાર ડોકરા સાથે લગ્ન કરવામાં કેવી

આહૂતી અપાઈ ? ધન્ય છે વિધાતા તને ? "હિંદુ ધર્મ અનુસાર લગ્ન ધર્મ બંધન ગણાય છે. જો કે મેં કરેલી પ્રતિજ્ઞાઓ અંતરથી કરી નથી પણ વચનથી તો કરી છે એટલે તે મને બંધન કર્ત્તા છે માટે મારે હવે જે મળ્યું તે ભોગવી લેવું."

પાશ્ચાત્ય પ્રજામાં લગ્ન ખુશીનો સોદો ગણાય છે. તે પ્રજા આ સોદો ગમે ત્યારે તોડી શકે છે. હિંદુઓ આને પવિત્ર અને અનિવાર્ય કરાર માને છે અને તેને તોડવાની સખ્ત મનાઈ કરે છે. તેમ કરવામાં મહા પાપ મૂકેલું છે. આ કોને માટે ? સમજે અને પાળે તેના માટે બીજાને તો હીંગ અને ફટકડીજ !

"ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લે જે.

બાલાશંકર.

"ન ભુલાતું તું ભુલી દે, વિધિએ પાયું તે પી લે."
× + + + + +
" ... ... ... ... ... ... પડ્યું પાનું સુધારી લે."

ગોવર્ધનરામ.

પડ્યું માથે ઉપાડી લે; નશીબને દોષ ના તું દે.
થવાનું જે હતું તે તો થયું; સંતોષ માની લે.

આ પ્રમાણે શુકર માની તરલા હવે સંસારમાં પડી. તેના પતિ પ્રત્યે પ્રેમ, ભક્તિ, કર્તવ્ય નિષ્ઠા બતાવવા લાગી. તે ડોશો પણ તેના ઉપર અતિશય મમતા ધરાવતો હતો. "**ऋतु काले शुचि स्नाता क्रीडिष्यामि त्वयासह** (રૂતુ કાલમાં સ્નાન કરી પવિત્ર થઇ તારી સાથે ક્રીડા કરીશ) અને "**उभयोः प्रीतिः संभूता**" (આપણી બન્નેની પ્રીતિ થઈ ચુકી છે.) બધું હતું પરંતુ શું આ વાક્યો વસ્તુ સ્થિતિને પામતાં હશે ખરા ? સહુ એકદમ કહેશે કે બિલકુલ નહિ. તો જો એમ ન થાય તો પછી શામાટે પરણવું અને નાહક ભાર વેઠવો અને વેઠાવવો ? શું એમા પાપ નથી ? તેમનો સંસાર રગસીઆ ગાડાંની માફક ગડગડ કરતો ચાલવા લાગ્યો. તરલાનાં હૃદયમાંથી ઉદયકાન્ત બીલકુલ ખસ્યોજ નહિ. "હૃદય જ્યાં આપ્યું ત્યાં આપ્યું; શરીર જ્યાં હોમ્યું ત્યાં હોમ્યું." આ સુત્રા-

નુસાર તે તેને વારંવાર યાદ આવ્યા કરતો, કોઇ કોઈવાર તો તે જાણે કે તેની સન્મુખ આવી તેને ઠપકો આપતો હોય એમ તેને કલ્પના ભાસ થતો હતો. તે વખતે તેનાં મુખ ઉપર સાચી શરમની છાયા પડી જતી અને પાછી તે દયા માગવાનું રૂપ પકડી લેતી. તેણે અથથી ઇતિ સુધી વૃત્તાંતવાળો દીર્ઘ પત્ર ઉદયકાન્તને લખ્યો અને ક્ષમા માગી. તેની ગેરહાજરીમાં કોઈ ન ફોડે તેટલા સારૂ કવર ઉપર પ્રત્યક્ષ દેખાઇ આવે એવી રીતે લાલ સાહીથી "Personal-(અંગિત)" એવા મોટા અક્ષરોથી લખ્યું. આ પત્ર ઉદયકાન્તની ઓફિસમાં જતાં ચમ્પકરાયે તેની માને મોકલી દીધો અને આવે ત્યારે આપવા કહેવરાવ્યું. ડોશીએ તે પુરી ચોકસીથી સંઘર્યો.

---

આ પુસ્તકના કર્ત્તાનું આગલું પુસ્તક.

## "સાક્ષર અને તેની સ્ત્રી."

---

અગ્રગણ્ય માસિક સાહિત્ય એના સંબંધમાં કહે છે કે— "× × × પુસ્તકની ભાષા સરળ તથા મિષ્ટ છે............સ્ત્રી શિક્ષણ વગેરે વગેરે વિષયો ઉપર કર્ત્તાના વિચાર જાણવાનાં એક સાધન તરીકે આ પુસ્તક વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. × × ×"

* * * * *

એના સંબંધમાં વળી એક વિદ્વાન મિત્ર લખે છે કે— "× × × તમારા પ્રયત્નમાં તમે ઘણે ખરે અંશે ફતેહમંદ થયા છો. આ પુસ્તક ખાસ વિદ્વાનોને માટે તો જો કે નથી તથાપિ બીજાઓને માટે સારૂં છે. ભાષા સરળ અને ભણેલી સ્રોતાથી સારી રીતે સમજી શકાય તેવી છે. × × ×"

* * * * *

# પરિચ્છેદ ૨૯ મો.

## શીરિષના પ્રેમનું સ્ફુરણ અને નિશ્ચય.

> “ उ[illegible]मसंरम्भादारभन्ते यदङ्गनाः ।
> तत्रप्रत्यूहमाधातुं ब्रह्माऽपि खलुकातरः ॥”

અર્થાત—સ્ત્રીઓ અત્યંત પ્રેમના વેગથી જે કાર્ય આરંભે છે તેમાં વિઘ્ન નાખવાને બ્રહ્મા પણ ડરે છે એ વાત ચોકસ છે.

તરલાની આવી દશાથી શીરિષ છેક અજ્ઞાત હતી. તે જાજો વખત એવી રીતે અજ્ઞાત રહેવા પામી નહિ કારણ કે એક દિવસ સ્હવારે શીરિષ દિવાનખાનામાં બેઠી બેઠી કાળીદાસની શાકુંતલ વાંચતી હતી ત્યાં તેના પિતાએ આવી તેના સરનામાવાળું કવર તેના હાથમાં મુક્યું. અક્ષર જોતાંજ તે તરલાનો પત્ર હતો એમ જાણી ગઈ તેથી ઉત્સાહ સાથે એકદમ કવર ફાડી અંદરનો પત્ર કાઢી વાંચવા લાગી.

“ નિર્દયાલય,

નર્કપુરી, તારીખ ૧૭–૬–૧૯૧—

**વ્હાલી બ્હેન,**

પ્રાચીપુર છોડી ગયે ઘણા દિવસ થયા પરંતુ તને હું પત્ર લખી શકી નથી તો ક્ષમા કરજે. ત્યાંથી હું અહીં આવી છું ત્યારથી મારૂં જીવન સ્વસ્થ નથી. તેથીજ પત્ર લખી શકાયો નથી. મારી એ અશકિત–તું તો બેદરકારીજ કહીશ–નું કારણ આ પત્ર ઉપરથી તારા સમજવામાં આવી જશે. અહીં આવ્યા પછી મારૂં ભવિષ્ય બદલાઇ ગયું છે. બ્હેન હું તેની શી કથની કરૂં! તે દેવીએ પ્રથમ મને સુવર્ણ આશા આપી–હાથમાં અમૃત ફળ આપ્યું પરંતુ છેવટે તે નિષ્ઠુર બની અને મને છેતરી; આશાનું પંખી મને ચાંચ મારી મોકળું થઇ ઉડી ગયું અને ફળ પણ પંખી જતાં વ્યાકુળ થવાથી હાથમાંથી સરી

પડયું. કેવું દુષ્ટ ભાવિ! જો હું એ જાણતી હોતતો પ્રાચીપુર છોડત નહિ પરંતુ સાક્ષર શ્રી નૃસિંહરાવભાઇ કહે છે તેમઃ—

'ના જાણતી સરળ બાળ તું દુષ્ટ ભાવી
સંતાયું શ્યામ સરિતા જળ માંહી આવી.'

ખરેખર દુષ્ટ ભાવિ એમ સંતાઇ પેઠુ હતું તેની મને ખબર નહોતી. "—(આ શબ્દો લખ્યા પછી વિચાર આવતાં તેણે છેકી નાખ્યા. તે શું લખવાની હશે? જે હશે તે આપણે પત્ર પુરો થયે શોધી કાઢશું.) "દુષ્ટ ભાવિના પ્રભાવે એક વૃદ્ધ ડોસા સાથે મારૂં લગ્ન કરાવ્યું છે. હું હાલ મારે ઘેર—સાસરે છું. હશે! જે થયું તે ખરૂં. તે હવે ભોગવી લીધા શિવાય છુટકો નથી." (વળી બે અક્ષર લખી છેકી નાખ્યા.) "મારૂં જીવન એવું અકારૂં થઇ પડયું છે કે શું કરવું તેનો મને માર્ગ સુઝતો નથી. મારાં દુષ્ટ માબાપોએ તેમના સ્વાર્થ-લોભ રૂપી અગ્નિ કુંડમાં મારી આહુતિ આપી છે. મારો વૃદ્ધને વિક્રય કરી તે પૈસાપાત્ર થયા છે. મારો વિક્રય કરી લીધેલા પૈસા તેમને ક્યાં સુધી પહોંચશે? બ્હેન, મારી આખી જીંદગી અને મહા-શ્રમે, મેળવેલી કેલવણી ધુળ ધાણી થઇ ગઇ! મારી કથા લખવા બેસું તો મારાથી તો શું પણ શારદાથી પણ પાર આવે તેમ નથી. સંક્ષિપ્તમાં એટલુંજ કે હું મારૂં જીવતર હારી બેઠી છું; મારી સઘળી સુવર્ણ આશાઓ નષ્ટ થઇ છે; અમૃત ફળ કોઇ બીજા માટે પડી ગયું છે; એ શું હવે મને ફરી મળે તેમ છે? ચિંતાએ મારાં શરીરને ઘેરી લીધું છે. આથી મને ક્ષયરોગ કે હીસ્ટીરિયા લાગુ પડવાની ભીતિ રહે છે. હું ઘણીએ યત્નો કરૂં છું—મનને મનાવું છું પરંતું મારી ચિત્તવૃત્તિ કે હૃદય સ્વસ્થતા મેળવી શકે તેમ નથી. મારા દિવસો નિરાનંદ, નિરૂત્સાહી, નિરાશા ભર્યાં અને વ્યાકુળતા તથા વ્યગ્રતાથી ઘેરાએલા થઇ પડ્યા છે. મને કાંઇક ઉત્સાહ અને આનંદ આપવા માટે જો તારાથી બની શકે તો અહીં આવી જજે. તારો એ મહાન ઉપકાર હું કદી પણ વિસારીશ નહિ. હું ઇશ્વરને હમ્મેશ એજ પ્રાર્થના કરૂં છું કે તે મારો જલદી અંત લાવે કે બાળ વૈધવ્યનો સંતાપ મારી સમીપ આવી શકે નહિ. તારા પિતાશ્રી તથા માતુશ્રીને મારા પ્રણામ. મારા પિતાનું ઘર નિર્દયાલય છે. આ શહેર મને નર્કપુરી સમાન છે તેથીજ ઉપર પ્રમાણે મથાળે લખું છું.

તને એ નામોથી આશ્ચર્ય થશે પણ વિચાર કરતાં સમજી જવાશે. આજે સવારથી હું અહીં આવી છું. સાંજે પાછી મારે ઘેર જઈશ. અહીં આવી આચીપુરનું નામ સાંભળતાં તું મને યાદ આવી. આટલી વિસ્મૃતિ માટે, બ્હેન, હું ખરાં દીલથી માફી માગું છું તો તું લેશ પણ આનાકાની વગર તે મને આપજે. અસ્તુ!

લી. તારી હીણભાગી તરલા."

આ પત્ર વાંચતાં શીરિષને રોમાંચ થઇ ગયો. તે વિસ્મય પામી તરલાના વિચાર કરવા લાગી. પત્રમાં કરેલા છેકાઓએ તેની દૃષ્ટિ ખાસ આકર્ષી. એકવાર "નહિતર ઉદય—" કરીને અને બીજી વાર "ઉદ—" કરીને છેકા માર્યા હતા. તે શું ઉદયકાન્ત વિશે લખવા માગતી હશે? હા; એમજ હતું પહેલી વાર તે, "નહિતર ઉદયકાન્તને હું જવા ન દેત," એમ લખવા જતી હતી. બીજી વાર "ઉદયકાન્ત વગર મારાં જીવનને કોઇ બીજું સુખમય બનાવી શકનાર નથી. આ જગતમાં મને તેમના ઉપર જેટલો પ્રેમ છે તેટલો બીજા કોઇના ઉપર નથી. તેમને પરણી સ્વર્ગ સમાન સંસાર ચલાવવાની મારી સઘળી અભિલાષા છિન્ન ભિન્ન થઇ ગઇ છે," એમ લખવાની હતી. પરંતુ તેના અને ઉદયકાન્ત વચ્ચે આવો પ્રેમ હતો તે શીરિષ જાણતી નહોતી (આપણે જાણી ગયા તેમ તે તો તેનીજ રમત જુદી ખેલતી હતી. તેને આ ખબર હોત તો કદાચ તેમ ન કરત પણ હવે બાજી હાથ રહી નહોતી. તેને પણ હવે તો તરલા માફકજ થઇ પડયું હતું.) તેથી હવે તેની આગળ પ્રકટ કરવી એ ઉચિત નથી એમ માની છેકા માર્યા. શીરિષ આ છેકાનો અર્થ પ્રથમ તો ન સમજી, તેણે ઘણી દિશામાં તેના વિચાર ચલાવ્યા પણ કાંઇ ગમ પડી નહિ. આખરે તેને સ્ફુરણ થઇ આવ્યું કે તે અવશ્ય ઉદયકાન્ત વિશે લખવાની હોવી જોઇએ. તેને હવે ભાન થવા લાગ્યું કે તે બે જણાં વચ્ચે આવો સ્નેહ થયો હતો. એ ગ્રંથિ વગર તેઓ અરસ પરસ એટલી બધી મમતા ન દાખવતાં હોય. ઉદયકાન્ત પ્રત્યે પોતે પણ પ્રેમ કરતાં શીખી હતી પરંતુ તેનું સ્વરૂપ હજુ તરલાના પ્રેમ જેવું થયું નહોતું. તેના પ્રેમમાં હજુ કાંઇક નિર્દોષતા હતી. હજુ પતિ પત્ની એટલે શું તે બરાબર સમજતી નહોતી. માત્ર બીજાને પરણતાં દેખતી એટલે પોતાને તેની સાથે પરણાવે તો ઠીક એમ માનતી. તેનો ઉદયકાન્ત ઉપરનો

પ્રેમ કુદરતી હતો અને તે ધીમે ધીમે એવું સ્વરૂપ પકડતો ગયો કે તે ઉદયકાન્તને દેખતી ત્યારે તેને અનુપમ–અનહદ આનંદ આવતો. આનું કારણ તે પોતે સમજી શકતી નહોતી છતાં એવી રીતે આનંદ પામતી. ઉદયકાન્ત શીરિષને માત્ર ચાહતો એટલુંજ. તેની ચાહનાનું સ્વરૂપ શીરિષના જેવું નહોતું કારણ કે તેનું હૃદય તો તરલા ઉપર ચોટયું હતું તે બીજી ઉપર કેમ ચોટે? અને જો ચોટે તો પછી તે પ્રેમ કહેવાય નહિ. તે શીરિષને માત્ર પોતાના મિત્રની આત્મજા, કેળવાએલી, મિષ્ટભાષી, રૂપાળી, ડાહી અને પોતાની રમણીની સખી તથા નિર્દોષ બાલિકા તરીકે ચાહતો, શીરિષના શબ્દો અને તેની બોલવાની છટા ઉપર તે વારંવાર વિચાર કરતો પરંતુ તે બધાંને તે નિર્દોષ બાળચેષ્ટા તરીકે લેખતો. શીરિષ તેને ભોળાભાવે કોઈ કોઈવાર માર્મિક શબ્દો કહેતી. અત્યારે તેને ઉદયકાન્ત ઉપર પ્રેમનો ઉભરો આવ્યો. "આ બેજણા વચ્ચે અનહદ પ્રેમ થયેલો જણાય છે નહિતર તરલા આ પત્રમાં તેમના વિશે જે ઉભરો કાઢવા યત્ન કરે છે તે નહોય. ગત જીવન જણાવવાની શી જરૂર એમ માની તરલા મારાથી એ વાત ગુપ્ત રાખવા માગે છે. તેની કલમ તો જો કે તેને ઉશ્કેરે છે પરંતુ એ છેકા કરતાં તેના હૃદયમાં કેવું દુઃખ થયું હશે? અલબત થયું હશે પણ હવે નિરૂપાય. 'ટાળ્યા નહિં રે ટળે, વિધિના લેખ ટાળ્યા નહિં રે ટળે.' તરલા તો નિરૂપાય બની પરંતુ તેને આવી સ્થિતિમાં જોઇ ઉદયકાન્તની કેવી દશા થશે! તેનું હૃદય આ જોઇ શામાટે નહિ ચિરાઇ જાય અને તેનું જીવન તેને વિષ સમાન નહિ લાગે. તે આ બનાવ કેવી રીતે સહન કરી શકશે? તેની તંદુરસ્તીને, મનને, હૃદયને આથી કેવો ધક્કો લાગશે? તેના હૃદયમાં તરલા માટે જન્મેલા પ્રેમની શી વલે થશે? શું તે મરી જશે? હાજ તો; વૃદ્ધિ પામવાની સ્થિતિ તો ઉડી ગઇ. હું આમાં કેમ કાંઈ મદદ ન કરી શકું? તરલાની ખોટ મારાથી શામાટે ન પુરી પડાય? પ્રેમ એટલે શું તે હું હવે સમજવા લાગી!" ખરેખર તેનું અત્યાર સુધી પ્રેમના સંબંધમાં નિર્મિલ રહેલું હૃદય વિકસ્યું–તેનું દ્વાર ઉઘડી ગયું. તેણે ગમે તેમ કરીને પણ ઉદયકાન્તને પરણવાનો દૃઢ નિશ્ચય કર્યો. વળી તે વિચાર કરવા લાગી–"શું તે મને તરલાનું સ્થાન આપશે? મારા ઉપર તેટલોજ પ્રેમ લાવશે? હું તેમને તરલા જેટલીજ ચાહી શકીશ? મારા પિતાજી તરલાના પિતાજીની માફક વિઘ્ન તો નહિ નાખે! ના ના જ્યાં

દ્રઢ નિર્ણય હોય ત્યાં વિઘ્ન નાખનાર કોણ છે! તરલા એટલી પોચા મનની! જો તેણે એટલી નૈતિક હિમ્મત રાખી હોત તો તેનો પિતા કાંઇ પણ ન કરી શકત. પરંતુ તે બીચારીનો શો દોષ! કિસ્મત દગાબાજી કરી મનુષ્યને ક્યાંયને કયાંય હારી જાય છે. તેણે તો ઘણો યત્ન કર્યો પરંતુ નશીબની પ્રબળતા આગળ તેનું કાંઇ ચાલ્યું નહિ. કહેવત છે કે 'Man proposes and God disposes.' માણસ ધારે છે પણ કરવું ઈશ્વરના હાથમાં છે.) 'बलियसी केवलमिश्वरेच्छा.' (કેવળ ઈશ્વરની ઇચ્છાજ બળવાન છે) આવી રીતે કેટલાક વિચારો ચલાવી પોતે ઉદયકાન્ત સાથે પરણી હોય, તેમનો સંસાર સુખમય નીવડયો હોય, બેયજણાં આનંદ અને વિનોદ કરતાં બેઠાં હોય, સાથે ફરવા ગયાં હોય, ભવિષ્યના વિચાર કરતાં હોય, તરલા મળવા આવી હોય, તે તેની જીવન કથા કહેતી હોય, તેઓ તેથી સંતાપ પામતાં હોય વિગેરે એવી કલ્પનાઓ કરવા લાગી. તેણે ઉદયકાન્ત સાથે પરણુવાનો દ્રઢ નિશ્ચય કર્યો અને કહ્યું કે—"જોઉછું કે મારી દ્રઢતા છતાં તેમાં કોણ વિઘ્ન નાખનાર છે. જ્યાં હૃદયથી દ્રઢતા થાય ત્યાં ઇશ્વર પણ વચમાં નડતો નથી. Strong desire brings all. (દ્રઢ ઇચ્છાથી બધુંય પ્રાપ્ત થાય છે.) તેણે આવી રીતે પ્રતિજ્ઞા કરી એવામાં તેની માએ બોલાવવાથી આ વિચાર-માળા તુટી પડી અને મોતી વિખરાઇ ગયાં, દ્રષ્ટિ સમક્ષ તરી રહેલી કલ્પના સૃષ્ટિ અલોપ થઇ ગઇ. દોડીને તુરતજ તે તેની મા પાસે ગઇ.



# પરિચ્છેદ ૩૦ મો.

## શીરિષનો પત્ર અને ઉન્મત્તાવસ્થા.

"My love,-my chosen,-but not (yet*) mine! I send
My whole heart to thee in these words I write."
Owen Meredith.

અર્થાત—મમ પ્રિયતમ—પ્રિયવર્ય—પણ (અદ્યપિ) મુજ નથી! મારા આ શબ્દોમાં હું તને મારૂં આખુંય હૃદય મોકલી આપું છું.

શીરિષકુંવરને જમી રહ્યાબાદ ગત પરિચ્છેદમાં નિરૂપેલી કલ્પના સૃષ્ટિ રચવાનો ફરી અવકાશ મળ્યો. ઘણા પ્રકારની ભીતિ અને આશા સાથે તેણે ઉદયકાન્ત આવે ત્યારે ટપાલના બીજા કાગળો સાથે તેનો પણ વાંચે એવી રીતે એક પત્ર લખી મૂકી આવવાનો વિચાર કર્યો. તે મોઢેથી પ્રથમ બોલવાની હિંમત ભરી શકી નહિ. એક સુંદર ગુલાબનું ફૂલ છાપેલો નોટપેપર લઈ લખવા બેઠી. કેવી રીતે શરૂઆત કરવી તેનો વિચાર કરવા લાગી. "મ્હારા વ્હાલા" લખવું કે "પ્રિયતમ" લખવું કે "પ્રાણાધાર" લખવું કે શું લખવું? કોઈ ચોકસ શબ્દ પસંદ કરી શકી નહિ તેથી આખરે થાકીને તે કામ તેણે કલમને સોપ્યું. તે લખે તે ખરૂં તેના પ્રેમે હવે જુદાજ પ્રકારનું રૂપ ધારણ કર્યું. તેની વય હાલ પંદર વર્ષની થઇ ચુકી હતી. અત્યાર સુધી તેને કોઇવાર પરણવાનો વિચાર આવ્યો નહોતો. આ વિચાર આજ સહસા જન્મ લેવા તથા સાથો સાથ વિકાસ પામી ઉન્મત્તાવસ્થા પણ પ્રાપ્ત કરવા પામ્યો. "અહા કેવી ભાસે પ્રણય ગતિ વિલક્ષણ અતિ!" શીરિષનો દાખલો જોતાં આ વાક્યમાં પુરે પુરૂં સત્ય સમાએલું દૃષ્ટિગોચર થાય છે. કોરો નોટપેપર સામો પડયો હતો. તેના અડધા (નીચલા) ઉપર બ્લોટીંગ પેપર તેના ઉપર હાથ રાખવામાટે મૂકેલો હતો. કલમ વારંવાર સાહીમાં બોળતી અને લખ્યા પહેલાં વિચાર કરતાં સાહી સુકાઇ જતી એટલે ફરી બોળતી. આખરે તેણે જાણે કે અજાણ્યે નીચે પ્રમાણે શરૂઆત કરીઃ—

* આ શબ્દ આ લખતાં લેખકે ઉમેર્યો છે. અસલમાં નથી.

'મ્હારા હૃદયાધાર,

અત્યારથી મારા સંસારરૂપી મહાલયનું સ્વામીત્વ આપને સોંપું છું–તેનાં હૃદયદ્વારની ચાવી આપના હાથમાં મૂકું છું–સંસાર સાગરમાં મુસાફરી કરવાનાં જીવન નાવનું સુકાન આપનાં સ્વતંત્ર નિયમન તળે રાખું છું. આપ તેનો સ્વીકાર કરો. નહિ કરો તો તેનું શું પરિણામ આવશે તેની અટકળ કરવાને આપ શકિતમાન છો તેથી તે વિશે કાંઇ ક્હેતી નથી તો આપને ઠીક લાગે તેમ કરશો. આજ સુધી જોયેલી શીરિષ હવે બદલાઇ ગઈ છે. તેનાં હૃદયમાં હવે પ્રેમ ઉછાળા મારે છે અને તે પ્રેમ તે આપને અર્પણ કરે છે. તરલાની આવી ખેદકારક બાબતથી આપની શી સ્થિતિ થશે તેનો ખ્યાલ આવતાં મારાં હૃદયનો પ્રકાર બદલાયો છે અને એ બદલાતાં આ પત્ર લખાય છે. આ પત્ર શુદ્ધ અંતઃકરણથી ભરપુર છે. આ પત્રના શબ્દો ગમે તેવા હશે પણ તે ખરા ભાવના છે. આપ તરલાને કેવા ચાહતા હતા અને તે આપને કેટલી ચાહતી હતી તેનો ખ્યાલ મને તેના આજના પત્રેજ આપ્યો. પ્રેમ શું ક્હેવાય તેથી હું કેવળ અજ્ઞાત હતી. તેના પત્રની જાદુઇ અસરથી મારૂં હૃદય એકાએક ઉઘડી ગયું છે અને પ્રેમ તેમાં દાખલ થયો છે અને દાખલ થઇ તેણે તેનું સામ્રાજ્ય જમાવ્યું છે. તેને નિવારવાને હું બિલકૂલ અશકત છું. તરલાએ આપનાં જીવન ઉપર ભારે ધકકો પહોંચાડયો છે તે હું પુરો પાડવા માગું છું. મારૂં ઉર-તંત્ર આપને સમર્પિત છે. આપ તેનો સ્વીકાર કરો કે તિરસ્કાર કરો. આપ ગમે તે કરશો પરંતુ એ સમર્પણ હવે મારાથી પાછું ખેંચી લઇ શકાશે નહિ એટલું તો સિદ્ધ સમજશો. તરલાએ આપનાં જીવન ઉપર (જો કે જાણી જોઇને તો નહિ પરંતુ નિરૂપાયે) હલ્લો કર્યો તેમ આપ આ સમર્પણનો સ્વીકાર નહિ કરો તો આપે મારાં જીવન ઉપર ઇરાદા પૂર્વક હુમલો કર્યો ગણાશે. પુરૂષ–પતિ તરીકે હવે મને બીજાનો વિચાર આવી શકવાનો નથી. આપ મારા પિતા પાસે મારી માગણી કરશો તો મને ખાત્રી છે કે તે આપની માગણીનો અનાદર નહિજ કરે. એથી તો તે ઉલટા રાજી થશે. જો મારૂં જીવન સુધારવું હોય તો આપ અચુક એમ કરશો અને નિર્દય બની નહિ કરો તો મારૂં જીવન ધુળ ધાણી થઇ જશે તેનું પાપ આપના મસ્તક ઉપર ચડશે. મારા જેવી પ્રેમના વિનિમયથી અજાણી–નિર્દોષ–સ્વચ્છ અંતઃકરણ-

વાળી બાલિકા આથી વધુ શું લખે? વ્હાલા, આટલું જરૂર કરજો હો; વધુ રૂબરૂમાં કહીશ. બંધુય પત્રમાં લખીવાળું તો પછી આપણે મળીએ ત્યારે શાની વાત કરશું!

લી. આપની સમર્પિત દાસી,
શીરિષના સ્નેહયુકત પ્રણામ."

પત્ર લખી પાંચ છ વાર વાંચી જોયો. ત્યાર પછી કવરમાં નાખી ઉપર શરનામું કર્યું. સાંજે દેવ દર્શન કરવા બહાર નીકળી ત્યારે એ કાગળ ઉદયકાન્તની માને જઈને આપી આવી. કોનો છે એમ પુછતાં ઉદયકાન્તનો કોઇ મિત્ર તેને ત્યાં મેમાન હતો અને તેને ન મળી શકાયાથી પત્ર આપી ગયો છે એવો જવાબ આપ્યો. ડોસીએ આ પત્રને પણ બીજા કાગળો સાથે તાકામાં સાચવીને રાખ્યો.

બીજે દિવસે તેણે તરલાને આશ્વાસન આપતો એક પત્ર લખ્યો. તેમાં ઉદયકાન્ત વિશે ઈશારો કરવાનો તેને વિચાર થયો પરંતુ તરલાએ તે ન કરવાથી પોતે પણ એ વિચાર માંડી વાળ્યો.

આજથી તેને નૂતન જીવન આવ્યું. ઉદયકાન્તના વિચારે તેનાં હૃદયને વશ કરી દીધું. ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, સુતાં ઉંઘતા. દરેક વખતે ઉદયકાન્તની મૂર્તિ તેની દૃષ્ટિ સમીપ ઉપસ્થિત થઇ તરવા લાગી. જ્યાં અને જ્યારે જુએ ત્યાં અને ત્યારે ઉદયકાન્ત! તેને આખું જગત્ ઉદયકાન્તમય થઇ રહ્યું. તેને હવે ઉદયકાન્તને મળવાની તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેનું દિલ બેચેન રહેવા લાગ્યું. દિવસો અને રાત્રિયો નિરાનંદ અને અશાંત જવા લાગી.

"જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની" એ કલાપીની લીંટી યાદ કરી તેના બદલે તેણે—

"જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિહાળું આપને;
વ્હાલા ઉદય! તમ વીણ જગમાં કોઇના દેખું હવે!"

આવી બે લીંટીઓ જોડી કાઢી અને અહો રાત્રિ તેનોજ જપ કરવા લાગી. અહા! કુમારિકાના નિર્દોષ–બીન અનુભવી હૃદયમાં જ્યારે પ્રેમ જન્મ લે છે ત્યારે તેની મનોદશા કેવી થઇ રહે છે. ખરેખર પ્રેમભાવ ઉદ્ભવ પામતા બાલિકા કાલી ઘેલી થઇ ફરે છે. પ્રેમની

ગતિ ન્યારી છે; તેની ખૂબી પણ ભારી અને વિચિત્ર છે. ઇશ્વરના ગુણ કથવામાં આખી પૃથ્વીરૂપી કાગળ ઉપર સમુદ્રરૂપી ખટીઆમાં તમામ પર્વતોરૂપી કાજળ નાખી સાહી બનાવી સરસ્વતી દેવી જેવી લેખક કલ્પતરૂની શાખાની કલમ લઇ સર્વ કાલ લખવા બેસે તથાપિ પાર આવી શકતો નથી તેમ પ્રેમની ખુબીનું પણ એમજ છે–તેનો પાર આવી શકે તેમ નથી. હૃદયના સઘળા ભાવોમાં પ્રેમભાવ પ્રધાન પદે છે. પ્રેમ તેના ભકતોને પરમાનંદ આપે છે અને વળી આફતમાં પણ ઉતારી પાડે છે. મધુ અને કટુ બેય આસ્વાદન આપે છે. પુષ્પોમાં જેમ ગુલાબ શ્રેષ્ટ છે. તેમ સર્વ વસ્તુમાં એ શ્રેષ્ટતા ભોગવે છે. ગુલાબને જેમ સુગંધ અને કંટક બેય છે. તેમ તેને પણ સુખરૂપી સુગંધ અને ભયરૂપી કંટક છે. તે સોનેરી આશા આપે છે. અને ચિંતાથી પણ મુકત રાખતો નથી. ખરેખર આવું બધું જોતાં તેની ગતિ ગહન છે એમ કહ્યા વગર ચાલતું નથી. મનુષ્યની મતિ તેમાં કાંઇ કામ કરી શકતી નથી. રાજાથી રાંક, સાધુથી સેતાન, દરેકમાં આ ભાવતો રહેલોજ છે. તેના વગર કાંઇ નથી. અખિલ વિશ્વ પણ પ્રેમમયજ છે. કોઈ પણ વસ્તુ એવી નથી કે તેમાં પ્રેમનો અંશ ન રહેલો હોય. પ્રેમને ખરા સ્વરૂપમાંતો વિરલજ ઓળખે છે. પ્રેમ વિવિધરૂપી છે. જેને જે રૂપ ગમે છે તે રૂપની તે પૂજા કરે છે. પ્રેમ એજ ઈશ્વર છે. ઇશ્વર અને પ્રેમ જુદી જુદી વસ્તુઓ નથી પરંતુ એક અને એની એજ છે. દરેક મનુષ્ય તેની બુદ્ધિનાં પ્રમાણમાં પ્રેમનાં સ્વરૂપને ઓળખે છે. કલાપીની ઘણીજ સ્તુતિપાત્ર અને કવિત્વ ભરી કવિતાઓ પ્રેમની ફિલસુફીજ ગાય છે. સામવેદ જેમ ઈશ્વરના ગુણ ગાય છે તેમ કલાપીનો કેકારવ પણ પ્રેમના ગુણ ગાવામાં સામવેદનું સ્થાન લે છે. રમણ રમણીનો પ્રેમ કે જેના ઉપર આખી સૃષ્ટિનો આધાર છે તેનું સ્વરૂપ ઘણુંજ અલૌકીક–અનેરૂં હોય છે. તે સ્વરૂપનો અનુભવ વાંચવા કે સાંભળવાથી થઇ શકતો નથી. એ ભાવ એવો છે કે તેનુ ગીરાવડે વર્ણન થઇ શકતું નથી. જે તેને અનુભવે છે તેજ તેને જાણી શકે છે. તેનામાં તે સમજાવવાની કે લખવાની કે બતાવવાની શકિત હોતી નથી. જો એવી શકિત આવતી હોત તો પ્રેમ આટલી વિશિષ્ટતા પણ ન ભોગવતો હોત. તેને સમજવા માટે ખાસ સ્વાનુભવ કરવો પડે છે. તે સિવાય તેને જાણવાનો પરિશ્રમ વ્યર્થ નિવડે છે.

# પરિચ્છેદ ૩૧ મો.

## મહારાજની ચોર વૃત્તી—કેદની શિક્ષા.

> "જે નર ચોરી જઇ કરે સમજી તેમાં સુખ,
> પાછળથી પસ્તાય છે આવે જ્યારે દુઃખ
>
> કે. દ. ઠા.

મણિસુખરાય યૂરોપીઅન પેઢીમાં સારા દરજ્જાનો નોકર હોવાથી આખાં કોલમ્બોમાં તેની લાગવગ સારી જામી ગઇ હતી. ત્યાંની હિંદુ પ્રજામાં તે અગ્રગણ્ય પુરૂષ હતો. તે સામાજીક અને સ્વદેશાભિમાની નર હતો. તેનું જાહેર જીવન ઘણુંજ ઉમદા અને માનનીય હતું. તેનું ખાનગી જીવન ભલે ને ગમે તેવું હોય. તેની સાથે દુનિયાને કાંઇ સંબંધ નથી. એ સંબંધ રાખવો એ પણ નિરર્થક. માણસનું જાહેર જીવનજ દુનિયાને અર્થનું છે. જગત એવું ઇર્ષાખોર અને દ્વેષી છે કે ખાનગી જીવન ઉપર ટીકા કર્યા વગર રહેતું નથી. આવી રીતે દુનિયા તેવા માણસનાં જાહેર જીવનથી પોતાને મળતા લાભો ગુમાવે છે. તેવી રીતે થતાં માણસ નાઉમેદ બની તેનાં જાહેર જીવનમાં ફેરફાર કરી નાખે છે. ઇર્ષા કે દ્વેષનું ફળ કેવું આવે તે આ ઉપરથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે. ખાનગી અને જાહેર જીવનનું સમાનપણું તો ઉત્તમજ છે; છતાં માણસનું જાહેર જીવન હિમ્મત, પરોપકાર, સહાનુંભૂતિ પ્રમાણિકતા, સમાજવાદ, સ્વદેશાભિમાન, ધર્માભિમાન વિગેરેથી ભરપુર હોય તો પછી દુનિયાંને તેનાં ખાનગી જીવનનું છિદ્રાન્વેષણ કરવાની શી જરૂર ? કાંઇજ નહિ; પરંતુ દુનિયાની એવી ટેવ હોય છે. ધીર પુરૂષ તો જો કે તેનાં ખાનગી જીવન ઉપર દુનિયા ટીકા કરતી હોય છે છતાં તેના જાહેર જીવનનો લાભ દુનિયાને અપકારના બદલામાં ઉપકાર તરીકે આપતો રહે છે. દુનિયા ભલે તેના ઉપકારને બદલે તેને અપકાર કરે તેની તે પરવા રાખતો નથી કારણ કે તે "कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन" (તારો અધિકાર માત્ર કર્મ કરવાનો છે પરંતુ તેનું ફળ લેવા માટે નથી) આ સુત્રને અનુસરી પોતાનાં કાર્ય કરવાં

છોડી ન દેતાં વધુ વધુ કર્યો જાય છે. દુનિયા હમ્મેશાં સારા માણસનોજ દ્વેશ કરે છે માટે દુનિયા જેનો દ્વેશ કરતી હોય કે જેનાં છિદ્રોનું અન્વેષણ કરતી હોય તે સારો માણસજ છે એમ સમજવું. કરે તેને સહુ કહે પરંતુ ન કરે તેને શું કહે? એથી કરી કાંઇ કરવું છોડી દેવાનું નથી. પોતાનો અંતરાત્માની સલાહ સમજવામાં બરાબર સાવચેતી રાખવી કે તેનો અવળો અર્થ ન સમજી જવાય. માણસની બુદ્ધિ અને જ્ઞાનની આ વખતે પરીક્ષા થાય છે.

મણિસુખરાયે દરેક યૂરોપિઅન દેશી પેઢીઓ સાથે ઉદયકાન્તને ઓળખાણ કરાવી આપી. આ શું ન્હાની સુની પરોપકાર વૃત્તિ? તેણે ઉદયકાન્તને એક સારા આબરૂદાર શ્રીમંત, સંભાવિત વકીલ અને મોટા જાગીરદાર તરીકે ઓળખાવ્યો. આથી બધાએ તેનું સારૂં સન્માન કર્યું. કોલમ્બોના વેપારની વસ્તુઓ પૈકી ઉદયકાન્તની દૃષ્ટિમાં હાથી દાંત,અને ચાહ આવી ગઇ. તેની વૃત્તિ વેપાર કરવાની થઇ. તેણે ધાર્યું કે વેપારે લક્ષ્મી. તેણે હાથી દાંત અને ચાહનો મોટો સોદો કરવાનો નિર્ણય કર્યો. તેની પાસે અત્યારે લગભગ એંસી હજારની ઇસ્કામત થઇ ગઇ હતી. વ્યાપારનું સાહસ ખેડવાની તીવ્ર ઇચ્છા થતાં તેણે મણિસુખરાયને સાથે રાખી એક લાખ રતલ હાથી દાંત અને એક લાખ રતલ ચાહની ખરીદી કરી તેના અવેજનેમાટે મુંબઇની "પીપલ્સ બેન્ક ઓફ બોમ્બે પ્રેસીડેન્સી" નામની બેન્ક ઉપર ત્રણ માસની મુદતના ડ્રાફ્ટ લખી આપ્યા. તેના પૈસાનો મોટો ભાગ આ બેન્કમાં રહેતો. માલ જોખી લઇ તેણે રવાના કર્યો અને પોતે પણ તે સાથે જવાને તૈયાર થયો.

જવાને માટે તેણે પેલા વીશીવાળા મહારાજ સાથે કેટલોક સામાન મંગાવ્યો. મહારાજે પોતાનું વીસ ટકા કમીસન ચડાવી પોતાનાજ હાથે લખેલું બીલ રજુ કર્યું તે વખતે રોકડા રૂપીઆ ન હોવાથી થોડીવાર પછી આપવા કહ્યું. સાંજના વખતે બેય મિત્રો ચાહ પી ફરવા જવાનો વિચાર કરતા હતા. બહારના દાદરા નજીકનું ગેલેરીમાં પડતું બારણું ખુલ્લું હતું. અંદરના ભાગની ઓશરીમાં પડતું બારણું પણ ખુલ્લુંજ હતું, જેને ત્યાંથી પેલો મહારાજ સામાન લઇ આવ્યો હતો તે મણિસુખરાય ને ત્યાં મહેમાન છે તેમના માટે જોઇએ છીએ એમ કહીને લઇ આવ્યો હતો. તેથી પેલો વેપારી મણિસુખરાયને ત્યાં ઉઘરાણી કરવા આવ્યો. શો માલ લઇ ગયાનું પુછતાં મહારાજે જેનો આકડો રજુ

કર્યો હતો તે જણાયો. ને ઉપરથી તેના કેટલા પૈસા છે એમ પુછતાં તેણે જે રકમ બતાવી તે મહારાજે આપેલા આંકડાં કરતાં ઓછી જણાઇ. ખાત્રી કરવાની ખાતર તેને આંકડો કરી આવવાનું કહેતાં તે આંકડો કરી આવ્યો તે દરમિયાન બન્ને મિત્રો એ મહારાજની પ્રમાણિકતા ઉપર વિચાર ચલાવ્યો. પેલા વેપારીએ આવી વીસ રૂપીઆનો આંકડો રજુ કર્યો જ્યારે મહારાજે રજુ કરેલા આંકડામાં પચીસ રૂપીઆ હતા. માલ અને તોલતો સરખાજ હતા. તેમણે મહારાજને બોલાવી ઉઘરાણીએ આવનારનાં બીલનાં પૈસા કેટલા છે તે પુછ્યું. મહારાજે તેનો આંકડો આપ્યાનું જણાવ્યું અને આવનાર વેપારી તરફ જોઇને બોલ્યો– "એ તો હું આવીને આપી જાત. એટલી બધી શી ઉતાવળ હતી. તમે જાઓ હું આવીને મારી મેળે આપી જઇશ. એવાં સારાં માણસ પાસે સીધું ઉઘરાણીએ જવું અને તેમને કંટાળો આપવો એ સારૂં ન કેવાય. તમને એવું ડહાપણ કોણે બતાવ્યું ?" મહારાજે જાણ્યું કે પોગળ પ્રગટ થશે તેથી તેને નિવારવા ખાતર તેણે આવી રીતે ઉપાય યોજ્યો. તેને ખબર નહોતી કે ભોપાળું તો ક્યારનુંએ પ્રકાશમાં આવી ચુંક્યું છે.

"એ તો ઠીક પણ તે અત્યારે જે આંકડો આપે છે તેમાં અને તમે જે આંકડો આપ્યો છે તેમાં માલ અને તોલ સરખા છે પણ રૂપીઆમાં માત્ર પાંચનોજ ફરક છે. તો પાંચ વધુ હોવાનું શું કારણ ?" મણીસુખરાય અધીરો બની બોલી ઉઠયો.

કારણ બતાવવાને બદલે મહારાજનું શરીર કંપવા લાગ્યું, નેત્રો ફાટી રહ્યાં, તે ઉંડા વિચારમાં પડયો. શો જવાબ આપવો તે તેને કાંઈ સુઝયું નહિ. તે પેલા ઉઘરાણીએ આવનારને મનમાં ગાળો દેવા લાગ્યો.

"જવાબ કેમ આપતા નથી, મહારાજ ?" મણિસુખરાય સહજ તાણીને બોલ્યો.

મહારાજના હોશ કોશ તો ઉડી ગયા હતા. ગળું સુકાઇ ગયું હતું કાકડા બંધ થઇ ગયા હતા. હૃદયમાંથી શબ્દો બહાર નીકળી શકતા નહોતા. તેતો ભય પામી વિચાર વમળમાં ડુબતો પાષાણનાં પુતળાં માફક જડ થઇને ઉભો રહ્યો, તેના અંગ ધ્રુજતા હતા તે ઉદયકાન્તના જોવામાં આવ્યા.

"મને લાગે છે કે આ મહારાજે હું આવ્યો તે દિવસે પેલા મજુર તથા ગાડીવાળામાંથી પણ વાટો પાડયો હશે. કારણ કે તેમના ભાવ જોઈ હું તો ચકિતજ થઇ ગયો હતો," ઉદયકાન્ત બોલ્યો. મહારાજ આથી વધુ ગભરામણમાં આવી ગયો.

"તમે તે બાબતના કેટલા પૈસા આપ્યા હતા ?" મણિસુખરાયે પુછ્યું.

"મજુરને પુરદા ઉપરથી બહાર દરવાજા સુધી સામાન લાવવા-માટે એક રૂપીઓ અને ત્યાંથી અહીં આવવા માટે ગાડીવાળાને બે રૂપીઆ.

"આ શું તમે સત્ય કહો છો ?" મણિસુખરાયે અચંબો પામી પ્રશ્ન કર્યો.

"અસત્ય કહેવાનું કાંઇ પ્રયોજન નથી."

મહારાજને તો હવે હીસ્ટેરીઆ જેવી ઘુરી ( ફિટ ) આવવા લાગી. તેની આંખે અંધારાં અને ચક્કર આવતાં તે ભોંય ઉપર બેસી ગયો. જો દિવાલને અઢેલીને તે ન બેઠો હોત તો અવશ્ય પછાડ ખાત.

"નીચ !નમકહરામ બ્રાહ્મણ ! દુષ્ટ તેં આ કર્મ કર્યાં ? તેં આવી રીતે તારામાં રાખેલા વિશ્વાસનો ભંગ કર્યો ! આવી ઠગાઇ કરી ! તું હમેશાં આમજ કરતો હોઇશ, બીચારાં અજાણ્યાં માણસો તારામાટે ઘણીવાર કળકળતાં પરંતુ અમે તે ઉપર ધ્યાન ન આપતાં તારાં પાપનો ઘડો આજ ભરાઇ ગયો. તને કોર્ટને સ્વાધીન કર્યા વગર લાજ નહિ આવે." મણિસુખરાય ગર્જના કરી બોલ્યો.

એવામાં પેલો મજુર જે કામમાં રોકાયલો હોવાથી હજુસુધી તેના પૈસા લેવા મહારાજ પાસે આવ્યો નહોતો તે આવ્યો. કેવો આકસ્મિક બનાવ ! નહિતર અગ્નિમાં તેલની માફક વધારો કરવા તે અત્યારે શું કરવા આવે ? મહારાજનું પાપજ તેને અત્યારે ઉપાડી લાવ્યું, ઉદયકાન્તે તેને ઓળખ્યો અને તેના વિશે કહ્યું એટલે મણિસુખરાયે તે મજુરને બોલાવ્યો. અને કેટલા પૈસા ઠરાવ્યા હતા તે પુછી જોયું. તેણે માત્ર બે આના ઠરાવ્યાનું કહ્યું અને ઉદયકાન્તે તે વખતે મહારાજને એક બાધો રૂપીઓ આપ્યો હતો તેપણ કહ્યું.

"ત વખતે આવેલા ગાડીવાળાને તું ઓળખે છે ?" મણિસુખરાયે તેને પુછ્યું. "હા સાહેબ."

"જા ત્યારે તેને બોલાવી લાવ. તારા આવ્યા પછી તારા બે આના તથા આ આંટો ખાધા બદલ બે પૈસા વધારે આપશું."

મજુર આથી સંતોષ પામી એકદમ જઇ પેલા ગાડીવાળાને બોલાવી લાવ્યો. ગાડીવાળાને અગાઉ ધાર્યા (હકતો એક બાજુ રહ્યો) કરતાં પણ વધુ મળ્યું હતું તેથી ફરીને પણ એવું મળશે તેની લાલચે દોડીને આવ્યો, તેણે જાણ્યું કે ગાડી માટે બોલાવે છે. તેને શી ખબર પડે કે મહારાજ મહેરબાન સપડાયા છે. તે આવ્યો અને મણિસુખરાયને ઓળખતો હોવાથી તેને તથા ઉદયકાન્તને સલામ કરીને ઉભો રહ્યો.

"અલ્યા, આ મહેમાન આવ્યા તે દિવસે તેમનું મહારાજે તને શું ભાડું આપ્યું હતું ?"

"એક રૂપીઓ આપ્યો હતો. હું વધુમાં વધુ આઠ આનાની આશા રાખું પણ આ શેઠ સાહેબ મહેરબાને ખુશી થઇ મને એક રૂપીઓ આપ્યો તેથી હું બહુ રાજી થઇ ગયો હતો. તેથીજ અત્યારે દોડીને આવ્યો છું. કેમ ક્યારે ગાડી જોઇએ છીએ સાહેબ?"

"કેમ મહારાજ આ બધું શું છે?" ગાડીવાળાને જવાબ આપવો મુલત્વી રાખી મણિસુખરાય બૂમ પાડી મહારાજને ધમકાવવા લાગ્યો. ગાડીવાળો આનો અર્થ સમજી ગયો તેથી શાંત થઇ એક બાજુ મજુરની જોડે ઉભો રહ્યો. મજુર પણ સમજી ગયો.

આવી રીતે ઘોંઘાટ સાંભળી નજીકમાં આવેલા પોલીસ પોસ્ટનો હવાલદાર અહીં દોડી આવ્યો. તેને મણિસુખરાયે બધી વાત કરી. હવાલદારે એક સાથે આવેલા સીપાઇને તેમના પોસ્ટે જઇ ટેલીફોન વતી પોલીસ સ્ટેશનથી સબ ઇન્સપેકટરને જલદી બોલાવવા કહ્યું. સીપાઇ ગયો અને પાછો આવી તે પ્રમાણે કર્યાનું કહેતો હતો એવામાં બાઇસીકલ ઉપર ચડી સબ ઇન્સપેકટર આવ્યો. તેની સાથે બે ડેપ્યુટી સબ ઇન્સપેકટરો પણ આવ્યા. એક બે સીપાઇઓ પણ આવી પહોંચ્યા. સબ જીન્સપેકટર મિસ્તર ઓલીવેરા નામનો યુરેશીયન હતો. તે સ્વભાવે શાંત અને દયાવાળો હતો. તેણે

આવીને ફરીયાદ નોંધી લીધી. પેલા સિપાઇઓ આવ્યા તે તેનું દફતર લેતા આવ્યા હતા. ફરિયાદ બેવડાં ફોર્મમાં નોંધી લીધી અને પછી બેય ઉપર ઉદયકાન્તની સહી લીધી અને એક ફાડી એક સીપાઇના હાથમાં મૂકયું. સીપાઈ તેનો અર્થ સમજી ગયો. તે સિપાઇ સલામ કરી તે ફોર્મ સાથે ત્યાંથી ઉપડી ગયો. તે સીપાઇ તે ફોર્મ માજીસ્ટ્રેટને આપવા ગયો હતો. ત્યારપછી સબ ઇન્સપેકટર ઓલીવેરાએ કેસની તપાસ શરૂ કરી. તમામ સાહેદો ત્યાં હાજર હતા. તેમની હકીકતો નોંધી લેવામાં આવી. સાહેદોને આવતી કાલે સવારે કોર્ટ ટાઇમે ટાઉન માજી-સ્ટ્રેટની કોર્ટમાં હાજર થવાની સૂચના આપી તેમના મુચરકા લેવામાં આવ્યા. ઉદયકાન્તને પણ ફરિયાદ ચલાવવાનો મુચરકો આપવો પડયો.

સબ ઇન્સપેકટરે મહારાજને રીતસર પકડી જો જામીન આપે તો છુટો કરી આપવા કહ્યું.

મહારાજની આંખોમાંથી હવે આંસુની ધાર વહેવા લાગી "સાહેબ, મેં ધૂળ ખાધી. ફરીથી આવું નહિ કરૂં. આ એકવાર માફ કરો. હું ગરીબ બ્રાહ્મણ છું. માર્યો જઇશ–મારી વીશી અને કમાણીનો આધાર વીંખાઇ જશે. મારૂં બધું ધુળધાણી થઇ જશે." એમ કહી તે પોક મુકી રડવા લાગ્યો. કેટલાક લોકો એ સાંભળી તમાસો જોવા એકઠા થઇ ગયાં. સારૂં હતું કે પોલીસ હતા એટલે તેમને કાઢી મૂક્યાં. તે હોત નહિ તો ખસવાને બદલે ઉલટો વધુ જમાવ થાત. આવા તમાસા જોવાનો દુનિયાને બહુ શોખ હોય છે.

"ભાઇ હવે માફી માગવી વ્યર્થ છે. અમને પોલીસને છોડવાનો અધિકાર નથી. તે અધિકાર માજીસ્ટ્રેટ સાહેબના હાથમાં છે. જો ફરિયાદ ન નોંધી હોત તો હું કાંઇક કરી શકત પણ હવે મારામાં હાથ બાજી રહી નથી. મને તમારી ઘણીએ દયા આવે છે પણ હું નિરૂપાય છું. તમે હવે જામીન રજુ કરો તો છોડું નહિતર મારે તમને દિલગીરી સાથે પોલીસ સ્ટેશને લઈ જવા પડશે. ત્યાં તમારે કેદ રહેવું પડશે. જેવી તમારી મરજી. જામીનવગર છોડવાનો અમને કાયદો અધિકાર આપતો નથી તેથી અમે જાતે દયાહીન છીએ એમ તમારે માનવાનું નથી. ખરૂં પુછો તો તમે આવું કૃત્ય કર્યું માટે તમે આવી દશામાં આવો તેમાં શી નવાઇ ?

ઘણુાજ ધીમા સ્વરે આશ્વાસન આપતા ઓલીવેરા સાહેબ બોલ્યો. અહા ! કેવો ઉમદા પોલીસ અમલદાર ? ઉદયકાન્તે ઘણા પોલીસ અમલદાર જોયા હતા. તેમના ઘણા જુલ્મ તેણે સાંભળ્યા હતા. કેટલાક તો તેનાં ઘરાકો પાસેથી સાંભળ્યા હતા. આ અમલદારના આવાં વર્તનથી તે ચકિત થયો. તેના ઉપર તેને ઘણીજ માનની લાગણી થઈ આવી. તે મનમાં કહેવા લાગ્યો કે " પોલીસ અમલદારો આવાજ જોઇએ ! જો તેઓ આવા શાંત, મૃદુ સ્વભાવવાળા હોય તોજ તેમના હાથથી જુલમ ન થવા પામે. જુલમથી કામ સધાય છે અને શું આવી રીતે નરમાશ રાખવાથી નથી થતું ? ખરેખર પોલીસે કાંઈ જુલમ કરી કે ઉમરાણુ કરી મૂકી કાયદાનો અમલ કરવાનો નથી. સરકારનો હેતુ પણ એવો નથી. સરકાર પોલીસના જુલમ માટે ઘણા અમલદારોને સજા કરે છે. નાહક ત્રાસ વર્તાવવો એ ઘણુંજ તિરસ્કાર્ય ગણાય. પોલીસની આબરૂ તેમના જુલમને લીધેજ હલકી થઇ ગઈ છે. પોલીસનું ખરૂં કામ તો પ્રજાના જાન–માલનું રક્ષણ કરવાનું–સુલેહશાંતિ જાળવવાનું અને ગુન્હેગારોને શિક્ષા કરાવવાનું છે. રક્ષણના હેતુથીજ ગુન્હેગારોને શિક્ષા કરવામાં આવે છે. કાયદો કાંઇ ગુન્હેગારો ઉપર અણછાજતો જુલમ ગુજારવાની છુટ આપતો નથી. ઉલટો તે તો ગુન્હેગારો સાથે નરમાશથી વર્તવાનું કહે છે. જ્યાં સુધી સારી–ઉંચ કેલવણીના સંસ્કારવાળા અમલદારો આ ખાતામાં નહિ રાખવામાં આવે ત્યાં સુધી એ ખાતાનાં ખરાં કર્ત્તવ્યનો અમલ યથા રીત થઇ શકવો અસંભવિત છે. પોલીસ ઑફીસરોની કાયદાનાં જ્ઞાન સાથે તેમનાં ધાર્મિક અને નૈતિકજ્ઞાનની પણ પરીક્ષા લેવાની હોય તો તેમની લાયકાત વિશે સારી અટકળ કરી શકાય. "

" ભાઇ સાહેબ હું ભૂલ્યો. મને માફ કરો–બચાવો ! હું પામર માણસ દુઃખી થઇ જઇશ. જેલમાં જઇશ તો અભડાઇ મરીશ. ધર્મનું અભિમાન લાવીને તો મને છોડાવો. ક્ષમા કરવી એ આપણા ધર્મનું મુખ્ય શિક્ષણ છે. " મણિસુખરાય તથા ઉદયકાન્ત સામું દીનવદનપૂર્વક જોતો મહારાજ હાથ જોડી કાલાવાલા સાથે બોલ્યો.

" ભાઇ તારાં પાપનો ઘડો આજ ભરાઈ જતાં છલકાયો. તારા કર્મના ફળ તું ભોગવ એમાં અમે શું કરીએ ? અમે ફરિયાદ કરવા ગયા હતા કે ? તારૂં નશીબજ આ હવાલદારને અહીં ખેંચી લાવ્યું. કાયદા મુજબ તેં ગુન્હા કર્યા છે એટલે કાયદાનો અમલ કરતાં અમે

તેમને કેવી રીતે અટકાવી શકીએ ? ” મણિસુખરાય બોલ્યો. ઉદયકાન્તને તો મહારાજના આવા દેખાવથી બહુજ દયા આવી. તે ચુપજ રહ્યો. તે નિરૂપાય હતો. હવે વચમાં કેવી રીતે પડી શકાય !

ત્યાર પછી જામીન ન મળતાં મહારાજને પોલીસ સ્ટેશને લઇ ગયા જ્યાં તે તેને બીજા દિવસે માજીસ્ટ્રેટ સન્મુખ ઉભો કરવામાં આવ્યો ત્યાં સુધી એક જાડા સરીયાવાળી જાળીની કોટડીમાં કેદ રહ્યો. તેજ દહાડે ઓલીવેરાએ કેસ તૈયાર કરી માજીસ્ટ્રેટ તરફ મોકલી આપ્યો.

બીજે દિવસે ટાઉન માજીસ્ટ્રેટ, મિસ્તર જે. એસ. પ્રેસ્ટન, એમ. એ; બેરીસ્ટર ઍટ લૉ, સન્મુખ કેસ ચાલ્યો. એક બીજો પોલીસ અમલદાર પ્રોસીક્યૂસન ચલાવતો હતો. મહારાજ ઉપર ત્રણે ( બે. ઇ. પે. કો. કલમ ૪૨૦ મુજબ ઠગાઈના અને એક તેની કોશીશનો ) ગુન્હા સાબીત થતાં તેને એક માસ સખ્ત મજુરી સાથે કેદ અને દોઢસો રૂપીઆ દંડ અને દંડ ન આપે તો તે કસુર બદલ એક માસ બીજી તેવાજ પ્રકારની કેદની શિક્ષા થઈ.

જો રાજ્ય તરફથી આવી રીતે ગુન્હેગારોને પકડી ઇન્સાફ કરી શિક્ષા ન કરવામાં આવતી હોય તો પોતાના માથે રહેલી પ્રજાના જાન માલનું રક્ષણ કરવાની તથા દેશની સુલેહ શાંતિ જાળવવાની ફરજ કયાંથી અદા કરી શકાય ? તેમજ આવી શિક્ષાઓ ન થતી હોય તો ગુન્હા કરતાં લોક ડરે શાના ?

કેસ ચાલી રહ્યા બાદ મણિસુખરાય તથા ઉદયકાન્ત ઘેર આવી ચાહ પીતા બેઠા હતા. તેમના ચ્હેરા મહારાજને થયેલી શિક્ષાથી ખીન્ન થયેલા હતા. તેમને તેની ઘણી દયા આવી પરંતુ ન્યાય કાયદાની વચમાં તેઓ કેવી રીતે પડી શકે ? નૈતિક દ્રષ્ટિથી જોતાં પડવું એ પણ ઉચિત નહિ કારણ કે ગુન્હેગારને શિક્ષા ન થાય તો ઉલટું તેને ઉત્તેજન મળે. ગુન્હો કરવાની જેને ટેવ પડી હોય તેને શિખામણ આપી માફી બક્ષવાથી તે તેની ટેવ છોડતો નથી. તે છોડે એ માનવુંજ ભૂલ ભરેલું છે. તેથી તો તેને ઉલટું ઉત્તેજન મળે છે. તે એમ માને કે કરગરશું એટલે છુટી જશું તેથી શિક્ષા થયા વગર તેની સુદ્ધ ઠેકાણેજ ન આવે.

“ મહારાજ તો મુઓ પણ મારે નાહક એક દિવસ સારૂ રોકાણુ થઇ પડયું ! આજ સ્ટીમર લેઈટ ( મોડી ) આવી હોત તો કેવી મજા

પડત ? હવે બીજી સ્ટીમર કોણ જાણે ક્યારેય મળશે ? હાથીદાંત વિગેરે મુંબઇ જઇ પહોંચશે તેની શી વલે થશે ?" ઉદયકાન્ત વિચારગ્રસ્ત ચ્હેરો કરી બોલ્યો.

છેવટે તેમણે કેટલોક વિચાર કરી હાથીદાંત વિગેરે ઉતારી લેવા માટે મુંબઇ આવવાનો ચમ્પકરાય ઉપર તાર કર્યો. તેની સાથે જણાવ્યું કે પોતે હવે પછીની સ્ટીમરમાં આવશે ત્યાં સુધી તેણે ત્યાં રોકાવું અને સ્ટીમર આવે ત્યારે બંદર ઉપર સામા આવવું.

---

# પરિચ્છેદ ૩૨ મો.

## મુંબઇમાં વ્યાપાર—નશીબનું ખીલવું.

"When Eortune rains she does in leaps and bounds."

અર્થ—જ્યારે નશીબ દેવી વર્ષે છે ત્યારે તેણી પોટલે પોટલા વર્ષે છે."

સુભાગ્યે કરી ત્રિજે દિવસે સવારમાંજ એક બીજી સ્ટીમર મળી. આથી ઉદયકાન્ત ઘણોજ ખુશી થઇ ગયો. સામાન વિગરે પેક કરી તૈયારી કરવામાં આવી અને મણિસુખરાયે સ્ટીમરના એજન્ટોની ઑફિસેથી ટીકેટ પણ મંગાવી લીધી. વૉટકિન્સ પણ આ સ્ટીમરમાં તૈયાર થઇ આવ્યો હતો. તેનું ભાડું ઉદયકાન્તે આપવાનું ઠરાવ્યું હતું. સ્ટીમર બારામાં આવવાનું પોર્ટ ઑફિસે વાગતું બ્યૂગલ સંભળાયું એટલે ઉદયકાન્ત કુરદા ઉપર ગયો. આ સ્ટીમર વધુ વખત રોકાવાની નહોતી કારણ કે અહીં કાંઇ માલ ચડાવવા ઉતારવાનો નહોતો. ગઇ પરમ દિવસે ગયેલી સ્ટીમર નિયમિત વખતે ગયેલી હોવાથી બધો માલ તેમાં ચડાવવામાં આવ્યો હતો. આ સ્ટીમર તો અણધારી—આપણે તો ઉદયકાન્તનાં નશીબ યોગેજ માનશું—આવેલી હોવાથી માલ બાલ કાંઇ નહોતું. પેસેન્જરો પણ માત્ર થોડાંકજ હતાં. મણિસુખરાય છેક સ્ટીમર ઉપડતાં સુધી ઉદયકાન્ત સાથે રહ્યો હતો. ઉદયકાન્ત આવ્યો તે સ્ટીમર કરતાં આમાં ઘણીજ સારી સગવડ હતી. ગંદકી પણ ઘણીજ ઓછી હતી ત્રિજા વર્ગના ઉતારૂઓને પણ હાડમારી નહોતી. વળી ઑફિસરો પણ બધા માયાળુ અને નમ્ર સ્વભાવના હતા. વૉટકિન્સ તથા ઉદયકાન્તે બાજુમાંજ કેબીનો પસંદ કરી હતી. વૉટકિન્સની ટીકેટ વીથફુડ ( ખોરાક સહિત ) હતી. આ મુસાફરી દરમિયાન વૉટકિન્સના સહવાસથી ઉદયકાન્તને ઘણોજ આનંદ આવ્યો. વૉટકિન્સ જન્મથી ખેડુત હોવાથી ખુલ્લાં દિલનો—સત્યવાદી—પ્રમાણિક અને કપટ ભાવ વગરનો હતો. શહેરીઓમાં હોય છે તેટલાં ગ્રામ્ય જનોમાં અને બીજી સુધરેલી જાતોમાં હોય છે તેટલાં જંગલમાં રહેનારા ખેડુઓમાં

કાવાદાવા—હુશીઆરી—ચાલાકી—સ્વાર્થ—બુદ્ધિ વિગરે હોતાં નથી. વૉટકિન્સ વિલાયત તથા તેમની સમાજની વાતો કરતો. ઉદયકાન્ત પરદેશના રીતિ રિવાજોનું જ્ઞાન મેળવવાની જીજ્ઞાસાથી તે બધું ધ્યાનપૂર્વક સાંભળતો. તેણે નોવેલોમાં વાંચેલી હકીકત કેટલેક પ્રસંગે મળતી આવતી અને કેટલેક નહોતી પણ આવતી. તફાવત વિશે તે વારંવાર વિચાર કરતો. વૉટકિન્સ તેમની સ્ત્રી સમાજના ભેદની વાતો કરતો ત્યારે તો ઉદયકાન્તને રેનેલ્ડઝનાં નોવેલ યાદ આવતાં. ત્યાંના ઉદ્યોગ, હુન્નર, નૈતિક સ્વાતંત્ર્ય તથા હિમ્મતની વાતો તેણે વાંચી હતી અને આના મોઢેથી સાંભળી તે બહુજ ખિન્ન થતો. ખિન્ન થવાનું કારણ એ માંહેનું હિંદુસ્થાનમાં કાંઈ નથી એ. આવી રીતે કેટલાક દિવસો આનંદમય ગાળ્યા બાદ તેમને છેટેથી મુમ્બાદેવીનાં દર્શન થયાં. દરિયામાંથી નીકળી જમીન ઉપર જવાનો વખત આવતાં તેઓ ઇશ્વરનો ઉપકાર માની ઘણાજ ખુશી થયાં.

ચમ્પકરાય સામો આવ્યો હતો. તેને સામાન વિગરે લેવરાવી લેવાની સૂચના કરી ઉદયકાન્ત તથા વૉટકિન્સ સ્ટીમરમાંથી બહાર નીકળી ઉભા રહ્યા. થોડીવારે ચમ્પકરાય આવ્યો અને બે વિકટોરિયા ભાડે કરી તેઓ ઉપડયા. એકમાં ઉદયકાન્ત તથા વૉટકિન્સ બેઠા અને બીજીમાં સામાન સાથે ચમ્પકરાય બેઠો. ઉદયકાન્ત સરદાર ગૃહમાં ઉતર્યો અને વૉટકિન્સ તેની નજીક આવેલી ઇન્ટરનેશનલ હોટેલમાં ઉતર્યો. આ હોટેલ અંગ્રેજની હતી પરંતુ તેમાં સર્વ દેશનાને માટે સગવડ મળતી.

હાથીદાંત તથા ચાહ ઉતારી લીધાની ચમ્પકરાયે ખબર આપી. ઉદયકાન્ત જમ્યા પછી થોડો આરામ લઇ ઉઠયો તે વખતે વૉટકિન્સ આવ્યો. ત્રણે જણા વિકટોરિયા મંગાવી બહાર ગયાં. તેઓ હાથી દાંતના એક જબરા વ્યાપારીની પેઢીએ ગયા અને ત્યાં દાંતનું વેચાણ કર્યું. આ વખતે ઉદયકાન્તનાં સારાં નશીબે દાંતની તંગીને લીધે ભાવ વધી ગયા હતા. તેમાં ઉદયકાન્તને તમામ ખર્ચ કાઢતાં દર રતલે ચોખ્ખો દોઢ રૂપીઓ મળ્યો. જબરો લાભ ? તેનું સાહસ પણ કેવું ! જો ભાવ મંદ હોત અને થયેલ ખર્ચથી પણ ઓછા હોત તો ગાંઠ પણ ગુમાવતને ! ફક્ત હાથી દાંતમાંજ તેને દોઢ લાખ રૂપીઆનો નફો થયો. ત્યાંથી તેઓ ચાહના વ્યાપારીને ત્યાં ગયા. આ વખતે લોકોમાં સીલોનની અસલ ચાહ પીવાનો શોખ વધી પડવાથી તેનો

જબરો ઉઠાવ થતો હતો. બહાર ગામનાં ઓર્ડરો પણ ઘણા આવતા. ચાહનાં વેચાણમાં તેને દર રતલે છ આનાનો નફો મળ્યો. આ સાહસમાં તેને એક લાખ સત્યાસી હજારનો લાભ થયો. બધો માલ તોળી આપી અવેજ લઇ લીધો અને તે બધી રકમ પીપલ્સ બેન્કમાંજ જમા કરાવી. આવડો મોટો નફો મળતાં તેનું મન વધુ વ્યાપાર કરવા તરફ લલચાયું. તેણે ફરી માલ મંગાવવાનો વિચાર કર્યો. પેલા હાથી દાંતના વ્યાપારી સાથે તેણે બીજા બે લાખ રતલનો સોદો કર્યો. એ બાબતનો કોન્ટ્રેકટ કરી તેમાં સહી સિકકા થયા બાદ તેણે કોલમ્બોમાં જેને ત્યાંથી દાંત ખરીદ કર્યો હતો તે પેઢીને પહેલી તકે બે લાખ રતલ દાંત મોકલી આપવા તાર કર્યો. તે દરમિયાન પોતે મુંબઇ રહી ત્યાનું પુરૂં નિરિક્ષણ કરી ત્યાંનાં વાતાવરણનો અનુભવ લેવા લાગ્યો. વૉટકિન્સ અત્યારે તેના સેક્રેટરી તરીકે કામ કરતો હોવાથી તેમને જોઇ ત્યાંના બધા ઉદયકાન્તને અમેરીકાના કરોડાધિપતિ તરીકે લેખવા લાગ્યા. તેણે ચમ્પકરાયને પાછો મોકલ્યો અને ત્યાં જઇ એક ઘણુંજ સુંદર મકાન ભાડે રાખી લેવા તથા તેમાં ફર્નિચર વિગેરે ગોઠવવા ભલામણ કરી. વૉટકિન્સને કળ ન પડે એમ તે મકાનને ભાડે રાખેલા તરીકે નહિ પરંતુ પોતાનાંજ તરીકે ઓળખાવવાનો બંદોબસ્ત કરવા સૂચના આપી અને મુંબઇમાંથી લગભગ ત્રણચાર હજાર રૂપીઆનું ઉમદા ફર્નિચર ખરીદ કરી ત્યાં મોકલી આપ્યું. ઘરમાં કામ કરવાવાળા નોકર ચાકર પણ સારી સંખ્યામાં રાખી લેવા અને તેમને હુશીઆર કરી દેવાની ભલામણ કરી. ચમ્પકરાયને તેણે ત્યાં કેટલું અને શા ભાવે રૂ મળી શકશે તેની તજવીજ કરી એકદમ તારથી ખબર આપવા કહ્યું. તારને બદલે તેને વિગતવાર પત્ર મળ્યો અને તેની સાથે ટપાલમાં રૂનો નમુનો પણ આવ્યો. રૂનો ભાવ મુંબઇ ગ્રાંટરોડ સ્ટેશને પહોંચતું કરી દેવાનો રૂપીઆ બાર હતો. અને રૂ ત્રણથી ચાર લાખ મણ સુધી મળી શકશે એવી ખબર મોકલી. ગઇ સાલમાં મોળા ભાવ હોવાથી ત્યાંના વ્યાપારીઓએ રૂ સંઘરી રાખ્યું હતું. આ બાર રૂપીઆના ભાવથી તેમને પણ સારો નફો મળે તેમ હતો. ઉદયકાન્ત તે નમુનો લઇ રૂ બજારમાં ગયો અને ગ્રાંટરોડ સ્ટેશને નાખી આપવાની શરતે પંદર રૂપીઆના ભાવથી વેચ્યું. તેનો પણ કોન્ટ્રેકટ લખાવી લીધો અને પહેલી તકે મળે તેટલું લઇ મોકલી આપવા ચમ્પકરાયને તાર કર્યો.

લગભગ એક અઠવાડીયું થતાં બે લાખ મણ રૂની પાકા પ્રેસમાં બાંધેલી ગાંસડીઓ આવી પહોંચી. આ વખતે અમેરિકા અને યૂરોપના તાર મંદીના હોવાથી ખરીદનાર ગળચવાં કરવા લાગ્યો. ઉદયકાન્તે તેને ધમકી આપી કે જો તે નહિ લે તો તે રૂ જાહેર હરાજીથી વેચી જે નુકસાન થશે તે તેના ઉપર દાવો કરી વસુલ લેવામાં આવશે. આબરૂદાર વેપારીથી હવે ફરી બેસાય તેમ નહોતું. તે ફરી બેસે તો આખી મુંબઇમાં સાખ જાય તેમ હતું. ઉદયકાન્ત પણ મુઝાયો. જો તે નહિ ઉપાડે તો અત્યારે તો ઘરની મુડીને ધકકો લાગશે. દાવો કરી રૂપીઆ મળે ત્યારે ખરા. પેલા ખરીદનારે એક દિવસ તો દાદ આપી નહિ. એવામાં વિલાયતનો સખ્ત તેજીનો તાર આવતાં તે એકદમ માલ જોખી લેવા માટે ગયો. ઉદયકાન્ત પણ મહા વિચક્ષણ હતો. તેણે જાણ્યું કે મંદી થતાં આનાકાની કરતો હતો અને હવે તેજી થવાથીજ લેવા આવ્યો છે.

"તમને આપેલી ચોવીસ કલાકની મુદત કાલે પુરી થઇ રહી છતાં તમે આવ્યા નહિ તેથી મેં તો તે માલ તમારાં જોખમે જાહેર લીલામથી વેંચી નાખ્યો. મને દર ગાંસડીએ ચાળીસ રૂપીઆ નુકસાન ગયું છે અને તે નુકસાન ચોવીસ કલાકની અંદર ભરી આપવાની તમને નોટીસ આપવા માટે હું મારા કાયદાના હિમાયતી–સોલિસિટરો મેસર્સ સ્માઇલ્સ, રિચર્ડસન એન્ડ વોટરલૂને સૂચના આપી ચુકયો છું, હવે રૂ નથી."

"અમે કયાં એ માલ લેવાની ના પાડી છે?"

"પરંતુ તમે લેવા ન આવ્યા કે કાંઇ ખબર પણ ન મોકલી."

છેવટે માલ જોખી લેવાનું ઠર્યું. માલ આપી નાણાં પણ વસુલ થઇ ગયાં. રૂનો અવેજ તેણે તારથી ત્યાંની બેન્ક ઉપર ડ્રાફ્ટ મોકલી આપ્યો. આ વ્યાપારમાં તેને છ લાખ રૂપીઆ મળ્યા. ત્યાર પછી સીલોનથી મંગાવેલો હાથી દાંત પણ આવ્યો. બીજા બે ચાર સોદા પણ તેણે કર્યા. આ સાહસમાં તે કુલ રૂપીઆ પચીસ લાખ કમાયો. કહો કયાં તેણે કોઇ દહાડો વેપાર કર્યો હતો. છતાં લાભને લાભ! અને તે પણ આવડી મોટી રકમનો! આ તે શું? ભાગ્ય દેવીની કૃપા! આ જોતાં બીજું શું અનુમાન કરી શકાય? ભાગ્ય દેવી એવી વિચિત્રતાવાળી છે કે ઘડીમાં રાયને રંક અને રંકને રાય કરી વાળે છે.

તેની ગતિ અસ્ખલિત છે. તે કોઇના કળવામાં આવી શકતી નથી. હજુ તે ઉદયકાન્તને શું શું નહિ આપે!

આ સાહસથી તેને મુંબઇમાં બે અઢી માસ રોકાણ થયું. વૉટકિન્સની રજાનો પણ અંત આવતો હતો. 'અતિશય લોભ તે પાપનું મુળ' એવો વિચાર કરી તેણે વધુ વેપાર ન કરવાનો અને પ્રાચીપુર ઉપડી જવાનો નિર્ણય કર્યો. ભાગ્યદેવીએ તેને સ્વપ્નમાં આવી કહ્યું કે—"આટલેથી સંતોષ રાખ્યો તે ઠીક કર્યું. વળી હું નવાજીશ. 'હિમ્મતે મરદા તો મદદે ખુદા' નો તારો સિદ્ધાન્ત કાયમ રાખી માગ ઉપર પૂર્ણ શ્રદ્ધા સાથે કામ કરજે. તેથી તું સર્વત્ર–સર્વદા--સર્વથા ફતેહ પામીશ."

લગભગ છવીસ લાખ રૂપીઆનો સ્વામી થતાં પોતાના માટે સારૂં મકાન બંધાવવાનો તેને ઇરાદો–ઇચ્છા થાય એ તો સ્વાભાવિક છે. મુંબઇની એક અતિ કુશળ અને પ્રતિષ્ઠિત એન્જીનીયરોની કમ્પની પાસે છેક વિલાયતી નહિ અને છેક દેશી પણ નહિ એવી મહાન મહેલાતનું પ્લાન બનાવરાવ્યું. તે લઇ પોતે વૉટકિન્સ સાથે પ્રાચીપુર ઉપડી ગયો.

---

# પરિચ્છેદ ૩૩ મો.

## નગર શેઠાણીએ મળવા આવવું.

" વ્યાલેશ્રીનું મિલન મધુરૂં કોણને લાગતું ના ?

ચમ્પકરાયે સમુદ્ર તરફના ભાગમાં ગામથી થોડે દૂર મોટા સુંદર બગિચાની વચમાં આવેલા નગરશેઠાણીના બંગલાને તૈયાર કરી રાખ્યો હતો. બધુ ફર્નિચર તેમાં તૈયાર હતું તેથી નવું ફર્નિચર નવરૂંજ રહ્યું. તેના દાગીના આ બંગલાના નીચેના ભાગમાં ખડકાવી રાખ્યા હતા. વૉટકિન્સ આવે ત્યારે જોઈને ધારે કે શેઠની જાહોજલાલી ઘણી છે. છ સાત માણસો પણ રાખી લીધાં હતાં અને તે બધાંને આજ સુધીમાં સુધરેલાં ગૃહમાં કેમ કામ કરવું તે સીખવી દેવામાં આવ્યું હતું. આ બંગલો પાશ્ચાત્ય પદ્ધતિ અનુસાર બાંધવામાં આવેલો હતો. તે "વસંત પૅલૅસ" તરીકે ઓળખાતો. આ નામ તો જો કે શેઠાણીનાં નામ ઉપરથી પાડવામાં આવ્યું હતું તો પણ જેવી વસંતની બહાર અને સુંદરતા તેવી આ મહાલયની હતી. મહારાજા સાહેબ કે દિવાનસાહેબ પ્રાચીપુરની મુલાકાતે પધારતા ત્યારે અહીં ઉતારો કરતા. આ બંગલો હમેશાં તમામ સગવડોથી ભરપુરજ રાખવામાં આવતો. આધુનિક ફેસનના બગિચાથી વાંચકો પૈકી કોઈ અજાણ્યા નહિ હોય તેથી અહીં સ્થાન રોકવું ઉચિત ધાર્યું નથી. ટૂંકામાં એટલુંજ કે આ બગિચો જેવો વિશાળ હતો તેવોજ સુંદર, સુગંધીમય અને ચિત્તાકર્ષક હતો. તેમાં ફળઝાડ સારો પાક આપતાં. મકાન અને તેનો દેખાવ સ્વર્ગનું ભાન કરાવતો હતો. બીજું કોઈ મકાન ધ્યાનમાં ન આવતાં ચમ્પકરાયે શેઠાણી પાસે માગતાં તેઓએ તુરતજ હા પાડી હતી.

આગળથી તાર આપ્યા મુજબ ચમ્પકરાય શેઠાણીની ફેટન ગાડી લઈ રેલ્વે સ્ટેસન સુધી સામો ગયો હતો. ગાડી સુંદર અને કિંમતી હતી. સોળના માપના મોટા આરબ ઘોડા હતા. એ ઘોડા એકજ સરખા હોવાથી કયો આ અને કયો તે તેની ભૂલ ખાઈ જવાય તેમ

હતું. કોચમેન અને ખાસદારના ડ્રેસ ઘણાજ કિંમતી અને ભપકાદાર હતા. ઘોડાનો સામાન પણ ચાંદીનો હતો. પ્રાચીપુરમાં ક્યાં ગાડી લઇ જવાની હતી તેની સમજુતી ચમ્પકરાયે આગળથી કોચમેનને આપી દીધી હતી. આ ગાડી પણ તેજ મહાલય ખાતાની હતી એટલે ત્યાંજ રહેતી જ્યારે જોઇએ ત્યારે વાપરવાની છુટ શેઠાણીએ આપી દીધી હતી. મકાન આપે ત્યારે એ આપે એમાં શી નવાઇ. !

ગાડી ઘમઘમાટ કરતી મહાલય આગળ આવી પહોંચી. બગિચાનાં સિંહદ્વારના બે થાંભલાએ સોનેરી સુંદર અક્ષરવાળાં બે પાટીઆં ચોડેલાં હતાં. એકમાં "વસંત પૅલેસ" અને બીજામાં "ઉદયકાન્ત જે. મ્હેતા" એમ લખેલું હતું. બેય અંગ્રેજી અક્ષરોમાં હોવાથી વૉટકિન્સ તે વાંચી શકયો.

વૉટકિન્સને માટે અગાઉથી ગોઠવણ કર્યા મુજબ જુદું રસોડું રાખવામાં આવ્યું હતું. તેના માટે એક ગોવાનીઝ બબરચીને વિપુલ-નગરથી બોલાવી લેવામાં આવ્યો હતો. વિપુલનગરમાં કેટલાક અંગ્રેજો—સરકારી અમલદારો અને વ્યાપારીઓ—રહેતા તેથી આવો એકાદ બબરચી નવરો જડી આવતો. સાહેબ લોકોને જોઇતી ઉમદા રસોઇ બનાવવાની તેને વરદી આપવામાં આવી હતી અને તેના કહ્યા મુજબ સઘળો માલ વિપુલનગરથી મંગાવી તૈયાર રાખવામાં આવ્યો હતો. તેને એક મુસલમાન કીચન બોય (રસોડામાં બબરચી સાથે કામ કર-વાવાળો છોકરો) આપવામાં આવ્યો હતો.

તેઓ બપોરની ગાડીમાં વિપુલનગર ઉતર્યા હતા. બાદ અહીં આવી મુસાફરીનો થાક ઉતારવા નાહી ધોઇ તૈયાર થતાં અને કપડાં બદલતાં લગભગ સાંજનો વખત થવા આવી ગયો હતો. તેઓ આજ ક્યાંય બહાર ન ગયા.

રાત્રે વૉટકિન્સનાં ટેબલ ઉપર ઉમદા અને ખુશબોદાર ખાણાંની રકાબીઓ મૂકવામાં આવી હતી. આવું ખાણું તેણે તેની જીંદગીમાં પણ દીઠું નહોતું તેથી ખુશી થવા સાથે તે અકરાંતીઆની માફક જમ્યો. ખાણું લીધા બાદ ઉદયકાન્ત સાથે ઘડીક વાતચિત કરી તે શયન કરવા ચાલ્યો ગયો. શયન ખંડ વિશાળ અને ઉત્તમ ફર્નિચરથી શણ-ગારેલો હતો. મોટા પીતળના પલંગ ઉપર મખમલનું ગાદલું વિગેરે

હતાં. આવો એશઆરામ તેણે કદિ પણ ન અનુભવવાથી તે તો હેરતજ પામી ગયો અને ઉદયકાન્તની જાહોજલાલી વિશે વિચાર કરતો બગિચામાં ખીલેલાં સુંદર ખુશબોદાર પુષ્પો અને ફળો તથા વૃક્ષોની સુગંધથી મિશ્રત થઇ આવતી શીતળ સુખકર પવનની લહેરીઓનો ઉપભોગ કરતો પલંગમાં પડયો કે તુરતજ નિદ્રાવશ થઇ ગયો. પલંગમાં સુતાં તેને ઇડનના બગિચા અને સ્વર્ગનો ખ્યાલ આવ્યો હતો.

ચમ્પકરાય ઉદયકાન્તનાં આમંત્રણથી અહીંજ રહ્યો હતો. બધી ટપાલ જે આજ સુધી પડી રહી હતી તે અહીં લાવવામાં આવી હતી. ડીસિલ્વાનો રીપોર્ટ પણ સાથે હતો. તે બધુય ઉદયકાન્તે વાચ્યું. બાદ ચમ્પકરાયે તેને તેની ગેરહાજરી દરમિયાન થયેલાં કામની હકીકતથી વાકેફ કર્યો અને કેટલીક ગામની નવી જુની હકીકતથી પણ વિદિત કર્યો. ઉદયકાન્તની મુસાફરી દરમિયાન નગરશેઠને મહારાજા સાહેબે વગ ચલાવી સરકાર પાસેથી "સર" નો એટલે બૅરોનેટનો ઇલ્કાબ અપાવ્યો હતો. વસન્તલલિતા હવે "લેડી વસન્તલલિતા" કહેવાતી હતી. મહારાજા સાહેબનો રાજદ્વારી સંબંધ સરકાર સાથે ઘણો સારો અને વફાદારી ભર્યો હોવાથી સરકારમાં તેમને ઘણું માન મળતું. પ્રસંગોપાત તે વિલાયત જઇ શહેનશાહ બહાદુરની પણ મૂલાકાત લેતા. મોડી રાત્રિ સુધી વાતો કરી ઉદયકાન્તે શયન કરવાની ઇચ્છા દર્શાવતાં ચમ્પકરાય ઉઠયો. તે એવો વાતેડીઓ હતો કે તેની વાતો દિવસોના દિવસો ચાલે તેમ હતી. નાગરોમાં કોઇકજ વાચાળ નથી હોતો એમ બને છે. જીભની ખુબીતો તે લોકોનેજ વરી છે. વાચાળ ન હોય તે નાગર નહિ.

ઉદયકાન્ત પણ આ મકાન—તેની ગોઠવણ, શોભા—બગીચા વિગેરેથી છક થઇ ગયો હતો. તેણે પણ તેની જીંદગીમાં આવો સ્વર્ગીય સ્વાદ કે દહાડે લીધો હતો? કયાં ગામમાં કામ કરી ઉદર નિર્વાહ ચલાવતી વિધવાનો પુત્ર અને કયાં છવ્વીસ લાખ રૂપીઆનો સ્વામી! પોતે હલકી નોકરી કરતો અને અત્યારે પોતાને ત્યાં યૂરોપીઅન નોકર! વાહ દશા! એશઆરામ સર્વદા કામોત્તેજક હોય છે, સાધુ પુરૂષો એ કારણથીજ તેનો ત્યાગ કરી અરણ્યમાં રહે છે. "સુખે સાંભરે અંગના દુઃખે સાંભરે રામ" એ કહેવત મુજબ અત્યારે સ્વર્ગીય સુખો માણતાં ઉદયકાન્તને તરલાનું સ્મરણ થઇ આવ્યું. અત્યારે આ સુખોમાં ભાગ લેવા માટે

તરલા સાથે હોય તો કેવો આનંદ! કેવું સુખ! તેના વગર આ બધું તુચ્છ! “ શું ઇશ્વર મને તે નહિ આપે ? આવો વૈભવ માણી તે કેવી સુખી થશે ? અત્યારે તરલાની કલ્પિત મૂર્તિ તેની નજર આગળ ખડી થઇ ગઇ. તેને લાગ્યું કે તેઓ હવે પતિ પત્ની થઇ ચુકયાં છે અને અત્યારે અહીં બેઠાં બેઠાં વિનોદ કરી રહ્યા છે, તરલાએ કોઇ સ્વાલ પુછે છે અને પોતે તેનો ખુલાસો કરે છે. વળી તરલા તથા શીરિષ સાથે બેસી પોતે ફીડલ બજાવે છે અને તે બેય જણીઓ વારાફરતી ગાય છે અને તેમના સ્વર માર્દવથી હવાને ભરી રહી છે એવો ભાસ પણ થયો. આટલી લક્ષ્મી મળતાં આવા તુરંગો કોને ન આવે ભલા ?' તેને અત્યારે મા તો યાદ ન આવી. પણ આ કુમારિકાઓ આવી. તેમાં તેનો દોષ નથી. દોષ સંજોગોનો છે. જેવા સંજોગ તેવું સ્મરણ. જેનું સ્મરણ તેનો વિચાર આવી રીતે કેટલીકવાર સુધી તેને કાલ્પનિક પરમાનંદનો અનુભવ કરાવી નિદ્રાદેવીએ તેના ઉપર તેની જાદુઇ આંખ પહોળી કરી દીધી.

સવારમાં ઉઠી, ન્હાઇ, ધોઇ, પૂજા પાઠ કરી ચાહ નાસ્તો લીધો. બાદ ગાડી તૈયાર કરાવી તેઓ જમીન જોવા ગયા. બેય જણાએ બધેય ફરીને જમીન જોઇ. ચમ્પકરાય પણ સાથે હતો. ડી'સિલ્વાએ પડાવેલા ખાડાઓમાં ઉતરી પડી વૉટકિન્સે જમીનની પરીક્ષા કરી. તે પણ ડી'સિલ્વાએ લખી આપેલા અભિપ્રાય સાથે મળ્યો. કયાં કયાં કયું અને કેટલું વાવેતર કરવું તેનો નિર્ણય કરી તેઓ ત્યાંથી પાછા ફર્યાં. વૉટકિન્સે ભોજન ખંડમાં જઇ અને ઉદયકાન્તે નીચે રસોડામાં જઇ ભોજન કર્યું. વૉટકિન્સ એક આરામ ખુરશીમાં પડી નોવેલ વાંચતો હતો. લેડી વસન્તલલિતા—હવે આપણે આજ નામનો ઉપયોગ કરવો પડશે—ને વાચનશાળાનો જબરો શોખ હોવાથી આ મહાલયમાં વાચનશાળા બનાવી અસંખ્ય ઉમદાં પુસ્તકો રાખ્યાં હતાં. આમાં ઉતરનારા તેનો પણ લાભ લેતા. વૉટકિન્સને ત્યાંજ પુસ્તક મળ્યું હતું. ઉદયકાન્ત પાન સોપારી ખાઇ ઓફિસમાં જવાની તૈયારી કરતો હતો એવામાં શહેર તરફથી કોઇ ગાડી આવતી દેખાઇ. તે નજીક આવતાં નગરશેઠાણીની તરીકે ઓળખાઇ. તેણે જાણ્યું કે લેડી સાહેબા તેને મળવા આવ્યાં છે તેથી તેમને આવકાર આપવા માટે તે નીચે ગયો. ગાડી આવીને ઉભી રહી અને લેડી વસન્ત-

લલિતા તેમાંથી ઉતર્યાં. ઉદયકાન્ત દોડીને ત્યાં ગયો અને તેને બે હાથ જોડી પગે લાગી વિનય કર્યો શેઠાણીને તે ઉપર તેડી ગયો. આ શેઠાણીએજ તેનામાં સ્ત્રીપ્રત્યે ભાવ ઉત્પન્ન કરાવ્યો હતો. તે અત્યારે પુરતા ઠાઠમાઠથી આવી હતી. તેને જોતાંજ ઉદયકાન્તનુ ચિત્ત બીજા વિચારે ચડી ગયું. તે તેને આજ અગાઉના કરતાં ઘણીજ સુંદર અને લાવણ્યવતી દેખાઇ "પત્ની મળે પણ આના જેવી મળે ત્યારે સુખી જીંદગી જાય." તેણે મનમાં ધાર્યું. આથી શેઠાણી પ્રત્યે તેને દુર્વિચાર આવ્યો એમ અટકળ કરવાની નથી. તેને તો તે માતા સમાન લેખતો. માત્ર તેને જોતો ત્યારે સ્ત્રી વ્યક્તિ શું કહેવાય અને તેનામાં ઇશ્વરે કેટલી શકિત મૂકેલી છે તેનો વિચાર કરતો એટલુંજ. દુષ્ટ વિચારોથી તો તે અળગજ હતો. જેને સ્ત્રી બનાવવા ચાહતો હતો તેના સંબંધમાં પણ એવો વિચાર હજુ સુધી તેને આવ્યો નહોતો તો પછી બીજી પરત્વે તો આવેજ ક્યાંથી ! બેયજણાં ઉપર હોલમાં ગયા અને નજીકમાં ખુરશીઓ ઉપર બેઠાં. વસન્તલલિતાનાં હસવાનો તીણો મધુર ટોકરી જેવો સ્વર વૅાટકિન્સના કાન ઉપર પડયો, તે સ્ત્રીનો હોવાનું તેને જણાયું. તે ચમકયો તો ખરો પણ ત્યાં જવાની હિમ્મત લાવી શકયો નહિ. તેને ખબર નહોતી કે ઉદયકાન્ત પરણેલો છે કે કુંવારો. તેને તો લાગ્યું કે તે તેની સ્ત્રી સાથે વિનોદ કરતો હશે. તેણે માન્યું કે હિંદુ સ્ત્રીઓ હંમેશા પુરૂષોના સહવાસમાં આવતી નથી અને વળી આવા વિદેશીના સહવાસમાં તો આવેજ શાની ? આ કારણથી મીસીસ મ્હેતાને જોવાનો લાગ મળ્યો નથી.

"તમારો કેટલો ઉપકાર, લેડી વસન્તલલિતા ! તે ઉપકાર દર્શાવવાને માટે મારે શું કરવું તે મને કાંઇ સુઝતું નથી. ઘટતા શબ્દો પણ મને જડતા નથી. ખરેખર તમારા જેવો નિસ્વાર્થ સ્નેહ મારા પ્રત્યે આ વિશ્વમાં બીજું કોઇ રાખનાર નથી. આપણી ગત અવતારની લેણદેણ હોવી જોઇએ નહિતર આવું ન સંભવે મારા માટે જે જોઇએ તે વિના મૂલ્યે હાજર ? એનું સાટું ઇશ્વર મારી પાસે ક્યારે વળાવશે ? ઉદયકાન્ત ઉપકાર બુદ્ધિના ભાર તળે દબાઇ ઉષ્ણતા સાથે બોલ્યો અને વસન્તલલિતા સામું તાકી રહ્યો તેણીનામાં તે સ્નેહની અલૌકિક છબી નિહાળવા લાગ્યો. શેઠાણી પણ તેનાં સામું ઉંડા ભાવથી તાકી રહી. તે અત્યારે કાંઇક ઉંડા વિચારમાં હોય એમ જણાતી હતી.

"હું કાંઇ સાટું વાળવા માટે કરતી નથી. તેમ તમારા તરફથી મળવું નશીબે નિર્મ્યું હશે તો મળશે માણસ માણસને જોઇતી સ્હાય આપે તેમાં શી નવાઈ' મારે છે ત્યારે તમને આપું છુને. નહિોત તો શું આપત? માટે બદલો આપવાના વિચારને ભુસાડી નાખજો. આપણા વચ્ચે પૂર્વનો કોઇ વિચિત્ર અલૌકિક સંબંધ હોવો જોઇએ, બીજા માટે હું આટલી બધી દરકાર રાખતી નથી." પુષ્પ ખરી પડે તેમ વસન્તલલિતાના મુખમાથી શબ્દો સર્યા.

ઉદયકાન્ત ખુરશી ઉપરથી ઉઠી તેણીના પગ પાસે ધુંટણીએ પડયો અને તેણીનાં ચંદ્રમુખમાંથી ઝરતા સ્નેહામૃતથી સ્નાન કરતો બોલી ઉઠયો. "દેવી ! તમે તો મારાં હ્રદયમાં અનેરો ભાવ ઉપજાવ્યો છે તમારી પિછાણ થયા પછી મારી સ્થિતિ–માનસિક શારીરિક અને સાંસારિક તથા સામાજીક–માં ઘણો ફેરફાર થઇ ગયો છે. તમને મળ્યા પછી મારૂં જીવન ફરીથીજ શરૂ થયું છે, તમારી મીઠી દ્રષ્ટિથીજ હું અત્યારે લગભગ તમારા સરખીજ સ્થિતિમાં આવ્યો છું."

"ઉદયકાન્ત, ઉદયકાન્ત ! ઉઠો અને ખુરશી ઉપર બેસો. આટલી બધી સ્તુતિને માટે હું લાયક નથી. તમે મારા ઉપર મોટો બોજો મૂકોછો હું તે નહિ ઉપાડી શકું."

ઉદયકાન્ત ઉઠીને ઉભો થયો તે પહેલાં તેનામાં શેઠાણી પ્રત્યે ખરેખરા હૃદયપૂર્વક પ્રેમનો ઉભરો આવી જતાં તેણે તેણીનો શીતળ કુમળો હાથ લઇ તેની આંખો ઉપર દાબ્યો અને તેના ઉપર મોટા બચકારા ભર્યું ગાઢ ચુમ્બન કર્યું. "તમારા પ્રત્યે, દેવી," મને એટલો બધો પ્રેમ આવે છે કે તમારા માટે હું શું શું ન કરૂં !

નગરશેઠાણીએ તેનો હાથ ઝાલી ઉભો કર્યો અને ખુરસીએ બેસવા ફરી એકવાર કહ્યું. 'તમે ખુરશી ઉપર બેસો. તમારે મારા માટે જે કરવાનું હશે તે હું જરૂર પડતાં કહીશ."

શેઠાણીના આ શબ્દોમાં કાંઇ ઉંડો હેતુ રહેલો હોય એમ તેણીનાં બોલવા ઉપરથી જણાતુ હતું. તે જે અત્યાર સુધી સ્થિતિનું ભાન ભુલી ગયો હતો તે તેને આવ્યું. તે ઉઠીને ખુરસી ઉપર બેઠો અને પછી તેની મુસાફરીની હકીકત અથથી ઇતિ સુધી કહી સંભળાવી.

શેઠાણી આથી બહુજ સંતોષ પામી અને હજુ પણ આગળ વધવાની ખરા દિલપૂર્વક આશીષ આપી.

"ત્યારે હું મારી સાથે આવેલા મિસ્તર વૉટકિન્સની તમારી સાથે ઓળખાણ કરાવું."

"બહુ સારૂં."

"મિસ્તર વૉટકિન્સ!" તેણે સાદ કર્યો.

"યેસ! (જી)"

"કાં શું કરો છો? અહીં આવોને!

વૉટકિન્સ આવ્યો. ઉદયકાન્ત ઉભો થયો.

"મારા મિત્ર મિસ્તર વૉટકિન્સને મારાં હિતકારી લેડી વસન્તલલિતા સાહેબ સાથે ઓળખાણ કરાવતાં મને અત્યંત ખુશાલી ઉપજે છે." ઉદયકાન્તે બેયને પરસ્પર ઓળખાણ કરાવી.

એ ઉપરથી વૉટકિન્સે પ્રથમ માન તરીકે મસ્તક નમાવ્યું અને લેડી સાહેબાએ હાથ લાંબો કરતાં તેમણે પાશ્ચાત્ય રીત્યાનુસાર હસ્તધુનન કર્યું. બાદ ત્રણેય જણાએ બેસી ઉદયકાન્તની જમીન, વાવેતર અને આશા વિશે વાતચિત કરી શેઠાણીએ વૉટકિન્સને સીલોન તથા વિલાયતના સામાજીક જીવનની હકીકત પુછી જે તેણે પૂર્ણ રસ ઉપજે એવી રીતે કહી. ત્યારબાદ બધાં ઉઠયાં. ઉદયકાન્તને પણ ઓફીસમાં જવાનું હોવાથી ગાડીમાં બેસી તેણીની સાથેજ ગયો. બીજી સ્ત્રી હોય તો પ્રથમ પોતાની બડાઇ કર્યા વગર રહે નહિ. "આ મકાન મારૂં છે. તમે આવ્યા છો માટે થોડા દિવસ મારી પાસેથી માગી લીધું છે. સંબંધ હોવાથી આપ્યું છે. કેમ તે કેવું છે?" આવા પ્રશ્નો અને વાત કર્યા વગર ન રહે પરંતુ નિરાભિમાની વસન્તલલિતાના ઓષ્ટોમાંથી આવો એક શબ્દ સરખો પણ સરક્યો નહિ. ધન્ય છે તેનાં નિરાભિમાનને!

તેમના ગયા પછી વૉટકિન્સ શેઠાણીની વાકપટુતા, અંગ્રેજી ભાષાનું જ્ઞાન, લાવણ્યતા, મૃદુતા, મનોહરતા, સરળ મળતાવડા સ્વભાવ, હસ્તા ચ્હેરા વિગેરે ઉપર વિસ્મય સાથે વિચાર કરવા લાગ્યો. તેણીનું રૂપ ઇંદ્રાણીને પણ શરમાવી નાખે તેવું હતું. તે એક ઉકરડામાં

પાકેલું રત્ન હતું. તેના બાપની સ્થિતિ જોતાં તેને આવું રત્ન ન સંભવે. યૂરોપીઅનો ગોરાપણાનો દાવો કરે છે પરંતુ આ વસન્ત-લલિતાનું રૂપ જોઇ વૉટકિન્સને યૂરોપીઅન સુંદરતા છેક ફીકકી લાગી. યુરોપીઅન સ્ત્રીઓની ખડબચડી સફેદ ચાઠાં અને થેથરવાળી ચામડી સાથે હિંદુસ્તાનની સ્ત્રીઓની સુંવાળી ચળકતી ચાઠાચુઠી વગરની ગુલાબી ઝાંઇવાળી શ્વેત ચામડી સરખાવતાં હિંદની સુંદરતા તેને સર્વોત્કૃષ્ઠ લાગી. હિંદી સ્ત્રીઓના ચ્હેરા જેવું યૂરોપી સ્ત્રીઓમાં તેજ કે ઘાટ નથી એ તેણે કબૂલ કર્યું. યૂરોપમાં ગ્રીસની સુંદરતા વખણાય છે તે પણ આની સાથે સરખાવતાં ન્યૂન જણાઇ. ભાષા અને કંઠની મૃદુતા તથા મધુરતા વિશે પણ તે હા પાડી ગયો. આવાને આવા વિચારોમાં ઉદયકાન્ત સાંજે પાછો આવ્યો ત્યાં સુધી તેને ચેનજ પડયું નહિં.

---

# પરિચ્છેદ ૩૪ મો.

## તરલાની યાદી.

" જોવા તારૂં મધુર મુખડું તલ્પતી કોઇ બાળા ;
કિન્તુ તે છે ઇતર સ્થળમાં પ્રેમી ! ત્યાં જા–તહીં જા !

ભેટી દેશે અમુલ સુખડું વર્ષશે સ્નેહ વારિ ;
તેને ભૂલી ભ્રમણ કર ક્યાં ? વ્યાકુળી તે બીચારી ! "

ઑફીસમાં જઇ ઉદયકાન્તે બાકીમાં પડેલ કામ તપાસી લીધું અને તેનો યોગ્ય નિકાલ કરવા મૂખ્ય કારકૂનને સૂચના આપી. તેની ગેર-હાજરી દરમિયાન રાખેલા ઉપજ ખર્ચના હિસાબને પણ નજર તળે કાઢી લીધો. હિસાબ ઉપરથી તેને ધાર્યા કરતાં ઘણી સારી ઉપજ આવ્યાનું જણાયું. પોતાને હવે અઢળક લક્ષ્મીની ઉપલબ્ધિ થઇ હતી તેથી તેની ખુશાલીમાં તેના નોકરોને કાંઇક આપવું જોઇએ એવો વિચાર આવતાં શા નિમિત્તે આપવું અને કોને કેટલું આપવું તે વિશે વિચાર ચલાવ્યો પરંતુ તે વખતે તે કોઇ ચોકસ નિર્ણય ઉપર આવી શકયો નહિ. છતાં નજદીકના ભવિષ્યમાં તેમ કરવા નિશ્ચય કર્યો.

તેની ઑફીસમાં કોઇ ઘરાકનું વકીલના અભિપ્રાયનું કામ આવેલું હતું. કેસના સંજોગો અને હકીકત વિશે ચમ્પકરાયે વિસ્તૃત નોંધ કરી રાખી હતી. માત્ર તે વાંચી તેના ઉપર વિચાર ચલાવી ઉદયકાન્તને પોતાનો અભિપ્રાય આપવાનો હતો. તેને ટેવ હતી કે કોઇ કામ નાહક પડતર ન રાખવું. તે આ અભિપ્રાયનો મુત્સદ્દો તૈયાર કરવા બેઠો. વકીલના અભિપ્રાય હમેશાં કાયદાના આધારો સાથે આપવામાં આવે છે. તે મુજબ અમુક મુદ્દા ઉપર તેણે કાયદાની કલમ ઉપરાંત હાઇકોર્ટોના કેટલાક ફેસલા આધારમાં બતાવ્યા. અભિપ્રાયનો મુત્સદ્દો તૈયાર કરી છેવટ આપતાં પહેલાં તેણે ફરી ફરી વિચાર કરવા ખાતર તેને ત્રણવાર વાંચી જોયો. અત્યાર સુધી તો વાંચવાનું કામ કાર્ય વૃત્તિથી થયું. તેમાં તેને બીજાં કશાનો વિચાર આવવા પામ્યો નહોતો.

તેનું મન માત્ર અભિપ્રાય સાથેજ એકાગ્ર હતું. છેલ્લીવાર વાંચતાં તેમાં ભ્રંશ થયો. તેમાં તેણે એક " તરલાદેવી વિરૂદ્ધ ચેટરજી " નામનો કેસ આધારમાં બતાવ્યો હતો. તે કેસના એક પક્ષકારે તેની વૃત્તિમાં ભ્રંશ કર્યો "તરલાદેવી"એ તેને તેની તરલાનું સ્મરણ કરાવ્યું. તેનું ચિત્ત હવે અભિપ્રાયમાંથી ઉડી તરલા તરફ ગયું " તેને મારા આવવાની ખબર હશે કે કેમ? તે અત્યારે શું કરતી હશે? તેને મારી આવી બદલાઇ ગયેલી સ્થિતિની ખબર હશે ? " તેની દૃષ્ટિસમીપ તરલાનું મનોહર મુખ, તેનું ઘર, તેમની હંમેશ બેસવાની રીત, તરલાનું કર્ણપ્રિય અને આનંદદાયક મધુર ભાષણ વિગેરેનો સ્મરણ સાથે સાક્ષાત્કાર થયો. તેણે વિચાર કરી જોયું તો આજે રવિવાર હોવાથી તરલા ઘેર હશે એમ લાગ્યું. તે તુરતજ ઉઠયો. કાગળો ટેબલ ઉપર રહ્યા. તે હાથમાં સોટી રાખતો હતો તે લઇ તેને ફેરવતો ફેરવતો તરલાના ઘર તરફ ગયો. તે રસ્તામાં તેના ઓળખીતાને મળતો તો તેમની સાથે હાસ્યપૂર્વક વાતો કરતો જતો હતો. ઉદયકાન્તના ઉદયની વાત આખા શહેરમાં ફેલાઇ ગઇ. આજ સુધી જે તેના સામું પણ ન જોતા તે તેને " સાહેબજી. કેમ છે તબીયત? " એમ કહેવા લાગ્યા. " આનંદ છે કેમ આપની તબીયતતો મજામાં છે ને ? " હસમુખો ચ્હેરો રાખી સામા પ્રશ્નો કરતો તે જતો હતો. દુનિયા કેવી સ્વાર્થી છે? આજ સુધી એક ગરીબ વિધવાનો પુત્ર ગણી તેનો કોઇ ભાવ પુછતું નહોતું તે હવે સલામો કરવા લાગ્યા. આ માન તેના પંડને નહિ પણ પૈસાને મળતું. કહેવત છે કે " જેની ગાંઠે દામ તેને સહુ કરે સલામ." રાજર્ષી ભતૃહરિ પણ કહે છે કે:—

**यस्यास्ति वित्तं स नरः कुलीनः स पण्डितः स श्रुतवान् गुणज्ञः ॥**
**स एव वक्ता स च दर्शनीयः सर्वेगुणाः कांचनमाश्रयन्ते ॥**

અર્થાત—જે પુરૂષની પાસે ધન છે, તેજ કુલીન, તેજ પંડીત, તેજ ગુણવાન્, તેજ ગુણજ્ઞ, તેજ વકતા, તેજ દર્શન કરવા લાયક છે. કારણકે સઘળા ગુણો કાંચનના ચળકાટ મારતા પીળાસમાં રહે છે.

ધન વગર આવા બધા ગુણવાળો હોય પણ તેના ગુણ પ્રકાશી નીકળતા નથી પરંતુ જ્યારે તેની પાસે ધન થાય છે ત્યારેજ તે બધા પ્રકાશી નીકળે છે અને જાહેરમાં આવે છે. ધન ન હોય ત્યાં સુધી તેવા માણસને કોઇ ઓળખતું હોતું નથી. ધનને અંગે

ઓળખાતાં તેનામાં રહેલા આવા ગુણો પણ બીજાઓના જોવામાં આવે છે. વળી આનો એવો અર્થ લઇ શકાય કે આવા ગુણો ધનના અનુગામી છે એટલે તે બધા ગુણો ધનની પછવાડે જાય છે. ધનવાન થયા પછીજ માણસનામાં સ્વાભાવિક રીતે–તે ભલે તે લાવવા યત્ન ન કરે તોપણ–એમની મેળે આવવા માંડે છે.

સ્વાર્થ કેવો વિચિત્ર છે! સ્નેહ કેવો વિલક્ષણ છે! આને સ્વાર્થ કહો કે સ્નેહ કહો:—કાલનો આવ્યો છે છતાં તેની મા આ દુનિયામાં જીવે છે કે સ્વર્ગ પથે સીધાવી ગઇ છે. તેનો ઉદયકાન્તને લેશ માત્ર પણ ખ્યાલ આવ્યો નહિ અને તરલા તુરતજ યાદ આવી. મા કરતાં કરવા ધારેલી સ્ત્રીનું સ્મરણ વધારે!

"મેં દુનિયા સઘળી જોઇ; કોઇ કોઈનું ન દીઠું કોઇ;
સ્વારથની જાળ પરોઇ–સગપણ સહુ નાખે ધોઇ."

આ શબ્દો શું અત્યારે સાચા નથી ઠરતા? ઉદયકાન્તને તરલામાં સ્વાર્થ હોવાથી તે યાદ આવી અને વગર સ્વાર્થની માનું સગપણ ધોઇ નાખ્યું એટલે કે તે બિલકુલ યાદજ આવી નહિ. ચમ્પકરાય તેને આગળ કહી આવ્યો હતો કે ભાઇ હવે બે ત્રણ દહાડામાં આવશે એ શિવાય તે બીજું કશું જાણતીજ નહોતી. ઑફીસ અને ઘર એકજ હતા–જો કે થોડુંક અંતર હતું–છતાં તે યાદ ન આવી કે તેને મળવા ન ગયો. ઘરમાં નોકર ચાકર તો ન રાખતી કે જેથી તેઓ ત્યાં ગયા હોય અને ઘરમાં જઇને તેને ખબર કરે. તે તેની મેળ તેનાં ઘરમાં મશગુલ રહેતી. ઑફીસ તરફ કોઇ દહાડો નજર સરખી પણ ન કરતી. ઘરમાંથી બહાર જવાનો જુદો રસ્તો હતો. તેનો પોતે ઉપયોગ કરતી. ઉદયકાન્તને તરલાનો એકાએક વિચાર ન આવ્યો હોત તો કદાચ તે તેની માની પાસે જાત ખરો. પણ તે ન ગયો તેથીજ આપણે ઉપર મુજબ તેનું દુષણ જોઇએ છીએ. તે ગઈ કાલે યુરોપીઅન મેમાન સાથે આવી નગર શેઠાણીનાં સમુદ્ર તરફના બંગલામાં રહ્યો છે તેની તે બીચારીને બિલકુલ ખબર નહોતી. તેતો એમજ માનતી કે આજકાલ આવશે. વધુ ચિંતા ન રાખવાનું એક કારણ તો એ હતું કે જ્યારે આવશે ત્યારે ઘેરજ આવશે. ક્યાંય બીજે તો નહિ જાય એટલે આવશે કે તરતજ ખબર

પડશે. તે આવીને આ બંગલામાં ઉતરવાનો છે એવી તેને ખબર હોત તો " કેમ આવ્યા ? ક્યારે આવશે ? " વિગેરે પ્રશ્નો કરી તે કારકૂનોના જીવ ખાધા વગર–લોહી પીધા વગર ન રહી હોત. આથી તે તેનાં કામમાં પ્રવૃત્ત રહી આત્મ સંતોષ સાથે આનંદ કરતી હતી. તે તરલાને ઓળખતી પણ નહોતી. કદાચ ઓળખતી હોય એમ માનો પણ તે પોતાની પાસે વંદન કરવા ન આવતાં પ્રથમ–બારોબાર તેણીની સલામે જશે એમ તે ક્યાંથી જાણતી હોય.

આપણે જાણી ગયા છીએ કે તરલાનું ઘર સરીઆમ રસ્તા ઉપર હતું. તરલાના જવા પછી તેના માલીકે તે બીજા ભાડુતને ભાડે આપી દીધું હતું. હાલ તો ભાડુત કોઇ જાતે દક્ષિણી અને દરબારી નોકર હતો.

ઉદયકાન્ત કાઇ તરલાનાં ઘરથી અજાણ્યો નહોતો તે તો જઇને બારોબાર પગથીઆ ચડી બારણામાં જવા જતો હતો તો તેણે ત્યાં આગળ કોઇ દહાડો ન જોએલી કુતાજાળી ( Wicket ચોરસ ફ્રામને ઉભી પટીઓ ચોડી કરેલું નાનું બારણું ) જોઇ. તે વાસેલી હતી. આ જાળી જોઇ તેને નવાઇ લાગી પણ કદાચ કોઇ બારોબાર બારણામા ન પેસી આવે તેટલા સારૂ કે કુતરાંનો ઉપદ્રવ થવાથી તમને ઘરમાં આવતાં અટકાવવા સારૂ આ જાળી તરલાએ કરાવી હશે એમ તેણે માન્યું. જાળી ઉઘાડી તે અંદરજ જવાનો હતો પરંતુ કોઇ આંતરિક પ્રેરણાથી તે અચકયો. તેણે જોયું તો બેઠક પણ ફરી ગયેલી હતી. આ ફેરફાર જોઇનેજ તેણે અંદર પેસતાં આંચકો ખાધા. તેણે પ્રથમ સાદ કરી જવાબ મળ્યા પછીજ અંદર જવાનો વિચાર કર્યો.

" તરલા, તરલા ! " તેણે જાળી બહાર રહી આશ્ચર્ય સાથે સાદ કર્યો.

" કોન આય ? " કહેતી એક આઠ નવ વર્ષની બાલિકા અંદરથી દોડી આવી.

તેને જોઇ ઉદયકાન્તના આશ્ચર્યનો પાર રહ્યો નહિ પરંતુ તેણે ધાર્યું કે ચોકસ ખાત્રી કરવી જોઇએ. આ બાલિકા કદાચ તરલાની નાની બ્હેન હશે એમ તેણે ધાર્યું પરંતુ બાલિકાની બોલી ઉપર ધ્યાન દેતાં એ ધારણા ફેરવવી પડી.

" બાબા ઘરૂં નાય. બહાર ગેલે." ઉદયકાન્ત તેના પિતા પાસે આવ્યો હશે એમ ધારી બાલિકા બોલી. ઘણાં વર્ષથી સ્વદેશ છોડી આ

ગૃહસ્થ પરદેશમાં રહેતો હોવાથી આ બાલિકા પરદેશમાંજ જન્મી હતી અને તેની સાથે ગૂજરાતી, હિંદુસ્થાની વિગેરે છોકરાંના દીર્ઘ પરિચયમાં આવવાથી આ બાલિકાની સ્વભાષામાં અને તેના ઉચ્ચારમાં ભ્રંશ થયો હતો. એવામાં બાલિકાની મા પણ બહાર આવી. તે લગભગ અઠ્ઠાવીસ વર્ષની તરૂણી હતી. તેને ગૂજરાતી ભાષા સારી રીતે આવડતી હતી પરંતુ ઉચ્ચાર કરવામાં તેણીની સ્વભાષાનું મિશ્રણ થઇ જતું.

" કેમ ભાઇ સું આવેયા છો ? તેણીએ ઉદયકાન્ત કાંઈ બોલે તે પહેલાં પ્રશ્ન કર્યો.

" અહીં તો તરલાકુમારી રહેતાં હતાં ને ? "

" ટે અશે પન અમે ટો બે માસઠી ઇકડે આવેયાં છીએ. અમને ટેમની કશી ખબર નાંઇ."

"બહુ સારૂ તસ્દી માફ કરજો. મને ખબર નહોતી કે તમે અહીં રહેતાં હશો. પહેલા અહીં મારાં સંબંધી એક તરલાકુમારી કરીને રહેતાં હતાં. તેમનું ઘર માનીનેજ હું આવ્યો છું." ઉદયકાન્ત વિનય-પૂર્વક બોલી પગથીએથી સડક ઉપર ઉતરી ચાલતો થયો.

તરલા ન મળતાં તે ઘણો નિરાસ થયો. તે કયાં હશે ! શું કરતી હશે ! કયાં રહેવા ગઇ હશે ! આ ઘર શું કામ છોડયું હશે ! તેને મળવું કેવી રીતે ? વિગેરે પ્રશ્નો તે તેનાં મનને કરવા લાગ્યો. તેનું ચિત્ત અત્યારે શાંતી વિહીન થઇ ગયું કેટલીકવાર સુધી તો તે કઇ સડકે અને કયાં જાય છે તેનું તેને ભાન ન રહ્યુ.

---

# પરિચ્છેદ ૩૫ મો.



## શીરિષનું દર્શન.

"ઓહો! વ્હાલાં જનનું મુખડું નિર્ખતાં હર્ષ કેવો
રેલી પુરે પ્રણયી ઉરમા પ્રેમનો રંગ ઘેરો?"

અહીંથી ક્યાં જવું તેનો વિચાર કરતાં ઉદયકાન્તને શીરિષનું ઘર યાદ આવ્યું. તેને વિમળલાલને મળવા જવાની ઇચ્છા થઇ તે લાગલો ત્યાંજ ગયો. વિમળલાલ ઘેર નહોતો. શિરિષ અને તેની મા હતાં. ઉદયકાન્તને એકાએક જોઇ મા દિકરી ચકિત થઇ ગયા શીરિષની મા એક ઉત્તમ ગૃહિણી હતી. પતિ અને પુત્રી વચ્ચે તેણે તેનો સ્નેહ સરખે હિસ્સે વહેંચી દીધો હતો. પુરૂષો સાથે બહુ છુટથી બોલતાં તે શરમાતી પરંતુ ખાસ પરિચયવાળા સાથે બોલવામાં કાંઇ હરકત ન માનતી. તેના પતિ પાસે કોઇ પુરૂષો બેઠા હોય ત્યારે તે બહાર નીકળતીજ નહિ ઉદયકાન્ત તેમને ત્યાં ઘણા પરિચયવાળો થઇ ગયો હતો છતાં તેની સાથે પણ જરૂર કરતાં વધારે ભાષણ ન કરતી. લાંબી લાંબી વાતો તેને બહુ ગમતીજ નહિ. કોઇ કોઇ વાર વિમળલાલ, ઉદયકાન્ત, તેણી અને શીરિષ બેઠકમાં બેસી વિનોદાનંદ કરતાં પરંતુ પોતે તેમાં બહુ ભાગ ન લેતી. થોડીવાર બેસી કામનું બહાનું કાઢી અંદર ચાલી જતી એ ભીરૂ હતી કે તેને બોલતાં ચાલતાં ન આવડતું એમ નહોતું પરંતુ કામ લટકતું મૂકી વાતો કરવા બેસવું એ તેને ગમતી વાત નહોતી. શીરિષને પણ હમ્મેશાં આવીજ શીખામણ આપતી, તે જેવી ડાહી હતી તેવી સુઘડ, નીતિવાળી અને મિત પણ મધુભાષી હતી. રૂપરંગમાં સાધારણ રીતે ઠીક હતી. ગૃહવ્યવસ્થાનું નિરીક્ષણ કરવાની કોઇ કમિટી નિમાયતો તેની વ્યવસ્થા ઉત્તમોતમ ગણી તને સુવર્ણ ચાંદ સાથે "ગૃહિણી વિશિષ્ટ" નો ઇલકાબ મળ્યા વગર ન રહે. ઉદયકાન્ત એકાએક જવાથી તે આશ્ચર્ય ચકિત થવાની સાથે પોતાને ઉદયકાન્તે છુટથી બેઠેલી જોઇ તેથી કાંઇક શરમાઇ ગઈ.

"આ કોણ? ઉદયકાન્ત ભાઇ! ક્યારે આવ્યા?" તે સ્વસ્થ થઇ બોલી.

"મને આવ્યે બે દહાડા થયા," ઉદયકાન્ત હસીને બોલ્યો. "કેમ, છે તો કુશળતાને?"

"હા પ્રભુપ્રસાદે સહુ કુશળ છે. મુસાફરી દરમિયાન તમારી તબીઅત તો સારી રહી હતીને?"

"મારા દિવસો તો સુખમય અને વિજયવંતજ નિવડયા છે. મુંબઇ વેપાર કરી રૂપીઆ પચીસ લાખ કમાયો."

"બહુ સારૂં થયું. મારૂં અંતર ઠર્યું. હું આ સાંભળી બહુજ રાજી થઇ. તમારી સાહસિક હિમ્મતે તમને બહુજ સારી મદદ કરી. ઇશ્વર દિન પ્રતિદીન તમારી ચડતી કળા કરો એજ અમારો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે. તમે લખેશ્રી થયા એ અમેજ થયાં માનું છું. જ્યાં દિવ્ય સ્નેહ હોય ત્યાં ભિન્નતા હોતી નથી. તમારી અને એમની મિત્રાચારી દિવ્ય સ્નેહરૂપી પત્થર અને સીમેન્ટથી ચણેલી છે. ખરેખર તમારી જેવી દાનત હતી તેવીજ પ્રભુએ તમને બરકત આપી છે. **सत्यमेवजयते नानृतम्** (માત્ર સત્યનોજ જય થાય છે, અસત્યનો નહિ.) તમને તમારી હિંમતનું ફળ મળ્યું. એતો સિદ્ધ છે કે ઉદ્યોગ એજ જીવનનો મહામંત્ર છે '**नास्त्युद्यमसमोबन्धुःकृत्वायं नावसीदति**' (ઉદ્યોગ જેવો કોઇ પણ બંધુ નથી; તેને કરનાર દુઃખ પામતો નથી). ઉદ્યમ વગર ઉત્કર્ષ થતોજ નથી. ખરેખર તમારૂં નશીબ અત્યારે ઘણુંજ ચડીઆતું છે. નશીબ વગર આવો જબરો ફેરફાર ન થઇ જાય. જો નશીબ ન હોય તો માણસોનો ઉદ્યોગ નિષ્ફળ થાય છે, '**कर्मायत्तं फलं पुंसां बुद्धि कर्मानुसारिणी**' (પુરૂષને ફળ મળવું તે કર્મને વશ છે અને બુદ્ધિ પણ કર્માનુસારજ આવે છે). ભાગ્ય વગરનો પુરૂષ જ્યાં જાય ત્યાં પાછો પડે છે કારણ કે '**विधिरहो बलवान्**' (પ્રારબ્ધજ બળવાન છે) ખરેખર આ બધું તમારા ગત ભવના પુણ્યના ઓઘનુંજ ફળ છે. આ અવતારમાં જે સ્થિતિ ભોગવીએ છીએ તે પૂર્વજન્મનાં કર્મ (પુણ્ય પાપ) પ્રમાણેજ હોય છે.

**'भीमं वनं भवति तस्य पुरं प्रधानं**
**सर्वो जनः सुजनता मुपयाति तस्य ।**
**कृत्स्ना च भूर्भवति सन्निधि रत्नपूर्णा**
**यस्यास्ति पूर्व सुकृतं विपुलं नरस्य ॥'**

(જે માણુસે પૂર્વ જન્મમાં પુષ્કળ પુણ્ય કર્યાં હોય તે માણુસ માટે ભયંકર વનપણ મોટું નગર થઇ જાય છે, સઘળા મનુષ્યો સર્જ્જન (લાભકારી) થાય છે અને આખી પૃથ્વી ઉત્તમ તથા રત્નથી ભરપુર થઇ રહે છે એટલા માટે માણુસે પુણ્યજ કરવું જોઇએ). જેમ ગત ભવનાં પુણ્ય આ અવતારમાં ભોગવવાં છે તેમ આ ભવમાં કરેલાં આવતા અવતારમાં ભોગવવાં છે. આ કારણુથીજ પુણ્ય કરવામાં આપણું મુખ્ય કર્ત્તવ્ય રહેલું ગણાય છે વળી એક બીજું. તમે કેવા ભાગ્યશાળી કે જ્યાં પૂર્વે રાવણુ જેવો અંહકારી રાજા રાજ કરતો હતો અને તે સીતા માતાનું હરણુ કરી લઈ ગયેલો હોવાથી જ્યાં શ્રી રામચંદ્રજી ભગવાન પોતે પધાર્યા હતા-વાંદરા અને રીછનાં રૂપ ધરી અસંખ્ય દેવો ગયા હતા અને એ ભૂમિને તેના ઉપર વસતા દુષ્ટ રાક્ષસોનો નાશ કરી પરમ પવિત્ર બનાવી હતી; જ્યાં સતી મંદોદરી અને સુલોચના જેવી સાધ્વી સ્ત્રીઓ હતી અને વિભિષણુ જેવો પ્રભુનો પરમ ભક્ત હતો ત્યાં જઇ આવ્યા. એ લંકા હવે સુવર્ણની રહી છે? ના તેનો તો હનુમાનજીએ નાશ કરેલો છે.

"ના ના ત્યાં સોનાની લંકા નથી. ત્યાંના માણુસો પણુ આપણા જેવાંજ છે. ઉદ્યોગી સારાં છે."

"ત્યારે તો તમે સેતુબન્ધ રામેશ્વર જેમની સ્થાપના ખુદ રામચંદ્રજીએ કરી હતી તેનું તીર્થ પણુ કરી આવ્યા હશો?"

"હા. હું ત્યાં ગયો હતો. તે દેવળ અલૌકિક છે. રામજરૂખો જોવા જેવો છે. ત્યાં જવાથી જેઓ ઇશ્વર હોવાનું માનતા નથી તેઓને પણુ કબૂલ કરવું પડે કે ઇશ્વર છે. આ સ્થળે જતાંજ મનુષ્યની પ્રકૃતિ ફરી જાય છે. ગમે તેવો નાસ્તિક હોય પણુ તેનાં હૃદયમાં ભકિતભાવ ઉત્પન્ન થાય છે. વળી ત્યાં આત્માને એવી શાંતિ મળે છે કે જેનો અવધિજ નહિ."

"તમે ઘણાજ ભાગ્યશાળી હો! લ્યો હવે રસોઇનો વખત થયો તો દાળનું આંધણુ મૂકી આવું." એમ કરી તે ઉઠી પરંતુ ઉદયકાન્ત તો હજુ સામે ઉભોજ રહ્યો હતો એ જોઇ શરમાઇ ગઇ અને બોલી-"લ્યો, પેલી ખુરસી ઉપર બેસોને? હું તો એ કહેવું ભૂલીજ ગઇ. શીરિષ પણુ

ન બોલી, અવિવેક માફ કરજો હો. ખરૂં પુછો તો તમને જોઇ થયેલા આનંદમાં મને એ વિસ્મૃતિજ થઇ ગઈ." એટલું કહી તે સ્મિતપૂર્વક અંદરના ભાગમાં ગઇ.

"એજ આપણા ગાઢ પ્રેમવાળા સંબંધની ખાત્રી આપે છે. ખરો સ્નેહ હોય ત્યાં વિવેક સત્કારની દરકાર રહેતી નથી. સ્નેહ સ્નેહને માગે છે."

આટલી બધી વાત થઇ પરંતુ શીરિષ કાંઇ બોલી ચાલી નહિ. તે તો દિગ્મૂઢ બની બધું સાંભળ્યા કરતી હતી. તે તો ઉદયકાન્તના ગૌર અને વળી લક્ષ્મીનાં તેજથી ચળકતા ચ્હેરા સામુંજ તાકી રહી. વાત કરતાં ઉદયકાન્તની દૃષ્ટિ તેના ઉપર પડતી. તે શીરિષની મનોદશા સમજી ગયો. તેણીનો એ ભાવ જોઇ તેના હૃદયમાં પણ તેણીના વિષે અનેરા પ્રકારનો ભાવ ઉત્પન્ન થયો. શીરિષની મા ગયા પછી પણ તે ઉભો રહ્યો. તેને હવે શીરિષનાં નિર્દોષ, ધવલ મુખનું ટસી ટસીને દર્શન કરવાનો લાગ મળ્યો.

"કેમ બેસોને–!" શીરિષ ધીમેથી બોલી. ઉદયકાન્ત પ્રતિ પ્રેમના તેનાં હૃદયમાં અત્યારે ઉછાળા આવતા હતા તેથી તેનાં ગળામાં કાંઇ અટકી ગયું ન હોય એવો તેના સ્વરે ભાસ કરાવ્યો. પ્રેમના ઉભરા ગળાની ટોંચ સુધી આવી પાછા વિરમી જતા; મુખદ્વારે બહાર આવવાની હિંમત ભરી શકાતી નહોતી.

તેની ઈચ્છાને માન આપી ઉદયકાન્ત એક થોડે દુર પડેલી ખુરસી ઉપર જઇ બેઠો અને એ મુગ્ધાનાં તેજસ્વી મુખ અને સ્નેહ ભર્યા નયન સામું તાકી રહ્યો. કેટલીકવાર સુધી બંને મુંગાં બેસી રહ્યાં.

"તમે મારો પત્ર વાંચ્યો? તેનો કાંઇ જવાબ તૈયાર કર્યો?" આખરે મૈનનો ભંગ કરી શીરિષ બોલી.

"ના. કયો પત્ર?"

"તમારી ગેરહાજરી દરમિયાન તમારે ત્યાં હું આપી આવી છું તે. એ કાગળ તમે આવો કે તુરત આપવા હું માજીને કહી આવી છું."

"ના–" એકાએક વિચારમાં પડી જઇ તે બોલ્યો. "હું હજી ઘેરતો ગયોજ નથી."

"હે! શું ઘેર નથી ગયા? તો તમે ક્યાં રહ્યા છો? તમારા કહેવાનો અર્થ હું બિલકૂલ સમજી શકતી નથી."

"આવીને હું "વસન્ત પૅલેસ"માં ઉતર્યો છું. મારી સાથે એક યૂરોપિયન મ્હેમાન છે. મારા ફેરવાયલા સંજોગોમાં મારે ઘણુંજ ઉમદુ મકાન હોવું જોઇએ એમ તે કુદરતી રીતે માને અને એની એવી માન્યાતામાં ફેરફાર ન કરવો પડે તેટલા સારૂ ત્યાં ઉતર્યો છું. શેઠાણી કેવાં ઉદાર દિલવાળાં છે! એમનો સ્નેહ કેવો નિર્મળ છે! આજે સવારે તે જાતે મને મળવા આવ્યાં ખરી રીતે તો મારે જવું જોઇએ. તેમનું કેવું શુદ્ધ અને સરળ અંતઃકરણ! સ્ત્રીઓ જન્મો તો આવીજ જન્મજો કે તે આર્યાવર્તને શોભાવે."

"ત્યારે તો માજીને તમારા આવવાની ખબર પણ શાની હશે?"

"ના, નહિજ તો. હું પણ કેવો મૂર્ખ કે અતિ હેતવાળી માતાનું દર્શન આવતાંજ કરવું જોઇએ તે મેં હજુ સુધી કર્યું નથી. કેટલાં સંકટ વેઠી તે બીચારીએ મને પાળી પોષી મોટો કર્યો છે. શું તેનો ઉપકાર મારાથી ભૂલી જવાય? ખરેખર હું કર્તવ્ય ભ્રષ્ટ થયો. વારૂ હું હવે નહિ રોકાઉં. ઘેરજ જઇશ. પરંતુ તરલાએ બીજે કયાં ઘર લીધું છે! હું ત્યાં થઈને આવું છું તો ત્યાં કોઇ દક્ષિણી રહે છે."

શીરિષને આથી તરલા અને તેના પત્રો આવ્યા હતા તેમનું સ્મરણ થઈ આવ્યું. તેના પત્રે ઉદયકાન્ત પ્રત્યેજ જડેલા પ્રેમનો પણ પુનર્ધ્વનિ થયો. આ આવેશથી થોડીવાર તો તે બોલી શકી નહિ. આખરે તેણીએ અથથી ઇતિ સુધી તરલાની હકીકત કહી સંભળાવી. ઉદયકાન્ત તેથી ચમકવા સાથે ઘણોજ સંતાપ પામ્યો. તેનું મસ્તક ભ્હેર મારી જઇ ફરવા લાગ્યું. તેની સઘળી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું. તેનું વ્હાણ ડુબવા લાગ્યું. તરલાના સુખરૂપી હવાઈ કિલ્લા જમીનદોસ્ત થવા લાગ્યા. થોડીવાર સુધી તે કયાં છે અને શું કરે છે તેનું ભાન પણ તેને ન રહ્યું. ચેતના ઉઠીને દૂર બેઠી. શુદ્ધિ અને બુદ્ધિ પણ ન્હાસી જવા લાગી. તે જડ થઇ ગયો. વિચારો ભિન્ન ભિન્ન દિશાઓમાં પ્રયાણ કરી ગયા. હૃદય વારિધિ ઉછળવા લાગ્યો. જો આપણી દૃષ્ટિ ત્યાં પહોંચતી હોય તો આપણે તેના હૃદયમાં અત્યારે કેવું આંદોલન થાય છે તે જોઇ લઇએ. તો પણ નેત્ર અને મુખ ઉપર પડતાં હૃદયનાં ચિત્રનું પૃથક્કરણ કરવાની આપણને પ્રભુએ શકિત આપી છે તો તેનો ઉપયોગ કરીએ. તેનું હૃદય તરલાના વિચારોથી ભરપુર હતું. "મારા ઉપર તેનો અનહદ પ્રેમ હતો તો તે ઘરડા ખચ્ચર સાથે રાજી ખુશીથી તો નહિ

પરણી હોય! જરૂર તેના દુષ્ટ પિતાએ તેનો જોર જુલમથી વિક્રય કર્યો હશે. તે સુશિક્ષિત તરૂણી ત્યાં શું સુખ પામશે? ધનના લોભે દુષ્ટ સ્વાર્થી માબાપો તેમનાં કન્યા રત્નોને ક્યાં ક્યાં હોમે છે! તેમના સ્વાર્થ-લોભરૂપી અગ્નિ કુંડમાં બાળાઓનાં સુખોના બળિદાન અપાય છે! નિરાધાર અને નીતિના ભયથી દબાએલી બાળાઓને તેમની અનિષ્ટ ઇચ્છાઓને કેવું વશ થઇ જવું પડે છે! દુષ્ટ ડાકરાઓ પણ બાળકીઓને પરણી તેમનાં સુખને ધુળ ધાણી કરવામાં ઈશ્વરનો ભય રાખતા નથી. બાઇ થાય ઘર જોગ તો ભાઇ થાય ઘોર જોગ! કેવો હડહડતો અન્યાય! કેવી નિર્દયતા-દુષ્ટતા! ખરેખર પત્નીની વાસનાવાળા ડાકરાઓ નીતિનો ભય રાખતાજ નથી. તેઓ પાષાણ હૃદયના અને સ્વાર્થી વૃત્તિવાળા ન હોય તો આવું ન બને! ધિઃક્કાર છે એવા પરણનારને અને પરણાવનારને? બીચારી તરલા! તરલા, વ્હાલી તરલા તારી શી ગતિ હશે? આવું જોતાં પ્રભુને અન્યાયી અને નિર્દય કહેવામાં શો બાધ? નશીબને પણ શા માટે નિષ્ઠુર ન કહેવું? ખરેખર પાપી જીવોને તેઓ પાપચરણ કરે તોજ શાંતિ વળે છે!—"

તે આવા વિચાર ચલાવતો હતો એવામાં શીરિષની મા આવી અને તેની વિચારમાળા તુટી. સ્વસ્થ થઈ જવાનો તેણે ઘણો યત્ન કર્યો પરંતુ શીરિષની માની જાણ બહાર નહિ.

"બીચારી તરલાની જુઓને બુરી દશા થઇ!" શીરિષની મા મુદ્રા જોઇ ગઇ હતી તેથી તે બીજા પ્રકારનો વિચાર ન કરે તેટલા સારૂ ઉદયકાન્ત બોલ્યો.

"હા, બીચારી પુરેપુરી દુઃખણી થઇ," શીરિષની મા બોલી.

ઉદયકાન્તને તેની મા યાદ આવતાં તે ઉઠીને ચાલવા લાગ્યો.

"કેમ ભાઇ જશો? જરા બેસોને તે હમણાં આવશે. કાંતો આટલામાં આવતાજ હશે. તમે ઘણા દિવસે આવ્યા છો અને તેમને મળ્યા વગર જાઓ તે ઠીક નહિ. વારૂ, તમે મોટો લાભ મેળવી સારી તંદુરસ્તીમાં પાછા આવ્યા તેની ખુશાલીમાં આજે અહીં જમવા આવવાનું કબૂલ કરો. એથી આપણને ઘણો આનંદ થશે. સ્નેહને અંગે આવી ઇચ્છા સ્વભાવિક છે."

"હું હવે જઈશજ કાલનો લાગ્યો છું પણ મારાં માતુશ્રી પાસે હજુ ગયોજ નથી. વળી—"

"શું બોલો છો? તમે આવીને ક્યાં રહ્યા છો કે તેમને મળ્યા નથી?" આશ્ચર્ય સાથે તે સદ્‌ગુણી સન્નારી બોલી.

"તે તો દરિયા કિનારા તરફ આવેલા શેઠાણીના 'વસંત પૅલેસ' માં રહ્યા છે. તેમની સાથે એક અંગ્રેજ મિત્ર છે," શીરિષ બોલી.

"વાહ વાહ! તમે પણ કેવા કે માને હજુ સુધી યાદ ન કર્યા!"

"એ મોટી જબરી ભૂલ! એટલી હવે તેમની ઓછી તમા! હું જઈને અત્યારે અણધાર્યો ઉભો રહીશ એટલે તે કેવો અચંબો પામશે! અંગ્રેજ મ્હેમાન છે તેથી જમવાતો નહિ આવી શકું તો માફ કરશો. વળી એવા ઘણાએ પ્રસંગ મળશે" એટલું કહી તેણે શીરિષ ઉપર દૃષ્ટિ કરી. શીરિષ તો તેને એક નજરે જોતીજ ઉભી હતી. ચાર નેત્રની પ્રભા પરસ્પર અફળાઈ.

"ઠીક લ્યો ત્યારે આવજો." કહી હૃદયકાન્ત ગયો. શીરિષની મા પણ ગઈ શીરિષ એકલી ચકિત બની ઉભી રહી. એવામાં હૃદયકાન્ત પાછો ફર્યો

"તારા બાપુને મારા યથાયોગ્ય સાથે કહેજે કે હવે કાલે મળશું કહેજે કે હું ઘણું રોકાયો પણ તે આવ્યા નહિ."

શીરિષ જવાબ આપે તે પહેલા તો તે ચાલીને આઠ દસ વાર દૂર નીકળી ગયો.

---

# પરિચ્છેદ ૩૬ મો.

## માતાનું દર્શન અને મિત્રનું મિલન.

ઉદયકાન્તની મા ઘેરજ હતી. તે બેઠી બેઠી ઝીકથી કોઇનો કમખો ભરતી હતી. બાજુમાં ઝીકની ટોપલી અને બીજા સાહિત્યો પડેલાં હતાં તે એક જુની શેત્રંજી ઉપર બેઠેલી હતી. વૃદ્ધાવસ્થાને અંગે આવું ઝીણું કામ કરવામાં તેની આંખો જેવી જોઈએ તેવી નોકરી આપી શકતી નહોતી તેથી તેને ચશમાં રાખવાં પડતાં. તેણે અત્યારે લોઢાની ફ્રેમનાં ચશમાં ચડાવ્યાં હતાં. સાડલો ખભા ઉપર પડયો હતો. માથાઉપરના શ્વેતવાળ ચળકતા હતા. મુખની વૃદ્ધાવસ્થાને અંગે ફીકી પડી ગયેલી ગોરી ચામડીની કરચલીઓ સ્પષ્ટ જણાઇ આવતી હતી. ગંભીર મુદ્રા સાથે કાર્ય નિમગ્ન બની તે વખતો વખત છીંકણીના સરડકા પણ મારતી જતી હતી. તે અત્યારે શાંત સ્વસ્થ અને નિર્દોષ તથા પવિત્રતાની મૂર્તિ સમાન દેખાતી હતી. હૃદય પણ ભોળું અને સ્વચ્છ હતું. મન પણ વિકાર રહિત હતું. કાર્યો નિષ્કલંક હતાં. વચન નમ્ર, શાંત અને મીઠાં હતાં. સ્વભાવ શાંત અને અનુકમ્પિત હતો. ખરેખર તે માતા તરીકે પુરેપુરી લાયક અને નમુનેદાર સ્ત્રી હતી. ઘરમાં સ્વચ્છતા અને સુઘડતા તો અદેખાઈ કરવા જેવી હતી. ગૃહવ્યવસ્થામાં તે નિપુણ હતી. સ્નેહ, દયા, સરળતા એ તેના ખાસ ગુણો હતા.

તે આવી રીતે બેઠી બેઠી કામ પરાયણ હતી અને તેણે કોઇનાં આવવાનો અવાજ સાંભળ્યો. મુંબઇની વ્હાઈટવે લેડલૉ એન્ડ કંપનીનાં વીસ રૂપીઆની કિમતનાં બૂટનો ચડેડાટ શા માટે અવાજ મારી કોઇનાં લક્ષને આકર્ષે નહિ? તે ચડેડાટ તેનીએ કામ ઉપરથી દૃષ્ટિ ફેરવી આવનાર તરફ જોયું તો આવનાર વગર આનાકાનીએ તેની નજીક જઈ ઉભો રહ્યો. તે તરૂણ હતો. તેણે ઉંચી કાશ્મીરીનો સુંદર ઘાટનો કોટ ફ્લાલીનની પેન્ટલૂન, સુંદર ખમીસ અને જાકીટ, મોટો ડબલ કોલર અને રેશમી ટાઇ, હીરાજડિત સોનાની ટાઇપીન, ઉંચી બેંગલોર ટોપી પગમાં ઉપર કહેલાં બૂટ અને હાથમાં ન્હીરાંની વીંટીવાળી આંગળીઓની વાળેલી મુઠીમાં સોટી જોઇ તે વિસ્મય પામી. થોડીવારસુધી તો તે તેનાં

સામું તાકી રહી. તરૂણ પણ શું થાય છે તે જોવાનો ખાતર વગર બોલ્યો ઉભો રહ્યો.

"બેટા! તું ક્યારે આવ્યો? આખરે ડોશી હર્ષાવેશમાં આવી બોલી ઉઠી "તારો સામાન ક્યાં ઑફિસમાં રખાવ્યો?"

ડોસીએ કામ નીચે મૂકી દીધું અને સ્વસ્થ થઇ બેઠી. ઉદયકાન્તે તુરતજ નીચે વળી નમન કર્યું.

"સો વર્ષનો અને દસ દિકરાનો બાપ થા, બેટા," કહી ડોસીએ તેની ટોપીને બેય હાથની આંગળીઓથી સ્પર્ષ કરી ઓવારણાં લીધા અને આંગળીઓ તેણીનાં માથા સાથે વાળી ટચાકા પાડયા.

ઉદયકાન્ત શેત્રંજી ઉપર બેસી ગયો. તેનાથી સરખી રીતે બેસાયું નહિ પણ પગ વાળીને એક હાથનો ટેકો રાખી ઉભડક બેઠો. ડોસીએ દોડીને પાણી લાવી આપ્યું. ઉદયકાન્તે પાણી પી પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. તે વાત સાંભળી ભોળી માયાળુ માતા હર્ષઘેલી થવા સાથે ઘણીજ સંતુષ્ટ બની. તે રાજી થઇ પોતાનું અહોભાગ્ય માનવા લાગી. મનમાં પુત્રનાં નશીબનાં વખાણ કરવા સાથે પરમેશ્વરનો ઉપકાર દર્શાવવા લાગી. તેનું હૃદય આ નવા હર્ષાનંદથી ઉભરાવા લાગ્યું. ગરીબાઇમાંથી શ્રીમંતાઇના વિચારોરૂપી પુર તેનાં હૃદય સાગરમા આવવા લાગ્યું નવી નવી આશાઓરૂપી મોજા તે પુરમા આવવા લાગ્યાં. વિજયરૂપી મેરૂ તેની નજર આગળ ખડો થઇ ગયો. ભવિષ્યરૂપી સૂર્યનો પ્રકાશ સર્વત્ર ફેલાયેલો જણાયો તે ભાગ્યદેવીની પ્રાર્થના કરવા લાગી

ઘેર આવવાને બદલે બહાર ઉતરવાના સંબધમાં ભોળી માના મનનું સમાધાન કરી તેની રજા લઇ ઉદયકાન્ત 'વસંત પૅલેસ' તરફ ગયો. થોડે દૂર ગયો એટલે તેની માએ તેને પાછો બોલાવ્યો અને 'તારા ગયા પછી આ આવ્યા છે" એમ કહી એક કાગળનો થોકડો તેના હાથમાં મૂકયો.

"વસંત પૅલેસ" માં વૉટકિન્સ તેની રાહ જોતા ગેલેરીમાં ફરતો હતો અને દૂર નજર ચલાવી ઘડીકમાં સમુદ્રનું અને ઘડીકમાં આકાશનું અને ઘડીકમાં મકાનને ફરતા બગિચાનું અને ઘડીકમાં મહેલાત વગેરેનું નિરીક્ષણ કરતો ચાહનો વખત થઇ જવાથી બગાંશા ખાતો આતુરતા સાથે ઉદયકાન્તનાં આગમનની રાહ જોતો હતો એવામાં તેની દ્રષ્ટિ એક

ઘોડા ગાડી ઉપર પડી. એ જોઇ તે ખુશી થયો તેણે માન્યું કે તે ઉદયકાન્ત હતો પરંતુ તેની માન્યતાએ તેને છેતર્યો. એતો ઉદયકાન્તનો મિત્ર જયંતિલાલ હતો. તેણે તેનાં મિત્રનાં આગમનની ખબર પડતાં તેણે કરેલી ફતેહથી રાજી થઇ તેને અભિનંદન આપવાને આવ્યો હતો. તે ઉપર ગયો તો તેણે ઉદયકાન્તને બદલે વૅાટકિન્સને દીઠો. જયંતિલાલ અંગ્રેજી બોલવામાં ઉદયકાન્ત જેવોજ ફાંકડો હતો. વાતચિતનો ઝરો હતો. છટા પણ સારી હતી. ઉદયકાન્ત નહોતો પણ થોડા વખતમાં આવશે એમ વૅાટકિન્સે કહેતાં તે તેની સાથે ગપ્પા મારવા લાગ્યો આપણે જાણીએ છીએ કે જયંતિલાલ મુળથીજ કોટ પાટલુનનો ભપકાબંધ પોશાક પહેરતો. તેમાંય અત્યારે તો ખાસ સારો પહેરી આવ્યો હતો. ઉદયકાન્તના આવા મિત્રને જોઇ વૅાટકિન્સ ચકિત થયો. હિંદીઓ પણ આવા આગળ વધેલા છે તેના વિચાર તેના મગજમાં આવવા લાગ્યા. તે જયંતિલાલ સાથે વાત કરતો હતો પરંતુ તેનો મગજ તો હિંદીઓની સ્તુતિ કરવામાંજ રોકાયલો હતો. વિલાયતથી સીધો સીલોન ગયો હોવાથી તેણે હિંદ દીઠું નહોતું.

થોડીવારે તેની આગળની ટેવ મુજબ સોટી ફેરવતો અને દાંત અને જીભવડે સીટી બજાવતો ઉદયકાન્ત આવી પહોંચ્યો

" હેલ્લો ! " તે ઉપર જઇ જયંતિલાલને જોઇ આશ્ચર્ય સાથે બોલી ઉઠયો.

" હેલ્લો ! " સામો એવોજ ધ્વનિ કરી જયંતિલાલ હાથ લંબાવી ઉભો રહ્યો.

બન્ને મિત્રો અંતરના ખરા ભાવ સાથે હસ્તધુનન કરી મળ્યા. એક બીજાની ખબર અંતર પુછી અને જયંતિલાલે ઉદયકાન્તને તેનાં ભાગ્યોદય માટે મુબારકબાદી આપી ત્રણેજણા જઇને ગલેરીમાં બેઠા અને ચાહ લાવવાનો હુકમ આપવામાં આવ્યો. ચાકરે આવી એક વૅાટકિન્સ આગળ અને એક આ બે મિત્રો આગળ એમ બે ટીપોઇઓ ગોઠવી દીધી કે એક બીજા ચાકરે એક રૂપાની લંબગોળ મોટી અડાળી ( ટ્રેમાં ) ચાંદીની ત્રણ રકાબીઓ સહિત પ્યાલા ચાહથી ભરેલા હતા તેમાંથી પ્રથમ આ બે આગળ અને એક વૅાટકિન્સ આગળ રાખી દીધા. ત્યાર પછી પેલા ટીપોઇઓ ગોઠવનારા ચાકરે ઉદયકાન્ત અને જયંતિલાલ આગળ મોળી ફેણીઓની બે અને વૅાટકિન્સ આગળ એક એમ ત્રણ

રકાબીઓ મૂકી. વૅાટકિન્સ પણ કેક અને બીસ્કીટને બદલે ઉદયકાન્તના સહવાસથી આ હિંદુ કેક લેતાં શીખ્યો હતો. તેમાં તેને સારો સ્વાદ આવતો.

ગપ્પાં સપ્પાંના ગગડાટ સાથે આશરે વીસ મિનિટ પછી ચાહ પીવાઇ રહી કે તુરતજ એક ચાકર આવીને પ્યાલા રકાબીઓ ઉપાડી ગયો અને મખમલનાં આસ્તરણો ઉપર ચાહ માટે જ સફેદ રૂમાલ ઢાંક્યાં હતાં તે કાઢી લઇ ટીપોઇઓને તેમની અસલ સ્થિતિમાં કરી દીધી ત્યાર પછી પાનની પટીઓ વિગરે મુખવાસ આવી. વૅાટકિન્સ પણ મુખવાસ લેતાં શીખ્યો હતો. તેને વધારામાં એક સીગાર અને દિવાસળીની પેટી આપવામાં આવ્યાં. આવી રીતે થોડીવાર બેસી ત્રણે જણા નીચે ઉતરી બગિચામાં ફરવા ગયા.

સૂર્ય આખો દિવસ વિશ્વની સેવા બજાવી થાકી જઇ હવે આરામ માટે તેનાં મહાલય અસ્તાચળ તરફ ધસ્યો જતો હતો. પક્ષીઓ પણ રાત્રિના આરામ માટે ઝાડો ઉપર બેસી મધુર કલરવ કરી રહ્યાં હતાં. કેટલાંએક વૃક્ષેથી ઉડી બીજે જઇ બેસતાં હતાં. સૂર્યનો ચાર્જ (કામનો હવાલો) લઇ ચંદ્રમાં પણ તેનું કામ બજાવવા ચાલ્યો આવતો હતો. પતિને આવતો જોઇ ધરણીદેવી એકદમ હર્ષમાં આવી જઇ તેને રિઝવવા માટે રૂપેરી સાડી પરિધાન કરી સજ થતી હતી. ઉદ્યાનમાં આવેલા હોજમાં ચંદ્રનાં કિરણો કાચના ટુકડા જેમ તડકામાં ચળકે છે તેમ ચળકાટ મારવા સાથે હસી રહ્યાં હતાં. પાણી પર ચંદ્રનાં તેજનો સેરડો પડી ચંદ્ર અને પાણીને એકયુક્ત કરતો હતો. ઉદ્યાનમાં આવેલાં નાનાં કાસારની અંદરનાં કમળ તેમની સુવાસરૂપી પ્રેમમાં લુબ્ધ-ગર્ક થયેલા, શંકા કે ભીતિ વગરના ભ્રમરોને તેમની બાથમાં લઇ રાત્રિ ગાળવાનો આગ્રહ કરતાં તેમનાં બારણાં બંધ કરતાં હતાં, પાણી પણ નિદ્રા માટે સ્થિર થતું જતું હતું.

કેટલીકવાર આ રમણીય આરામની સુખદ સૌમ્ય હવાનો ઉપભોગ લઇ જયંતિલાલે જવાની રજા માગી. ઉદયકાન્તે જમવા રોકવાનો આગ્રહ કર્યો પરંતુ તેણે ઉપકાર સાથે ના પાડી કહ્યું કે તેનો પિતા વિગરે તેની રાહ જોઇ રહેશે. અને તેની પત્ની તો તે જમ્યો છે એવી ખબર નહિ પડે ત્યાં સુધી જમ્યા વગર બેસી રહેશે. જયંતિલાલનો પિતા વિગરે તો જો મોડું થાય તો જમી લે પરંતુ તેની પતિપરાયણ

અર્ધાંગના તો પતિના જમ્યા પહેલાં જમે તેવી નહોતી. જ્યાં સુધી તે પોતાના પતિને જમાડે નહિ કે જમતાં દેખે નહિ કે જમ્યો છે એમ તે પોતે કહી જમવાની આજ્ઞા ન કરે ત્યાં સુધી તે ગમે તેટલું મોડું થઇ જાય તો પણ જમતીજ નહિ. જયંતિલાલ પરગામ જતો ત્યારે પણ બહુજ મોડી જમતી; તે એવા હેતુથી કે તે વખત પહેલાં તેનો પતિ જ્યાં હોય ત્યાં જમ્યો હોવો જોઇએ. કેવી સ્નેહાર્દ્રતા! કેવો સુંદર શિષ્ટાચાર! કેવી ઉત્કટ પરાયણતા! ધન્ય છે એવા પ્રેમી યુગલોને! આ માન્યતા અને આ આચરણ આધુનિક નીતિ રહિત શિક્ષણથી નાશ પામતી જાય છે એ ઘણુંજ શોચનીય છે. Little learning is dangerous.

ઉદયકાન્ત અને વૉટકિન્સ ઉપર ગયા. વાળુ કર્યાં પછી થોડીવાર બેસી બન્ને પોત પોતાના ખંડમાં ગયા.

# પરિચ્છેદ ૩૭ મો.

## બે પત્રો—વિચાર અને નિર્ણય.

**ઉદયકાન્ત** તેના ઓરડામાં ગયો અને એક " Love and Poor Suitor " નામની અંગ્રેજી નોવેલ વાંચવા લાગ્યો. બત્તીના પ્રકાશને પીઠ રાખી તે એક ફ્રેન્ચ બનાવટની મખમલ જડેલી આરામ ખુરશીમાં બેઠો હતો. મુંબઇથી આવતી વખતે તે **દી. લખમીદાસ** એન્ડ **કુંપની** માંથી ઘણાં પુસ્તકો ખરીદ કરી લેતો આવ્યો હતો થોડીવાર વાંચ્યા પછી તે આ નોવેલના છેલ્લાં પ્રકરણે પહોંચ્યો એવામાં એકાએક તેને તેની માએ આપેલા પત્રો જે વાંચવાની તેને અત્યાર સુધી નવરાશ મળી નહોતી તેથી નિરાંતે વાંચવા ધારી ખીસામાં રાખ્યા હતા તે યાદ આવ્યા. ઉઠીને કોટનાં અંદરનાં ખીસામાંથી કાગળોનો થોકડો કાઢી ટેબલ ઉપર મૂકયો. તેમાં કેટલાંક કાર્ડ અને કવર હતાં. બીજાં તો ટપાલ દ્વારા આવેલાં હતાં પરંતુ તેમાં એક અમસ્તું આવેલું કવર અને ટપાલ વાળા પૈકી એક બીજું કવર તેની દ્રષ્ટિ રોકી રહ્યાં. તે બેયના હસ્થાક્ષર તેણે ઓળખ્યા હતા. તે બેયને છેવટ વાચવાનું ધારી તેમને એક બાજુ મૂકયા અને બાકીના કાગળો ત્વરાથી વાંચી ગયો. તેનું ચિત્ત તો તે બે કાગળોમાંજ ચોટેલું હતું. વાંચેલા કાગળો સાથે આપણને સંબંધ ન હોવાથી તે શાના અને કોના છે તે જાણવાની આપણે તકલીફ ઉઠાવશું નહિ. આ બે જુદા રાખેલા કાગળો કોના હશે ! વાંચકને અટકળ તો આવીજ હશે તો પણ જો સ્મરણ ન રહ્યું હોય તો તે આપવું એ અમારૂં કર્તવ્યજ છે. એ બે કાગળો તરલા અને શીરિષના હતા. તરલાની હકીકત શીરિષના મુખથી સાંભળી તે જાણતો હતો તેથી તે પોતે શું કહે છે તે જાણવાની જીજ્ઞાસાથી તેનો પત્ર પ્રથમ ફોડયો. આ પત્રની હકીકત આપણે તરલાના સંબંધમાં જે જાણીએ છીએ તેનાં કરતાં વફાવત વાળી નહોતી એટલે અત્રે તેનું પિષ્ટપેષણ કરવાની સુજ્ઞ વાંચકો પણ જરૂર નહિ માને. આ પત્ર વાંચી ઉદયકાન્તનાં ચ્હેરા ઉપર ક્રોધ અને ખેદની છાયા છવાઈ રહી. તે ઉંડા વિચારમાં ગર્ક થયો. દોતમાં

કાંઇક ચાવતો હોય એમ બીડેલા અધરોષ્ટ અમસ્તા હલાવતો હલાવતો તે નેત્રો ફાડી ફકત એકજ બિંદુ તરફ તાકી રહ્યો. પીઠ ઉપર ભાર દઇ આગળના બે પગ ઉંચા કરી પાછળના બે પગ ઉપર ખુરસી ઉભી રાખી તે તર્કમાં ગર્ક બન્યો હતો. વાંચકને યાદ દેવાની જરૂર નથી કે તે આરામ ખુરસી ઉપરથી ઉઠી ટેબલ આગળ આવ્યો હતો. આખરે તેનાં હૃદયરૂપી દરિયામાં ઉછાળા મારતાં વિચારોરૂપી મોજાં નીચે બેઠાં એટલે તે પત્ર તેણે ફરીથી વાંચ્યો અને સંકેલીને કવરમાં નાખવા મંડયો. એવામાં વિચાર બદલાતાં તેને ખુલ્લો કરી સામો રાખ્યો અને શીરિષનો પત્ર વાંચવા લાગ્યો. આ પત્ર વાંચવાની સાથે તેનામાં વીજળીની અસર થયા જેવું જણાયું. આખું શરીર ઉન્માદપૂર્વક કંપી ઉઠયું. હાથની આંગળીઓ ઢીલી થતાં કાગળ નીચે પડવાની તૈયારીમાં હતો પરંતુ ચૈતન્ય આવતાં તેણે તે પત્રને મજબૂત પકડી રાખ્યો. ફરી ફરી તેણે તે પત્ર પાંચ વાર વાંચ્યો. આ પત્ર આપણે શીરિષના કોમળ હાથથી લખાતી વખતેજ વાંચી લીધો છે એટલે ફરી વાંચવાની અગત્ય નથી. તેને પણ તરલાના પત્રની બાજુમાં ખુલ્લો રાખી જાણે કે તે બેયને ત્રાજવામાં તોળતો હોય એમ વીચાર ગ્રસ્ત અવસ્થામાં પાછળના પાયાઉપર ઉભી રાખેલી ખુરસીમાં ઝુલવા લાગ્યો. આવીરીતે લગભગ અડધા કલાક સુધી વિચાર વમળમાં ગોથાં ખાઇ બેય પત્રોને સંકેલી સહુ સહુના કવરમાં રાખ્યા અને તેમને ટેબલનાં એક ખાનામાં મૂકી દઇ પાછો જઇને આરામ ખુરસીમાં પડયો. હાથમાં નવલ કથા લીધી. અધુરૂં મૂકેલું છેલ્લું પ્રકરણ કાઢયું પરંતુ તે વાચતાં ગમ્યું નહિ અને પાછો પા કલાક સુધી એના એ વિચારના હીંડોળે હિંચવા લાગ્યો, આખરે વૃત્તિયોને સમેટી લઇ નવલકથા વાચવા લાગ્યો પરંતુ તેનું ચિત્ત તેમાં જેવું જોઇએ તેવું પેઠું નહોતું. તરલા અને શીરિષની મૂર્તિયો દૃષ્ટિ આગલ આવી કાંઇક વિનવણી–હાસ્ય–ઉપહાસ–આલાપ અને આનંદ કરતી હોય એમ દેખાતાં તેમાં હૃદયમાં તે સંબંધે ક્રમશઃ વિચાર આવવા લાગ્યા. તરલા તેને મળી હોત તો તેમનું જીવન કેવું જાત તેનું કલ્પિત ચિત્ર નજર આગળ ખડું કરી જોવા લાગ્યો તુરતજ પછી તરલાનાં તેનાં વૃદ્ધ પતિ સાથેનાં જીવનનું ચિત્ર પાડી તેને અવલોકતો કાંઇક ન સંભળાય એવીરીતે બબડવા લાગ્યો. એ ચિત્ર ઉડી જતાં બે હાથ જોડી સામે ઉભેલી શીરિષનું ચિત્ર ખડું થયું. તેનું મનોહરતા, નિર્દોષતા, પવિત્રતા, સ્નેહ, સદગુણ વિગેરેની છાયાવાળું મુખ અને ઉત્કૃષ્ટ, નિર્મળ, દિવ્ય સ્નેહ ભરેલાં શાંત, મૃગલી જેવાં ચક્ષુઓ,

કુમળા સ્વચ્છ રૂપેરી રંગના હાથ, નાજુક આંગળીઓ તેના ઉપર અલૌકીક અસર કરવા લાગ્યાં. તે ક્યાં છે, કયો વખત છે અને શું કરે છે તેનું તેને બિલકૂલ ભાન નહોતું. "તમારા બેમાંથી કોનો પ્રેમ મારા ઊપર વધારે છે ?" તેના મુખમાંથી આખરે આવો ઉદ્‌ગાર નીકળ્યો. "કેમ કહી શકાય ? તે તો તમેજ જાણો !" બે તરૂણીઓ તેને આવો જવાબ આપતી જણાઇ. ખરેખર તરલાનો પ્રેમ આ "લવ એન્ડ પૂઅર સૂટર"ની નવલકથાની નાયિકા કુમારિકા સોનીઆ જેવો હતો. સોનીઆ તેણીના રમણ નોર્મનને તે ઘણીજ ગરીબ સ્થિતિનો હોવા છતાં ચહાતી હતી તેવીજ રીતે તરલા પણ ઉદયકાન્તને તેની ગરીબ સ્થિતિ હતી ત્યારથી ચાહતી હતી. સોનીઆને પિતાની અનુમતિનો અટકાવ હતો પરંતુ પરિણામે નડયો નહોતો જ્યારે તરલાને તેના પિતાની અનુમતિ માગવામાં પ્રથમ તો ધર્મ નડતો હતો અને પછીથી તેના પિતાનો લોભ સ્વાર્થ નડીને ઉભો રહ્યો. સોનીઆ અને નોર્મનનું દંપતી તેમની શરૂઆત ગરીબ અવસ્થામાંથીજ કરી તેમાં સંતોષ માની સંસાર નાવને સુખ પૂર્વક ચલાવતું હતું. તેવીજ રીતે જો શરૂઆતમાંજ તેઓ પરણ્યાં હોત તો તરલા અને ઉદયકાન્તનું પણ થવાનું હતું. તફાવત માત્ર એટલો હતો કે સોનીઆ અને નોર્મનનુ વેવિશાળ ( Engagement ) થયું ત્યારે નોર્મન ત્યાંનો પ્રથાઅનુસાર ગરીબજ હતો જ્યારે વેવિશાળનો સમય આવવા પહેલાં આપણી પ્રથા મુજબ જોતાં ઉદયકાન્તની સ્થિતિ કાંઇક અંશે સુધરીને ઠીક થઇ હતી પરંતુ વેવિશાળનો વખતજ આવવા પામ્યો નહોતો. સોનીઆના પિતાને જમાઇની નિર્ધનતાને અંગેજ પુત્રીના સુખના ઉચાટ હતા જ્યારે તરલાના પિતાએ પોતાના ભાથો ભરવાની ખાતર જમાઇ કે દિકરીનાં સુખની દરકાર કરી નહોતી. તરલાનો પ્રેમ સોનીઆની માફકજ નિર્દોષ અને ઉત્કટ હતો પરંતુ સોનીઆની માફક તરલા તેના પિતાને અગાઉથી જણાવી શકી નહોતી, અને તેના પિતાએ ચોકસ કરી વાળ્યા પછી કહ્યું પણ તેનું કાંઇ કામ સર્યું નહોતું. સોનીઆના પિતાએ પુત્રીને સ્ત્રી ધનમાં સારી રકમ આપી હતી જ્યારે તરલાના પિતાએ ઉલટી સારી રકમ મેળવી હતી. એક સોનીઆ અને તરલા વચ્ચે આવી બાબતોમાં ગમે તેવો તફાવત હો પરંતુ બેય સાચા સ્નેહવાળી તો ખરી. સોનીઆને તેના ઈચ્છિત વરને વરવામાં ધર્મ કે પિતા ન નડયા જ્યારે તરલાને નડયા. સોનીઆનો મનોરથ ફળ્યો જ્યારે તરલાનો ન ફળ્યો તો પણ "જડી સાંકળી તે સાચાં સ્નેહ

કરી ન તોડી તુટશે" આવું તરલાનાં હૃદયમાં અચળ રીતે રહી ગયું. હવે આપણી શીરિષના સ્નેહ તરફ નજર કરીએ. તેનો પ્રેમ નિર્દોષ અને અનુકમ્પિત હતો. તરલા પરણી તે પહેલાં તો તેનો પ્રેમ માત્ર સાધારણ સંબંધીઓ પ્રત્યે હોય તેવો હતો અને તે પછી ઉલટ થયો હતો. પહેલાં તો માત્ર તેનામાં બાલીશ-મુગ્ધત્વનું વલણ હતું એમ કહી શકાય. ઉદયકાન્તના હાથમાંથી તરલા છીનવાઇ ગયાથી તેને તેના ઉપર અનુકમ્પા આવી અને એ વલણ પ્રેમાવસ્થા પ્રાપ્ત કરી તરલાનું સ્થાન લઇ તેની ખોટ પુરી પાડવા માગતું હતું. અત્યારે તો આ પ્રેમાવસ્થા ઘણીજ સજડ અને અચળ થઇ ગઇ હતી તે આપણી કે ઉદયકાન્તની દૃષ્ટિ બહાર રહેવા પામી નથી.

"તરલાતો ગઇ તે કાંઇ હવે આવવાની નથી. એની આશા પણ વ્યર્થ અને અનીતિ વાળી. શીરીષ તેનું સ્થાન લેવા માગે છે. તેનો પ્રેમ પણ સ્વચ્છ અને ઉત્કટ છે વળી તે મારી હાલની સ્થિતિ જોતાં લાયક પણ છે. વળી જેવી જોઇએ તેવી સંસ્કારી, સુશિક્ષિત, સદ્‌ગુણસંપન્ન, ગૃહિણી કર્ત્તવ્યમાં .નિપુણ, વિવેક અને વિનયવાળી, દક્ષ, ચપળ, સ્નેહાર્દ્ર અને સુખ આપે તેવી છે. તેમજ સૌંદર્યવતી પણ અનુપમ છે તેના જેવી શોધી ન મળે. તેને મેળવનાર ખરેખરો ભાગ્યવંતજ. મારે આ તાકડો જવા દેવા જેવું નથી. હું માગણી કરૂં છતાં મળવી મુશ્કીલ તો પછી એ પોતે પુરા સ્નેહથી માગણી કરે છે. જો તેની માગણી નહિ સ્વીકારૂં તો તેના મુગ્ધ હૃદય ઉપર વજ્ર સમાન આઘાત થશે. તરલા તો મોટી ઉમરની હોવાથી સારાસારનો વિચાર કરી શકે તેમ છે. પરંતુ આ કુમળા હૃદયવાળી-બીન અનુભવી-નિર્દોષ અને સરળ બાલિકામાં તે શકિત નથી. ના પાડીશ તો તે સહન નહિ કરી શકે અને દુઃખી થઇ જશે વિમળલાલ મારો મિત્ર છે અને ભાઇચારાથી વર્તિએ છીએ. તેની દીકરીની મારે માગણી કરવી એ કેટલે દરજે ઉચિત-વ્યાજબી ગણાય તે મારે વિવેક પુરઃસર પ્રથમ નકી કરવું જોઇએ. જ્યંતિલાલ અને તેનો સસરો પ્રથમ મિત્રજ હતા. મિત્રાચારીના સહવાસથી જયંતિલાલ તેને જમાઇ કરવા લાયક જણાયો અને તેણે તેની પુત્રી પરણાવી. આ જોતાં હું વિમલ-લાલ પાસે શીરિષની માગણી કરૂં તો અનુચિત નથી. પણ તે કરવી કેવી રીતે? જો નહિ કરૂંતો શીરિષનું મન દુભાશે. આતો ટીંટોડી અને સર્પ તથા સોપારી જેવું થયું. 'આઘી જઉં તો ડુબી મરૂં અને

ઓરી રહું તો તરસી મરૂં ' એ ટીટોડીની સ્થિતિ અને ગળેલી છછુંદર ગળે તો મરી જાય અને મૂકી દેતો આંધળો થાય એ સર્પની ગતિ અને સોપારી સુડી વચ્ચે સલવાણી. મારૂં પણ આવુંજ છે. આતો એક ધર્મ સંકટ જેવું. યાચના કરૂં તો તે કદાચ અનુચિત ગણાય અને ન કરૂં તો બાલિકા દુઃખ પામે. ના પણ હવે કોઇ પણ પ્રકારે મારો અને શીરિષ-બેયનો ઇરાદો સંલગ્ન થવાનો છે એ વાત તો વિમળ-ભાઇનાં લક્ષ ઉપર સીધો કે આડકતરી રીતે જવી જોઇએ. વારૂ, જોઉં છુ. કે હું આમાં કેટલે અંશે ફત્તેહમંદ થાઉ છું સહવારે કાંઇક યુક્તિ હાથ લાગશે. આંખો પણ નિદ્રાદેવીનાં જાદુથી ઘેરાઇ બંધ થતી જાય છે. ચાલો જોઇએ છીએં કે નશીબ દેવી શાશા ખેલ રમે છે." ઉદયકાન્તે આવા અનેક વિચારોને અંતે નિર્ણય કર્યો.

ત્યાર પછી બતી ઓછી કરી તેણે શયન કર્યું અને થોડીવાર પથારીમાં આળોટી નિદ્રસ્થ થઇ ગયો.

---

# પરિચ્છેદ ૩૮ મો.

## ઉદયકાન્તની જાહોજહાલી—શીરિષનો ઉન્માદ.

"ઉન્માદ પ્રીતિનો થતાં સ્થિતિ, સમય કે વળી સ્થળ તણું
ના ભાન યત્કિંચિત રહેતું; ધ્યાન છો રાખે ઘણું."

**મિસ્તર વૉટકીન્સ**ની રજા પુરી થઈ રહેતાં તે હાલતો સીલોન તરફ ઉપડી ગયો. ઉદયકાન્તે તેને વધુ પગાર આપી પોતાની જાગીરના વ્યવસ્થાપકનું કામ સુપ્રત કરવાનું નકકી કર્યું હતું. વૉટકિન્સને તેના સીલોનના શેઠો સાથે એવો કરાર હતો કે બેય પક્ષકારમાંથી ગમે તે નોકરી છોડવા કે છોડાવવા માગે તો તે પક્ષકારે સામાવાળાને ત્રણ માસ અગાઉ નોટીસ આપવી. વૉટકિન્સને આ કરાર મુજબ નોકરી છોડતાં પહેલાં ત્રણ માસની નોટીસ આપવી પડે તેમ હતી. વળી રજા ઉપર જઈ બારોબાર એવી નોટીસ અપાય નહિ. તેમ કરવાથી કરારનો ભંગ કરવા ઉપરાંત રજાની મુદ્દતનો પગાર પણ ન મળે, એકવાર તો રજા ઉપરથી આવી નોકરી ઉપર ચડવુંજ જોઈએ અને ત્યારપછીજ નોટીસ અપાય. વૉટકિન્સને અહીં આવવાનો બહુ શોખ થયો હતો. સીલોનના શેઠ યૂરોપીઅન હોવાથી તેને વધુ પડતું માન ન મળતું અને અહીં હિંદીઓ તો તેને સાહેબ લોકો માની બહુ માન આપતા. અને વળી તેને ઉદયકાન્ત સાથે મિત્રાચારી જેવું થયું હતું એટલે દરેક રીતે તેને માન મળે તેમ હતું. દેશીઓને યૂરોપીઅનો પોતાના નોકર હોય છતાં તેમની જ્ઞાતિના પ્રતાપે બહુ માન આપવું પડે છે. કેટલીકવાર દેશી શેઠોના યૂરોપીઅન નોકરો "નોકર તેરા પણ તેરા કીયા ના કરૂં"—આવું પણ કરે છે અને દેશી શેઠીઆ તે મુંગે મોઢે સહન કરે છે. ભલેને નોકર હોય પણ તે સાહેબ લોક એટલે દેશી શેઠથી તેમને કાંઇ કહેવાયજ નહિ. સીલોન ગયા બાદ વૉટકિન્સે ત્રણ માસની નોટીસ આપી દીધી અને રબ્બરના રોપા તૈયાર કરાવવાનું કામ શરૂ કર્યું વૉટકિન્સ જેણે મુંબઈમાં ઉદયકાન્તના સેક્રેટરી તરીકે ડોળ ઘાલ્યો હતો તે હવે સાચું ઠર્યું, તેના ગયા પછી ઉદયકાન્તે શું શું કર્યું તે પણ આપણે તપાસીએ. પ્રથમ તો તેણે તેની જમીનમાં બે બંગલા બાંધવાનું કામ શરૂ

કર્યું. એક વચ્ચો વચ્ચ તેના માટે અને બીજો સિંહદ્વાર નજીક વૉટકિન્સ માટે. આ બે બંગલા બનાવવામાં તેણે લગભગ વીશ હજાર રૂપીઆ ખર્ચ્યા. તેના માટે ત્યાં બંગલો કરવાનો હેતુ એ હતો કે તે કોઈવાર ઉજાણી કરવાના કે હવા ફેર માટે થોડા દિવસ ત્યાં રહેવાના કે આનંદ વીહાર કરવાના કે કાંઇ એવો મિજબાન આવે ત્યારે ઉતારો દેવાના ઉપયોગમાં આવે.

ઉદયકાન્તને ગામ બહાર ખુલ્લી હવામા રહેવાનો શોખ હતો પણ નાત જાત વિગેરે ગામમાં એટલે સામાજીક પ્રસંગે છેટું પડે અને તેથી અડચણ–અગવડ ભોગવવી પડે. આ કારણથી તેણે ભારે કિંમત ખર્ચી તેની જ્ઞાતિના લત્તામાં જમીન લીધી. આ જમીન ઉપર તેણે લગભગ પચીસ હજાર રૂપીઆ ખર્ચી મકાન બાંધવાનો વીચાર કર્યો અને કામ શરૂ કર્યું. આ મકાન પુરૂં થતાં સુધી તેણે "વસંત પૅલેસ"માંજ રહેવાનો નિર્ણય કર્યો. શેઠાણીએ ઘણીજ ખુશીથી તે તેનોજ છે એમ કહી રહેવા દીધો. "વસંત પૅલેસ" ઉપર તેને કુદરતી રીતે શોખ થયો હતો. સદા તેમાં રહેવાનું હોય તો કેવું સારૂ એમ તે ઇચ્છતો હતો. તે મકાન–તેનો બગિચો અને અઢળક લક્ષ્મી ખર્ચી તેમાં ગોઠવેલું ફર્નીચર તથા સરસામાન કોને ન ગમે? તે મકાન ખાસ રાજશાહી ઉતારા માટે હતું તેથી શેઠાણીએ તેમાં દરેક પ્રકારની સગવડ કરાવવામાં ખામી રહેવા દીધી નહોતી. એ મકાનના પ્રતાપેજ નગરશેઠને "સર" નો ઇલકાબ મળવા પામ્યો હતો. નગરશેઠની જે આવા પ્રકારની કીર્તિ નહોતી તે વસંતલલિતાએ આવી ઘણી વધારી દીધી હતી.

વસંતલલિતાનાં નશીબમાં દામ્પત્ય સુખ તો નહોતું તે સઉ કોઇ શેઠની ઉમ્મર જોઇ કહી શકે. એ ખાતે તો તેને જીંદગી ભરનો સંતાપ હતો. એશઆરામ ભોગવની અને જુવાન લલનાને એવાં સુખની વૃત્તિ કુદરતી રીતે હોય અને તે ન મળતું હોય ત્યારે તે શું શું ન કરે? અને વળી આના જેટલી સ્વતંત્રતા મળતાં તો આખી દુનિયા માથે લઇ ફરે! વસંતલલિતાનું હૃદય શેઠના દર્શન કરતાંજ ચીરાઇ ગયું હતું. તેનાથી એવાં સુખની આશા તો રાખી શકાય તેવીજ નહોતી. તેને રા. રા. રણછોડભાઇ ઉદયરામે લલીતા દુઃખદર્શક નાટકમાં લલીતાના ઉદ્‌ગારો "બીજી સખીઓને જે જે સુખ દુઃખ તે મારે રે, કહોજી કોમળ હૃદયના કંથ ટળશે કયારે રે" હંમેશા યાદ આવતાં. શેઠ સંતાનો-

ત્પત્તિ માટે તેને પરણ્યા હતા પરંતુ શેઠની વૃદ્ધાવસ્થા અને શેઠાણીની નીતિમાન જીંદગી જોતાં તો તે હેતુ પાર પડે તેમ નહોતો. તો પછી તે શા વિચારે આવી મૂર્ખાઇ કરવામાં ઝુકી પડયા હશે. ? એતો એ જાણે આપણે તેની સાથે નીશબત નથી પરંતુ આપણને આવી રંભાને પણ લજવી નાખે તેવી રૂપવની અને ભર યુવાન અંગનાની જીંદગી માટે દિલગીરી થયા વગર નહિ રહે. તેણીનામાં કેલવણીના સંસ્કાર એવા સારા હતા કે આવું છતાં તેની પવિત્રતા અખંડીત હતી. તેની સ્વતંત્રતા જોતાં તો તે ધારે તેમ કરી શકે તેમ હતી. આવા સંજોગોમાં ઘણું કરી વૃદ્ધ યુવડો આંખ આડા કાનજ કરે છે. પરંતુ તેની સ્વતંત્રતાનો તેણે એ માર્ગે ઉપયોગ ન કર્યો. વસંતલલિતાની દામ્પત્ય સુખની વૃત્તિ હવે બુઢી થઈ ગઇ હતી. પોતાની સ્રીની પવિત્રતાથી પ્રસન્ન થઇ શેઠે પોતાની સઘળી મિલ્કત અને વ્યવ્હાર તેણીના હાથમાં સ્વતંત્ર સત્તા સાથે સોંપી દીધો હતો. વસંતલલિતાને બદલે કોઇ બીજી યૌવના હોત તો આવી સ્વતત્રતાનો ઉપયોગ તે બીજી રીતે કરતી હોત પરંતુ વસંતલલિતા કેવો કરતી હતી તે આપણે તેણીનાં આપણા જાણવામાં આવેલાં ચરિત્ર ઉપરથી સારી રીતે જાણવા પામ્યા છીએ. શું આવી સ્રી બીજી હોઇ શકે ? ધન્ય છે તેને ! તેનાં જેવું સદ્વર્તન બીજાથી ભાગ્યેજ રાખી શકાય. આ કારણથીજ તે જાહેર કલ્યાણ કરવાની જીંદગી ગુજરાતી હતી. તે છેક નિષ્કામ વૃત્તિવાળીજ બની ગઇ હતી. આવું હતું છતાં શેઠની સેવા કરવામાં કે તેમને આનંદી રાખવામાં તે બિલકુલ ઉણપ આવવા દેતી નહોતી. તેને શેઠ ઉપર એક નવોઢાને પોતાના પ્રિય ઉપર જે પ્રેમ હોય તે પ્રેમતો ન્હોતોજ છતાં દયા ઘણી હતી. તેનો શેઠ ઉપરનો સ્નેહ દયાનાં રૂપમાં હતો. ઇશ્વરનાં બનાવેલાં સર્વ પ્રાણી ઉપર સ્નેહ રાખવાવાળી તેના કહેવાતા પતિ પ્રત્યે સામાન્ય સ્નેહ રાખે તેમાં શું આશ્ચર્ય ? આ બધું તેનાં વિશાળ વાંચનનું પરિણામ હતું. કામ એક એવી અનિવાર્ય વસ્તુ છે કે તેનાથી કોઇ મનુષ્ય દૂર રહી શકતું નથી. કહેવત છે કે "ખાખરની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે ?" તે મુજબ કામ શું કહેવાય કે તેની તૃપ્તિ કેમ થાય તે જેના અનુભવમાં કોઇ દહાડો પણ આવેલ નથી તેને પછી એમ બનાવવાના સંજોગોની ગેરહાજરીમાં તેની વૃત્તિ પણ ક્યાંથી થાય. એક વખત આપણે સાકર॰ ખાઇએ અને તે મીઠી લાગે ત્યારેજ ફરી ખાવા વૃત્તિ કરીએ પરંતુ મુળથીજ તે ન ખાધી હોય

તો પછી તે ન મળતી હોવાથી અને ન જાણવાથી ખાવાની મરજીજ ન થાય. જે વસ્તુ આપણે જોઇ કે જાણી ન હોય અને ત સીધી રીતે ન મળી શકતી હોય તો પછી આપણે તે વસ્તુ માટે આતુર બનશું નહિ. તે વસ્તુને ગમે તે રસ્તે મેળવાની આપણને આકાંક્ષા થશેજ નહિ. તેમ ચાલુ બ્રહ્મચર્ય પાળવાવાળી સ્ત્રીને તેનાથી જુદા પ્રકારની વૃત્તિ થાયજ નહિ. રતિવિલાસ જેવી વસ્તુ દુનીયામાં અસ્તિત્વ ધરાવે છે એવો વિચાર કે સ્વપ્ન સરખું પણ આ બીન અનુભવી શેઠાણીને કદિ આવતું નહિ. વાસનાને પોષવાથી તે વૃધ્ધિજ પામે છે. મારવાથી મરે છે.

ઉદયકાન્ત તેની માને પણ પોતાની સાથે "વસંત પલેસ"માંજ રાખતો હતો. તેણે તેની મા પાસેથી કામ છોડાવી દઇ માત્ર ઇશ્વર ભજનમાં વળગાડી તેના આત્માનું કલ્યાણ તથા અવતાર સાર્થકય કરવામાંજ તેને રોકવા દીધી હતી. તેની મા પણ સમજી જઈ તે પ્રમાણે કરતી હતી. પુત્રની આવી ઉંચી સ્થિતિ જોઈ તે સદા સંતુષ્ટ રહેતી અને જીવન કર્તવ્ય અદા કરતી હતી. તેને બંગલામાં દાદરા ચડવા ઉતરવા પસંદ ન હોવાથી પોતાને માટે નીચે રહેવાનુ રાખ્યું હતું. ઉદયકાન્તે તેને તેની મરજી પડે તેટલું દાનપુણ્ય કરવાની પણ છુટ આપી હતી. ડોશી ખાલી નંહાતી. તેની પાસે અત્યારે લગભગ ત્રણ ચાર હજાર રૂપીઆની ખાનગી મુડી હતી આ પૈસા તેણીએ જીંદગીભર કામ કરી ખરા પરસેવાના મેળવ્યા હતા અને એવા પૈસાનો દાનપુણ્ય કરવામાં ઉપયોગ કરવામાં આવે તો બહુ ફળ મળે એમ ધારી તે તે પૈસા એવા કામમા વાપરતી હતી. ઉદયકાન્ત પણ તેને પ્રસંગોપાત ઘણી મોટી રકમો વાપરવા માટે આપતો. ડોસીની સેવા કરવામાં તે રજભાર પણ ઉણપ ન રાખતો. તે હંમેશ પૂજાપાટ કરી ડોસીને પગે લાગતો અને ડોશીનું વચન કદિપણ ઉથાપતો નહિ. ડોસીનું કામ કરવામાટે ખાસ બે સ્ત્રીઓ ઈલાયદી રાખી હતી. તેમની નોકરી તે ડોસીનું કામ કરવાનીજ હતી.

ઉદયકાન્તે તેનાં મકાનોના કંટ્રાકટ વિમળલાલને આપવા માંડ્યા પંરતુ તેણે મિત્રાચારીને અંગે તે ન શોભે એમ કહી નાપાડી. વિમળલાલે તેને કંટ્રાકટ કામમાં ફાયદો નહી એમ સમજાવી ઘર મેળે કામ ચલાવવાની સલાહ આપી તેની દેખરેખ રાખવાનું પોતે વચન આપ્યું. વગર પૈસે

દેખરેખ રાખે તે ઉદયકાન્તે નાપાડી પરંતુ વિમળલાલનો અત્યાગ્રહ થતાં છેવટ કબૂલ કરવું પડયું. તેણે મકાનોનું કામ તેની સ્વતંત્ર મરજી મુજબ કરવા વિમળલાલને વિશ્વાસપૂર્વક છુટ આપી દીધી.

પોતાનું બીજું બધું કામ છોડી દઇ વિમળલાલે આ કામ તેની જાતી દેખરેખ તળે બે માસમાં તૈયાર કરાવી દીધું. મુંબઇથી ગંજાવર ખર્ચે ફર્નીચર મંગાવી ત્રણેમાં ગોઠવવામાં આવ્યું. વૉટકિન્સના બંગલામાં પણ ફર્નીચરની કચાશ નહોતી. સારી રીતે જોઇએ તે કરતાં પણ વધુ હતું. આ કામમાટે પરદેશના અસંખ્ય કારીગર મજુરો બોલાવ્યા હતા.

જોષીને બોલાવી મુહુર્ત જોવરાવી તેણે ગામની ઇમારતમાં વાસ્તુ લીધું અને ત્યાંજ રહેવા લાગ્યો. આ ઘરમાં ફર્નીચર અને બીજી શણુગારની વસ્તુઓ માટે પૈસો ખર્ચવામાં તેણે પાછુંવાળી જોયું નહોતું. મકાન એવું વિશાળ હતું કે આખાં પ્રાચીપુરમાં તે શ્રેષ્ટતા ભોગવવા લાગ્યું. તેને "માતૃગૃહ" નું અભિધાન આપી તેની માનું સ્મરણ કાયમ રાખ્યું.

ત્યારપછી તેણે બજારમાં એક મોટી ઑફિસ પણ બંધાવી. આ ઑફિસનું મકાન વિલાયતી પેઢીઓના જેવું ભવ્ય, વિશાળ અને ગંજાવર હતું. આખાં શહેર કરતાં તેણે એક નવીનતા કરી તે એ હતી કે આ બધાં મકાનો વચ્ચે તેણે ટેલીફોન ગોઠવ્યા.

ઉદયકાન્તની જાહોજલાલી હવે દુનિયા આગળ પુરેપુરી પ્રકાશમાં આવી ગઇ. તેની આવી સ્થિતિની ખબર પડતાં મહારાજા સાહેબે તેને પોતાની રાજ પ્રકરણી સભામાં દાખલ કર્યો અને તેની હિમ્મતની નિશાની દાખલ તેને "હિમ્મતે બહાદુર" નો માનકારી ઈલકાબ આપ્યો. આવી જાહોજલાલી છતાં તે હજુ કુંવારોજ હતો. તેને પોતાની બ્હેન, દીકરીઓ આપવા ઘણા વિચાર કરતા હતા. કેટલાકતો વષ્ટિ પણ ચલાવતા હતા. હવે કોણ ન ચલાવે? વિમળલાલ પણ આવા વિચાર રાખનારાઓ પૈકી એક હતો. હવે શીરિષ અને ઉદયકાન્તનાં મન ઘણાં મિલન થયાં હતાં. પ્રેમ પણ બંધાયો હતો અને પરણવાનાં વચન પણ અપાઇ ચુકયાં હતાં. બેયજણાં સંલગ્ન થવાની આશામાં દિવસો નિર્ગમન કરતાં હતાં. શીરિષને તો ચેનજ પડતું નહોતું. તેતો લગ્ન ઘેલી થઇ ગઇ હતી. તેને ઉદયકાન્તની પત્ની જલદી થવાનો ઉન્માદ થઇ આવ્યો હતો. "કયારે પરણું? કયારે તેની અર્ધાંગના થઇ પ્રેમનાં

ફળ ચાખું અને ચખાડું ? ક્યારે ખરેખરૂં સંસાર સુખ આપું અને લઉં ? ક્યારે પતિ અને સાસુની સેવા બજાવવાને ભાગ્યશાળી થઉં ? ક્યારે અવતારની સફળતા પર્વત ઉપર ચડી જઉં ?" આવા આવા અનેક વિચારોમાં નિમગ્ન બની તે ઉન્માદી જીવનજ ગાળતી હતી. વાંચવું–લખવું–કામ કરવું–તેને કશુંય સુઝતું નહોતું– કશામાં તેનું ચિત્ત ચોટતું નહોતું. તેને તો હનુમાનજી જેમ જ્યાં ત્યાં–સર્વત્ર રામનેજ જોતાં તેમ તે ઉદયકાન્તને જોતી. તેની નસે નસે–હાડકે હાડકે–અને લોહીના ટીપે ટીપે ઉદયકાન્ત રમતો હતો. તેનાં હૃદયમાં હરવખત હર્ષોન્માદનાં પુર આવતાં. શીરિષની આવી સ્થિતિ તેની મા કળી ગઇ અને તેની ખાત્રી પણ તેને એકવાર થઇ. શીરિષ તેના રૂમમાં ઉન્માદાવસ્થામાં બેસી એકલી એકલી બબડતી હતી:— "વ્હાલા ઉદયકાન્ત હવે ઝટ કરોને ! વ્યર્થ વાર શીદ લગાડો છો ? તમારી વામાંગી થયા વગરનો એક દિવસ મને એક ભવ જેવો થઇ પડયો છે અલગ્નાવસ્થાની વેદના હવે મારાથી ખમાતી નથી ! તમે મારી માંગણી નહિ કરો તો મારે નિર્લજ બની વિમળભાઇને તમને પરણાવવા માટે કહેવું પડશે ! શું એ ઠીક કહેવાય ? મારાથી એવી છુટ ન લેવાય એ વધારે સારૂં ! આપણામાં આવો નીતિનો બાધ ન નડતો હોય તો ક્યારનુંએ મેં તો વિમળભાઇને કહી દીધું હોત ! હે પ્રભુ ! તુ આમાં સ્હાય કરજે ! આ દીન બાળાની અરજી ધ્યાનમાં લે જે" હે તાત ' મારી હૃદય કામના પુરી પાડવાની દયા કરજે !" શીરિષ આવા ઉન્માદમાં હોવાથી પોતે ક્યાં છે અને શું કરે છે તેનું તેને બિલકુલ ભાન નહોતું. તેની માના કાન ઉપર આવા શબ્દો પડતાં તે લપાઇને ઉભી રહી પોતાની પુત્રીનું ઉઘડતું હૃદય જાણી લેતી હતી. એ જાણી તે વગર બોલ્યે ચાલી ગઇ હતી.

તે રાત્રે વિમળલાલ અને તેની પત્ની વાતો કરતાં બેઠાં હતાં. પત્નીએ પુત્રીની આવી દશાથી પતિને વિદિત કર્યો. અને તે કામ વગર વિલંબે કરી દેવા વિનંતિ કરી. **શુભસ્ય શીઘ્રમ્** ના વિચારે તે બેય જણાંએ તે પ્રમાણે કરવાનો નિશ્ચય કર્યો અને થોડીવાર પછી પતિ પત્ની નિદ્રાદેવી પ્રસન્ન થતાં નિદ્રસ્થ થઇ ગયાં.

---

# પરિચ્છેદ ૩૯ મો.

## તરલાને વૈધવ્ય–શીરિષનાં સગપણમાં વિઘ્ન.

"ન જાને જાનકી નાથ પ્રભાતે કિં ભવિષ્યતી"

જાનકી પતી શ્રીરામચંદ્ર પણ પ્રભાતે શું થશે તે જાણતા ન્હોતા.

વિમળલાલની માગણી ઉપરથી શીરિષનું સગપણ ઉદયકાન્ત સાથે કરવાની તેની માએ હા પાડી. ઉદયકાન્તને એટલુંજ જોઇતું હતું. તેની માએ ધાર્યું કે તેને કાંઇ ખબર નહિ હોય એટલે હા પાડતાં પહેલાં તેણીએ તેની મરજી લેવાનું ઉચિત ધાર્યું. "તમે તમને ગમે તેમ કરો. એ કામ તમારૂં છે. મારાથી વચમાં બોલાયજ નહિ. તમને ગમે તે મને ગમેજ." મન તો જુદા પ્રકારનું હતું પણ ડોસીને સારૂં લગાડવાની ખાતર તેણે કહ્યું હતું. સગપણ કરી તરતજ લગ્ન કરવાનું ઠરાવ્યું. આ વાત આખાં શહેરમાં ફેલાઇ ગઈ. શીરિષ એથી બહુજ રાજી થઇ. અત્યાર સુધી ઉન્માદ હતો પરંતુ આ વાત બહાર પડતાં તે ભોળી બાલિકા શરમાવા લાગી. શરમની મારી તે બનતાં સુધી કોઇને મુખ ન બતાવતી કે આગળની માફક હવે વાતો કે ગપાટા ન મારતી. ભોળી બાળિકાઓની સ્થિતિ, તેમનું વેવિશાળ થાય છે ત્યારે આવીજ થાય છે. મનમાં હર્ષ અને મોઢે શરમ એવી શીરિષની સ્થિતિ હતી. ઉદયકાન્ત આવતો તે હવે તેને મુખ પણ ન બતાવતી અને શરમાઇને તેના ખંડમાં જઇ લપાઇ જતી અને તેના વિશે વિચાર ચલાવતી. મળવાનું તો ઘણું મન થતું. આજ સુધી મળતાં તે જુદુ. અને હવે મળે તે જુદું માતા પિતા સમક્ષ પોતાના ભવિષ્યના સ્વામીને કેવી રીતે મળાય? કે તેને જોવાય કે તેની સાથે વાત કરાય? હિંદુ સંસારનીતિ અનુસાર આ સ્વભાવિક છે. હિંદુ બાળકોના મનનાં સંસ્કારોજ કુદરતથી એવા થયેલા હોય છે કે પોતાનાં માબાપ કે બીજાની હાજરીમાં રમણ રમણી શરમાય છે અને એક બીજાં સામું જોતાં નથી કે વાતો કરતાં નથી. કેવી નિર્દોષતા! કેવાં શુદ્ધ હૃદય! છતાં શીરિષ પ્રસંગ મળ્યે ઘરના અંદરના ભાગમાંથી લપાઇને ભાવિપતીના દર્શન કરતીજ.

ચાંલ્લા કરે ત્યારે બહોળે હાથે વ્હેંચવા માટે ઉદયકાન્તની માએ સાકરના કોથળે કોથળા મંગાવી રાખ્યા. શીરિષને આપવાનાં કપડાં તથા ઘરેણાં પણ ઘણી કિંમતના અને ઘણાં તૈયાર કરાવ્યાં. સારાં મુહુર્તના અભાવે ચાલ્લાં કરવામાં પાંચ છ દિવસની વાર હતી. આ વાત શીરિષ તેમજ ઉદયકાન્ત તરલાને જણાવ્યા વગર રહ્યાં નહોતાં. તે ત્રણજણાં વચ્ચે પત્રવ્યવહાર સારા પ્રમાણમાં ચાલુ હતો. લેડી વસન્તલલિતા બાઈને પણ આ વાતથી વિદિત કરવામાં આવી હતી. એ સાંભળી તે વિચારમાં પડી ગઈ હતી. તે શાના વિચારમાં પડી ગઇ તે જાણી શકાય તેમ નથી. તેનું લેશ પણ ચિત્ર બહાર દેખાયું નથી એટલે કયાંથી જણાય? કોઈનાં હૃદયની શી ખબર પડે! આપણે કોઇનું હૃદય તો થોડાકજ જોવા પામીએ છીએ? આપણે હૃદયનું જે અનુમાન બાંધી શકીએ છીએ તે હૃદયનાં મુખ વિગેરે ઉપર પડતાં ચિત્રને બુદ્ધિપૂર્વક લક્ષમાં ઉતારી વિચાર કરીનેજ બાંધી શકીએ છીએ આનાં હૃદયનું ચિત્ર મુખ કે બીજે કયાંઇ જણાતું નથી એટલે લાચાર.

એક બાજુ તરલાને શીરિષ અને ઉદયકાન્ત તરફથી તેમનાં સગપણ સંબંધી પત્ર મળ્યા જ્યારે બીજી બાજુ તેનો પતિ તે વખતે મર્ણ પથારીમાં હોવાથી તે તેની ચિંતા અને વ્યાકુળતામાં હતી. તેમના પત્રો વાંચી તે ખુશી થઇ પરંતુ તેની અસ્વસ્થ ચિત્ત સ્થિતિમાં તે વિશે વધુ વિચાર ચલાવી શકી નહિ તેના પતિને ભોંય ઉપર લેવાની તૈયારી હતી તે વખતે તેને ટપાલ મળી હતી જેમાં આ પત્રો હતાં.

ત્યારપછી ત્રિજે દિવસે પ્રાચીપુરમાં મોટો કોળાહલ વર્તી રહ્યો. આખાં શહેરમાં તરલાનાં રંડાયાની વાત ચાલતાં સહુ લોકો શોક કરવા લાગ્યા. તરલાની દયા ખાઈ તેના બાપ ઉપર હજારો મુખોમાંથી ગાળો અને શાપના વર્ષાદના દરેડા પડતા હતા. તરલાની કન્યાશાળાની નોકરી બહુજ ઉમદી અને લોકપ્રિય હતી. તેના ઉપરિયોની પણ તેના પ્રત્યે સારી લાગણી હતી. "વનો વેરીને પણ વશ કરે." એ કથનાનુસાર તરલાની ઉચ્ચ કુશળતા અને કાર્યદક્ષતાએ સર્વની પ્રીતી પ્રાપ્ત કરી હતી. તેના હાથ નીચે ભણતી કન્યાઓ પણ તેને પૂજ્યભાવ સાથે ચાહતી. વધુ શોક કરવાનું કારણ તો એ હતું કે તેને વૃદ્ધ સાથે પરણાવી તેનાં મનમાન્યાં નાણાં ઉપાર્જિત કરી તેનો દુષ્ટ પિતા કોઇ બીજા દેશમાં ન્હાસી ગયો હતો અને તેનો પત્તોજ નહોતો કે તે કયાં છે અને

શું કરે છે. તરલાને તેનો પતિ દુઃખ આપી ગયો પરંતુ તેની સાથે આશ્વાસન અને સંતોષની નિશાની દાખલ મોટી દોલત મૂકી ગયો હતો. તરલાને પતિના સુખની માયા ગમે કે આ ગમે ? તેણીએ સંતોષ માન્યો કારણ કે એ જીવતો તોપણ મુવા જેવોજ હતો. તેનાથી તરલાને દામ્પત્ય સુખ મળવા પામ્યું નહોતું. તરલા એ સુખના સંતાપથી મુક્ત નહોતી એટલે વૈધવ્ય તેને બહુ વિકટ જણાય તેમ નહોતું. તોપણ રંડાપો તે રંડાપોજ. તે વૈષ્ણવ ધર્મની બીજી વિધવાઓ જેમ કહે છે કે "શીતલ કરીઆં સામગ્રી ત ઠાકુરજીકે ધરીઆં, મહા પ્રભુજી દે રંડાપો ત નીત જાત્રા કરીઆં" તેમ માનવાવાળી ન્હોતી, સ્રીને સૌભાગ્ય કરતાં બીજી એકે વસ્તુ ઉમદા હોતી નથી. એક આ દુઃખ અને બીજું મા બાપની નાસ્તિનું. જોકે તેનાં માબાપ પ્રત્યે તેને ઘણોજ તિરસ્કાર આવી ગયો હતો તોપણ માબાપ તે માબાપજ એવા વિચારે તેનામાંથી તેમના પ્રત્યેનો પૂજ્યભાવ કે મમતા દૂર થયાં નહોતાં. આ બે ઉપરાંત ત્રિજું ઉદયકાન્તના પ્રેમનું દુઃખ હતું આ થતાં તેનાં સુખનું સત્યાનાશ વળવા સાથે ઉદયકાન્તનું સુખ પણ ઉડી ગયું હતું. તેને તે સુખ આપી શકીજ નહિ; તેમજ તેનું પોતે લઇ શકીજ નહિ, વૃદ્ધ પતિએ દિલાસારૂપે આપેલી સઘળી મિલ્કત લઇ તેણે તેના પ્રિય ગામ પ્રાચીપુર જવાનો નિર્ણય કર્યો સ્થાવર મિલ્કત બધી વેચી નાખી પૈસા કરી લીધા. આ પતિનાં ગામ ઉપર તેને તિરસ્કાર આવવા લાગ્યો. મુળથી હતોજ તે હવે વધવા પામ્યો. આ ગામમાં તેને સર્વત્ર કંટાળો, હૃદયખિન્નતા, અશાંતિ, સંતાપ અને પ્રતિકુળતાજ દ્રષ્ટીગોચર થવા લાગી. તેનાં પતિનું બારમું કરી તેણે સારી કીર્તિ મેળવી. જ્ઞાતિ ભોજન તો આપ્યા શિવાય ચાલે તેમ નહોતું. તે કદાચ ન આપવા ધારેપરંતુ જ્ઞાતિ તે મૂકે તેમ નહોતી કારણ ઘણાં દહાડે જ્ઞાતિ ભોજન થવા પામ્યું હતું. જ્ઞાતિને તરલાનાં દુઃખની પરવા નહોતી; તેમને તો જમવાનું મળે એટલે બસ "કીસીકા ઘર જલો; કીસીકા પુત મરો; બંદા ખાવે ઓર તાપે." અને રા. રા. રણછોડભાઇ ઉમેદરામે કહ્યું છે તેમ "મડદા ઉપર મસબેસીને તમે મિષ્ટાન ખાઓ...ધિક હિંદુ ભાઇઓરે, ધિક છે ધિક નામ તમારૂં." આવા વિચારવાળી જ્ઞાતિઓ જેને ત્યાં ભોજનનો પ્રસંગ આવે તેની સ્થિતિ, દુઃખ, શક્તિ, ગરીબાઇ, શોક કે કશાંની દરકાર રાખતી નથી. કોઇનાં આંતરડાં દુભાવી મિષ્ટાન ખાવા એ શું પાપ નહિ ? જ્ઞાતીઓ એવાં પાપનો ક્યાં વિચાર કરે છે ? તેતો

ઘર વેચાવી-ઘરેણું-જમીન કે બીજું હોય તે વેચાવી "વર મરો કે કન્યા મરો પણ ગોરનું ભાણું ભરો" એની માફક પોતાનું ભાણું ભરાવે છે. ભરનારનું તો પછી ભલેને ગમે તે થાય!

તરલાએ તેની જ્ઞાતિયે ધાર્યા કરતાં ઘણુંજ ઉમદા ભોજન આપ્યું. કોઇ એક પકવાન બનાવતો તો તેણીએ ત્રણ પકવાન-ઘીથી-રચપચતાં બનાવ્યાં. પતિ પછવાડે બીજાં કેટલાંક સદ્‌પાત્રે દાનપુણ્ય કર્યાં. સંસાર સુખનો સ્વાદતો તે ચાખવા નહોતી પામી તે પામીજ નહોતી. તેનું તેને સ્વપ્નમાં પણ સુખ મળ્યું નહોતું. વિધિની કૃતિમાં શ્રદ્ધા રાખી તેને સંતોષ માન્યા વગર છુટકો નહોતો. ગમે તેવાં સુખ હોય કે દુઃખ પરંતુ તે ચિરકાળ ટકી રહેતાં નથી. એક એવો પણ દિવસ આવે છે કે મનુષ્ય ચિર નિદ્રાવશ થઇ જાય છે-પ્રાણ વાયુ ઉડી મોટા વાયુમા મળી જાય છે. દુનિયા-અવતાર શું છે? તે માત્ર એક લાંબુ સ્વપ્નજ છે. સ્વપ્ન જેમ આવીને ઉડી જાય છે અને પછવાડે પ્રત્યક્ષ કાંઇ રહેતું નથી અને તેનું સ્મરણ પણ થોડા વખત સુધીજ રહે છે તેમ જીવાત્મા પણ ઉડી જાય છે અને પછવાડે કાંઇ રહેતું નથી અને થોડા વખતમા તેનું સ્મરણ પણ ભુસાઇ જાય છે. કોઇ કોઇ સ્વપ્નની અસર જેમ જીંદગીભર ભુલાતી નથી તેમ કોઇ કોઇ આત્મા તેમનાં મહાન કાર્યોને અંગે ભુલાતા નથી. આપણે અત્યારે હજારો વર્ષો ઉપર થઇ ગયેલા મહાન પુરૂષોને તેમને જોયાથી નહિ પરંતુ તેમના મહાન કાર્યોને અંગે યાદ કરીએ છીએ. તરલા આવી સમજણથી દુઃખ ન માનતી પરંતુ દિલગીર માત્ર એટલાં કારણથી થતી કે સૌભાગ્યમાં જેવો ધર્મ પળાય છે તેવો વૈધવ્યમાં પાળવાની તક મળતી નથી. જે અર્થે ઇશ્વર મનુષ્યને દુનિયામાં અવતારે છે તે અર્થ તરલાથી સર્યો નહોતો. તેનાં સાસરામા તેને કોઇ ધીરજ, શાંતિ, દિલાસો આપવાવાળાં સ્નેહીજન નહોતાં. માતા પિતા જે ખાસ સ્વાર્થ અને દુષ્ટતાનાં પુતળાં હતાં તે તો મૂકીને નાસી ગયાં હતાં. ત્યાં તેનું કોણ? માત્ર મહાદેવ! બીજું કોણ? મનુષ્યને ભલે સકળ સૃષ્ટિમાં બીજું કોઇ ન હોય તોપણ સર્વનો બેલી-અનાથના નાથ અને ભાગ્યાનો ભેરૂ પ્રભુતો હોય છેજ. તેને તો સંભાળ લીધા વગર છુટકોજ થતા નથી. તેણે બનાવ્યા માટે તેણેજ સંભાળવાં જોઇએ. એ કાંઇ એનો ઉપકાર નહિ; તેતો તેની ફરજજ ગણાય.

અલબત્ત તેની ફરજને માટે લાયકાત મેળવવી એ માણસની ફરજ. આપણે જેટલા તેના તરફ બજાવવી જોઈતી ફરજમાં ઓછા તેટલી તેની આપણા પ્રત્યેની ફરજ ઓછીજ હોય. "વાવો તે લણો" એતો નિર્વિવાદ બાબત છે. તરલા આત્મોન્નતિના વિષયમાં એટલી બધી આગળ વધેલી નહોતી કે તે સર્વત્ર પ્રભુનેજ દેખી શકે. જ્ઞાન વગર પ્રભુ પ્રત્યક્ષ દેખાતો નથી. જ્યાંસુધી કોઈ વસ્તુ પ્રત્યક્ષ ન દેખાય ત્યાં સુધી તેનાથી દિલાસો કે સંતોષ ક્યાંથી મળે? ઇશ્વર જોકે સર્વ વ્યાપક છે તથાપિ તેની સર્વવ્યાપકતાના રૂપ મનુષ્યે જાણવાં જોઇએ. એ જાણવા માટે ઉંચ તત્વ જ્ઞાન-અધ્યાત્મજ્ઞાનની પ્રથમ દરજ્જે જરૂર. ઇશ્વરને સર્વ વ્યાપકરૂપમાં તો કોઈ જવલેજ જોઇ જાણે છે. કેટલુંક તે એવો છે એવી માન્યતા ઉપર આધાર રાખે છે. માન્યતા અને સ્વદૃષ્ટિથી નિરિક્ષણ કરવું એમાં ઘણો ફેર છે. માન્યતા ગમે તેવી સચોટ અને અચળ હોય પણ પ્રત્યક્ષદર્શન તેને હઠાડે છે. જ્યારે પ્રત્યક્ષદર્શનથી થયેલા જ્ઞાનને તે હઠાવી શકતી નથી. માન્ય વસ્તુનું જ્યાં સુધી નિરિક્ષણ કરવા ન પામીએ ત્યાં સુધી તે વસ્તુની ખુબી જણાય નહિ. નિરિક્ષણ માટે જ્ઞાન જોઇએ. જ્ઞાન માટે ગુરૂ જોઇએ ગુરૂ માટે શિષ્ય વૃત્તિ જોઇએ. શિષ્ય વૃત્તિ માટે વર્તન જોઇએ. આખરે વર્તન ઉપર આવીને વાત ઉભી રહે છે. વર્તનને આવશ્યક ગણવાનું કારણ આજ છે. વર્તનના પણ વિચારરૂપી મુળ હોય છે મુખ્ય અને મુળ વસ્તુ વિચાર છે વિચારથીજ બધી બાબતોની ઉત્પત્તિ થાય છે. તરલા ઉદયકાન્તને આવું જ્ઞાન પ્રાપ્ત કરવાના ગુરૂ સ્વામી તરીકે લેખતી તેથીજ તેને પરણવા માગતી. તેની સાથેના સંસારથી તે આવું બધું સાધી શકત. આથી તે નિરંતર બળ્યા કરતી તેણે ઉદયકાન્તને એ સ્થાન આપવા ઇચ્છા રાખી હતી. પરંતુ તે ઇચ્છાતો વાંઝણીજ ગઇ. હા એક રીતે થાય તેમ હતું કે જો તે પુનર્લગ્ન કરે તો. તેતો કરી શકાય તેમ નહોતું. હિંદુ સંસાર અને લોક તેની ચોખ્ખી મના કરે છે. આ મના ગેરવ્યાજબી નથી. તેનો હેતુ ઘણોજ ઉમદો છે. પરંતુ સાથે જુલમી પણ છે ઉમદો કોના માટે છે અને જુલમી કોના માટે છે? જો પતિ પ્રત્યે પત્નીને ખરેખર સાચો સ્નેહ હોય તો તો ફરી પરણવાનો વિચાર તેને આવેજ નહિ. બીજા કરે તોપણ ન આવે. એ હેતુ ઉમદો

એટલા માટે કે તેનાથી સાચો સ્નેહ થાય છે. હવે જુલ્મી શા માટે તે જોઇએ. જેને માત્ર સાથે રહે ત્યાં સુધી દુનિયાની બ્હીકથી કે સ્વાર્થથી હેત હોય તેને તો વિષય કામના કે બીજાં સુખની કામનાના સ્વાર્થને અંગે ફરી પરણવાની ઇચ્છા થાય પણ ઇચ્છા ફળીભુત ન થાય એ જુલ્મ જેનામા ખરો સ્નેહ નહોય તેને પરાણે રાખીએ તો તે ગુપ્ત રીતે દુષ્કર્મો કરે અને ફરી પરણવાના કર્મ કરતાં ઘણાંજ અનિષ્ટ પ્રકારનાં મોટાં દુષ્કર્મ કરે. જુલમી એટલા માટે કે સાચાં સ્નેહી ન હોય તેને પણ તેમની ફરી પરણવાની ઇચ્છા બર લાવવા ન દેવી અને તેને પરિણામે તેમના હાથે મહાઘોર પાપ છાની રીતે થવા દેવાં. દેશકાળ જોતાં પુનર્લગ્નની છુટ આપવી જોઇએ. જેને ફરી ન પરણવું હોય તેને તેમ કરવાની અને જેને પરણવું હોય તેને તેમ ન કરવાની ફરજ ન પાડવી જોઇએ. જેને રહેવું હોય તે ખુશીથી રહે અને ફરી પરણવું હોય તે ખુશીથી પરણે આમ થવાથી ઘણાં ગુપ્ત ઘોર કામો અટકી જશે આ નિયમ દરેક જ્ઞાતિમાં લાગુ પાડવાની જરૂર છે. પુનર્લગ્નની વાત આજકાલ મનાવા લાગી છે પરંતુ કેટલાક તેની જરૂર ધારવા સાથે શ્રીમદ્ શંકરાચાર્યનું "**यद्यपिशुद्धं लोक विरुद्धं ना चरणीयं नाचरणीयं**" (ગમે તેટલું શુદ્ધ હોય પણ લોક વિરૂદ્ધ હોય તો ન કરવું) આ સુત્ર આડું લાવે છે. જ્યાં આખો ધર્મનો હેતુ આડો નથી આવતો ત્યાં સુધી આ સુત્ર બીચારૂં શું કરવાનું છે? લોકજ તેની નીતિ બાંધે ત્યાં પછી તેના વિરૂદ્ધ ક્યાં પુનર્લગ્નની બાબત થઇ? આ વિષય ઘણો લાંબો અને પકવ વિચારશક્તિ માગવાવાળો છે એટલે આપણી નવલકથાના આ પરિચ્છેદના આ બનાવને પ્રસંગે વધુ વિશાળ રીતે ચર્ચી શકાય તેમ નથી. ટૂંકામાં "રહે તો આપથી અને જાય તો સગા બાપથી." એવુ થાય તેના કરતાં ફરી પરણવાની છુટ આપવાથી પરિણામ સારાં આવે. પુનર્લગ્ન કરવાથી કોઇ કોઇ શું—બધાય પ્રસંગોમાં સારાં દમ્પતી થઇ આવે છે અને તેઓ સંસાર સુખની અને કર્ત્તવ્યની પરાકાષ્ટાએ પહોંચે છે. પુરાતન વખતથીજ પુનર્લગ્ન ચાલ્યાં આવે છે. તેના દાખલા અસંખ્ય છે. ધૃતરાષ્ટ્ર કોણ હતા? તેમની માએ કરેલા નિયોગથી થયેલા પુત્રજ. આવાતો અસંખ્ય ઇતિહાસિક દાખલા છે. નિયોગ કરો કે પુનર્લગ્ન કરો. પ્રકાર તો બેયનો એકજ છે. તે ટાંકવા બેસીએ તો તે બાબત આડે આપણે આપણી નવલ-

કથાનું દૃષ્ટિ બિન્દુ ચુકીએ. સ્ત્રી રક્ષણ વગર રહી શકતી નથી. સ્ત્રીઓનો સ્વભાવ-તેમની વ્યકિતનું બંધારણજ એવું છે કે તે રક્ષણ તળે જોઇએ. કુમારિકા અવસ્થામાં માબાપનું પછી પતિનું અને પછી પુત્રોનું, જેને આવું રક્ષણ છેકજ નહોય તેની શી ગતિ! સ્ત્રી થઇ એટલે રક્ષણ તો જોઇએ. તો પછી ફરી પરણી બીજા પતિનું રક્ષણ તેણે શા માટે ન લેવું? આપણી તરલાની પણ આજ ગતિ છે. તરલાએ આવા ઘણા બધા વિચાર કરી છેવટે ગમે તેમ કરી ઉદયકાન્તનું રક્ષણ મેળવવાનો નિર્ણય કર્યો. તેના સ્વાર્થ આડે તે શીરિષને તો ભુલીજ ગઇ. શીરિષની સ્થિતિની તો ખબરજ નહોતી કે તે પણ ઉદયકાન્તનું રક્ષણ મેળવવામાં કેટલી આતુર છે. તેનો જાણતી કે ઠીક સગપણ કરતા હશે, તે બીજે કરવાનું ઠરાવશું. શીરિષને માટે ગમે ત્યાં મળી રહેશે. તે બીચારી જાણતી નહોતી કે શીરિષ તો તેના કરતાં પણ વધુ ચાહતી હતી. જો આવી ખબર હોત તો તે આવો નિર્ણય કદિ પણ ન કરત, એવો સંકલ્પ પણ ન કરત કારણ કે શીરિષ તેને જેટલી તેટલી વ્હાલી સખી નહોતી. પોતાના સ્વાર્થને માટે તે વ્હાલી સખીનું બગાડે તેવી નહોતી.

ઉદયકાન્ત અને શીરિષ સિવાય પ્રાચીપુરમાં તેને કોઇ ખાસ સ્નેહીજન નહોતાં. તેના આવા માઠા સમાચાર સાંભળી તે બેયજણાં અતિશય ખેદ પામ્યાં અને શોકગ્રસ્ત થયાં. તેમનો વિચાર તરલાને વિવાહ ઉપર તેડાવવાનો હતો. પોતાની સ્નેહીજન ઉપર આવું વિપદ વાદળું વર્ષી પડવાથી તેમણે વિવાહના અને સગપણના આનંદને કેટલાક વખત સુધી મુલત્વી રાખવાનો વિચાર કર્યો. તેઓ ત્રણે વચ્ચે એવો અનહદ સ્નેહ હતો કે તેઓ પૈકી એક ઉપર આવેલું દુઃખ તેઓ ત્રણ જણાને પોતાને માથે આવેલું માનતાં, તરલાને શીરિષે ઘણાંજ સાંત્વનવાળો પત્ર લખ્યો. ઉદયકાન્ત ત્યાં સુધી જઇ આવ્યો. તરલા તેને મળી અને ગળે બાઝી પડી રડવા લાગી અને તેનો બધો વૃત્તાંત તેના પોતાના મોઢેથી કહ્યો. ઉદયકાન્ત આથી બહુજ દુઃખ પામ્યો. તરલાએ તેનું રક્ષણ લેવાનો ઈરાદો કર્યો છે એવો તેને ઈશારો કર્યો. તેથી ઉદયકાન્તનાં હૃદયમાં વળી બીજો એક અલૌકિક પ્રકારનો આવેશ આવ્યો. તેણે કાંઇ જવાબ આપ્યો નહિ. તરલાની પ્રાચીપુર આવવાની ઈચ્છાને તેણે સંપૂર્ણ અનુમતિ આપી અને જરૂર પડયે સ્હાય આપવા વચન આપ્યું. તરલાને આથી અમુક અંશે ધૈર્ય આવ્યું. તેણે ધાર્યું કે—

"ફીકર નહિ. આટલું છે તો આગળ વધારશે કાળની ગતિ ન્યારી છે. કાળક્રમે હું તેનાં હૃદય ઉપર વિજય મેળવી શકીશ, સહવાસ શું નથી કરતો? લાંબો પરિચય સર્વ સાધી શકે છે. મનુષ્ય પ્રયત્ન કરે તો તેને કશુંય અસાધ્ય નથી."

તરલા ઉદયકાન્ત સાથે પુનર્લગ્ન કરવા માગે તો તેમાં કાંઇ અનુચિતતાતો નથી. આખી જીંદગીભર તેણીએ મનથી તો ઉદયકાન્તનેજ પતિ માન્યો છે. વળી વૃદ્ધ પતિ માત્ર કહેવાનોજ પતિ હતો. શાસ્ત્રો પણ છુટ આપે છે કે પતિના સ્પર્શ વગરની બાલિકા પુનર્લગ્ન કરે તો તે દુષિત નથી. તે એક કુંવારી કન્યાના જેટલીજ લગ્ન કરવા યોગ્ય છે. માતપિતાની ગેરહાજરીમાં તરલા પોતાનો સંસાર વ્યવ્હાર પોતાના હાથમાં લે તો તે પણ અયોગ્ય નથી.

---

# પરિચ્છેદ ૪૦ મો.

## સગપણ બંધ—તરલા માટે વચન.

તરલાકુમારિ હવે તેનાં પતિનાં ગામને છેલ્લા નમસ્કાર કરી તેનાં પ્રિયગામ પ્રાચીપુરમાં આવીને રહેતી હતી. આપણે જાણીએ છીએ કે ઉદયકાન્તને નગર શેઠાણીની પુરતી વગ હતી. તરલા અને તેના વચ્ચે પ્રેમનાં બીજ ઉગ્યાં તે ઉદયકાન્તમાં શેઠાણીએ ઉત્પન્ન કરેલા સ્ત્રી વ્યકિત પ્રતિના ભાવનુંજ પરિણામ હતું તેથી પણ આપણે અજ્ઞાત્ નથી. તરલાએ અહીં આવી શું કરવું તેના ઘણી દિશાઓમાં વિચાર ચલાવી ઉદયકાન્ત શેઠાણીને મળ્યો અને તરલાને તેને ત્યાં રાખવા ભલામણ કરી જે શેઠાણીએ સ્વીકારી. “ મને તો એથી ઘણોજ ફાયદો થશે. મારે કોઇ શાણી સહિયર નથી તો તે મને વગર પગારે એક ઉમદા સહિયર તરીકે ઉપયોગમાં આવશે. અમારાં બેયનાં જીવન લગભગ સરખાં હોઇ મને તેમનો સહવાસ ઘણોજ રૂચિકર અને આનંદપ્રદ થઇ પડશે. ” હા પાડતાં શેઠાણી બોલ્યાં. આ ખબર તરલાને લખતાં તે ઘણોજ પ્રમોદ પામી અને તે આવી ત્યારે તેને બારોબર શેઠાણીને ત્યાંજ તેડી જવામાં આવી. તરલા આવ્યા પૂર્વે ઉદયકાન્ત પ્રસંગોપાત શેઠાણી પાસે બેસવા જતો પરંતુ તેના આવ્યા પછી તો ઘણીવાર જતો. તેને તો તે બેય જણીઓ ઉપર એવોજ અતિશય નિર્દોષ સ્નેહ હતો. જો કે તરલા પ્રત્યેના પ્રેમનુંરૂપ કેટલેક અંશે જુદા પ્રકારનું હતું. વસન્તલલિતા મહા ચકોર હતી. ધીમે ધીમે તરલાનાં હૃદયની સ્થિતિ તેનાથી કળી ગયા વગરની ન રહી. એક દિવસ તરલાને પુછતાં તરલાએ તેનાં હૃદયની સઘળી વાત તેના આગળ પ્રકાશમાં મૂકી અને તેની સલાહ માગી. વસન્તલલિતા વિચારમાં પડી ગઈ. તેણે કોઇવાર આવા દાખલા નોવેલોમાં વાંચ્યા સિવાય બીજી રીતે અનુભવ્યા નહોતા તેમજ શાસ્ત્રમાં તે એટલી બધી પારાંગત નહોતી. તેનામાં માત્ર સદાચાર અને પરોપકાર વૃત્તિ દ્ઢતઃ પ્રકાશતા હતા. નીતિ નિપુણે આવી બાબતોનાં શાસ્ત્રો જાણવાંજ જોઇએ એ

કાંઇ ફરજીઆત નથી. હિંદુ સંસાર બંધારણની દૃષ્ટિમાં તો તેને તરલાની ઇચ્છા એક રીતે અયોગ્ય લાગી અને બીજી રીતે ન્યાયની દૃષ્ટિમાં વ્યાજબી લાગી તે બેય વચ્ચે વિવેક કરી નિર્ણય ઉપર આવવાની તેનામાં જો કે શકિત હતી છતાં સહસા તો તે આવી શકી નહિ.

" તમે હવે મારો હાથ ઝાલ્યો છે. તો ગમે તેમ કરો પરંતુ એટલું કર્યા વગર તો નહિ ચાલે જયાં સુધી હું ઉદયકાન્તની પત્ની થવાને ભાગ્યશાળી બની નથી ત્યાં સુધી મારૂં જીવન મને અકારૂં લાગે છે; મને કયાંય ચેન પડતું નથી. મારૂં હૃદય સદા સાગર સમાન ઉછાળા મારે છે. હું ખાઉં છું, પીઉં છું, બેસુ છું, ઉઠું છું, આનંદાલાપ કરૂં છું પરંતુ તે બધું મને ખરાભાવથી ગમતું નથી. માત્ર મારાં હૃદયમાં ચિંતાની ચિતા ભડભડાટ સળગ્યાંજ કરે છે એમ ન દેખાવા દેવાની ખાતરજ એ બધું બહારથી કરૂં છું બાકી અંતરમાં તો ફાટો પડી ગઈ છે. તે ફાટો ઉદયકાન્તના પતિ તરીકેના સંયોગરૂપી સુખના મલમ વગર બુરાય તેમ નથી. તેમનો પણ મારા પ્રત્યે પુરે પુરો પ્રેમ ભાવ છે. તેમનું જીવન પણ અંદર ખાતે તો વિષમ થઇ પડયું છે પરંતુ બહાર બીજો દેખાવ રાખે છે. તેમ કરવાનું કારણ માત્ર લોકાચારની ભીતિજ છે."

એ બધી વાત ખરી પણ શું તમને ખબર નથી કે ઉદયકાન્તનાં હૃદયમાં તમે અને શીરિષ બેય જણા સ્થાન લેવા પામ્યાં છો ? તેનાં હૃદયનાં ત્રાજવામાં તમે બેયજણ એક એક છાબડામાં બેઠાં છો ? કહો કોનું છાબડું નીચું બેસે ? સંજોગો જોતાં તો શીરિષનું બેસવું જોઇએ. હું આમાં ચોકસ નિર્ણયપર આવી શકતી નથી આ નિર્ણય પુરૂષો વગર નહિ થઇ શકે. આમાં કોઇ કુશળ પુરૂષની સલાહ લેવાની જરૂર છે." વસન્તલલિતાએ જવાબ આપ્યો.

તરલા આગળ બોલવા જતી હતી એવામાં કોઇનાં આગમનનો પદરવ રવેશમાં સંભળાયો. તેઓ તે બાજુ જોતાંજ રહ્યાં એવામાં ઉદયકાન્ત આવીને તેમની સમક્ષ ઉભો રહ્યો. બેયનાં મુખ ચિંતા અને વિચારથી ઘેરાએલાં જોઇ તેને આશ્ચર્ય થયું.

" કેમ આજે બેયજણાં આવી કોઇ વિચિત્ર મનોદશામાં ડબકાં ખાતાં બેઠાં છો ? " તેણે તેમને જોતાંજ પ્રશ્ન કર્યો.

" એનું કારણ તમે પોતેજ છો." વાતનો જલદી નિકાલ આણવાનો વિચાર કરી વસન્તલલિતા બોલી.

" હું કેવી રીતે ? આ મર્મનો અર્થ હું સમજી શકતો નથી. "

" બેસો ત્યારે કહી સંભળાવું."

તે ઉપરથી વસંતલલિતા ખાટઉપર બેઠી હતી તેના સામે તે ખાટ ઉપરજ બેઠો. તરલા સામે એક ખુરસી ઉપર બેઠી હતી.

વસંતલલિતાએ કોઇ પુરૂષની સલાહ લેવાનું કહ્યું હતું પરંતુ આ વખતે ઉદ્દયકાન્તજ આવી ચડવાથી તે વિચાર માંડીવાળી તેની સાથેજ વાત કરી નિકાલ આણવાનો નિશ્ચય કર્યો.

તમારા અને તરલા બ્હેન વચ્ચે કેવો ઉત્કટ પ્રેમ છે તે શું તમે નથી જાણતા ? વસંતલલિતાએ વાત છેડી. તરલા સહજ શરમાઇ ગઇ. તે બેજણાં છુટથી વાત કરી શકે તેટલા સારૂ તથા પોતાનાજ સંબંધની વાતમાં પોતે સાથે બેસવું એ દુરસ્ત ન ધારી તે ત્યાંથી ઉઠીને અંદર ચાલી ગઈ. ઉદ્દયકાન્ત વાત છેડતાં અને તરલા ગઇ તેથી વિસ્મય પામવા સાથે અવનવા વિચારોમાં પડી ગયો " તરલા તમારા વગર તેનું સર્વસ્વ હારી ગઇ છે તેનો સંસાર પણ તેને ખારો કડવો થઈ પડયો હતો. તેમાં તેનું ચિત્ત પણ પ્રેરાતું નહોતું. તેના પતિનો સહવાસ તેને પરાણે અનુકુળ કરવો પડતો હતો. તે ઘર તેને કારાગૃહ કે દુઃખના દરિયા સમાન હતું. ઉપાયના અભાવે તેને તે સંકટ સહન કર્યા વગર છુટકો નહોતો. સારૂં થયું કે ઇશ્વરે તેનાં સંકટનો અંત આણ્યો. એ સૌભાગ્ય કરતાં વૈધવ્ય ઘણુંજ સારૂં છે. એ બધો રોજનો સંતાપ તો બંધ પડયો. વૈધવ્યને વધુ વિમળ માની તે તેનાથી સંતોષજ રાખી જીંદગી પુરી કરશે જો—તે આગળ બોલતાં અટકી. થોડીવાર વિચાર કરી તેણે ફરી શરૂ કર્યું તે લોક દૃષ્ટિથી પરણેલી છતાં જેને કન્યાજ કહીએ એવી અવસ્થામાં છે. તે તમારી સાથે જોડાવા માગે છે, એ શિવાય તેનું જીવન કલેશ અને સંતાપથી કોઇ રીતે મુકત થઇ શકે તેમ નથી. વળી તમે બેયજણાં પરસ્પર ઉચ્ચ પ્રેમ ધરાવો છો એટલે તમને હમેશાં જુએ એ તેને કયાંથી શાંતિ કે સંતોષ આવે ? આમ કરવું એ અલબત આપણી જ્ઞાતિના રીવાજનું ઉલ્લંઘન કરવા સરખું થાય પરંતુ તે કોઈ રીતે ન્યાયથી વિરૂદ્ધ થયેલું નહિં ગણાય. "

"તમે ન્યાય કોને કહો છો ?" ઉદયકાન્તે વચમાં પ્રશ્ન કર્યો.

"અમે એવા ગંભિર પ્રશ્નોના જવાબ ન આપી શકીએ પરંતુ એટલું તો કહી શકીએ ખરાં કે ઇશ્વર તેની બનાવેલી સૃષ્ટિ નિભાવી રાખવા માગે તેમાં કાંઇ નવાઇ નથી કારણ કે આપણે પણ આપણી બનાવેલી વસ્તુ ટકાવી રાખવાને સ્વાભાવિક રીતે ઇચ્છીએજ. સૃષ્ટિ નિભાવવા ખાતરજ ઇશ્વરે પુરૂષ અને સ્ત્રી એવી બે વ્યક્તિ બનાવી તેમનામાં એકત્ર થઇ સૃષ્ટિ નિભાવવાનાં કાર્ય બજાવવાની બુદ્ધિ આપી છે. એ કાર્ય દરેક વ્યક્તિનો પ્રથમ ધર્મ ગણાય છે અને એ કારણથીજ લગ્ન, ગર્ભધારણ વિગેરેના પ્રસંગો મહોત્સવો તરીકે લેખાય છે. લગ્ન કરવું એટલે તન મનથી એક થવું પરંતુ સ્ત્રી પુરૂષનુ એક થવું એ એવી અલૌકિક અને વિચિત્ર બાબત છે કે તે સહુસા ઉદ્‌ભૂત થઇ શકતી નથી. એમ થવા સારૂં પ્રથમ તો રસ એટલે આચાર વિચાર વિગેરેની સમાનતા હોવી જોઇએ.એ સમાનતા હોય તો અંત કરણો આકર્ષાઇ એક થાય જેને આપણે સ્નેહ કહીએ છીએ. સ્નેહ થાય એટલે સલગ્ન થવાની ઇચ્છા ઉદ્‌ભૂત થાય અને ઇચ્છા ફળીભૂત થતાં સંસાર ઉપસ્થિત થાય સંસાર સારી રીતે ચલાવવો એ સૃષ્ટિનો ઉપરોક્ત નિભાવ એટલે કે આપણા અવતારનો હેતુ પૂર્ણ થયો કહેવાય. આચાર વિચાર તો સમાન હોઇ શકે. પરંતુ અંતરનું આકર્ષણ થઇ તે એક થવાં એ ઘણું કઠણ કાર્ય છે. જો તે એક વખત એક થાય તો પછી જુદાં પડી શકતાં નથી. સ્નેહ થયા પછી ખસેડયો ખસતો નથી અને ન થાય તો લાવ્યો આવતો નથી. સ્નેહ પરાણે તો થઇ શકતોજ નથી. આપણામાં લગ્ન કરવાનો જે રિવાજ છે તે પરાણે સ્નેહ કરાવવા જેવું છે. મેં કહ્યુ તેમ જો થાય તો તો થઇ જાય પરંતુ જો ન થાય તો કરવો બહુ દુષ્કર છે અને જો તેમ થાય તો પછી લગ્નનો હેતુ વ્યર્થ જાય છે. આ કારણથીજ લગ્ન પૂર્વે સ્નેહની આવશ્યકતા રહેલી છે. થયેલા સ્નેહને ખસેડાવવો એ જુલમ કે બીજું કાંઇ કહેવાય ? ભલેને ગમે તેવા સંજોગો આવે પણ તે ખસતો તો નથીજ. પ્રતિકૂળ સંજોગો સંતાપ આપે છે. જ્યારે સાનુકુળ સંજોગો સુખાનંદ આપે છે. સ્નેહની દૃષ્ટિ એવી ખુબીદાર છે કે તેમાં પાત્રાપાત્રનો ભેદ હોતો નથી. કોઇ કહે કે ફલાણા વચ્ચે સ્નેહ શાકારણથી થયો ? સ્નેહ થવાને કારણ હોતુંજ નથી કે તેના માટે નિર્મિત સ્થાન-પાત્ર પણ હોતું નથી. સ્નેહ ગમે તેના ઉપર થઇ શકે છે. સ્નેહને કોઇ પ્રકારના પ્રતિબંધનો કે આવરણો નડતાંજ નથી. સ્નેહનું કારણ સ્નેહજ

હોય છે. એક પાત્રનો સ્નેહ બીજા પાત્રનો સ્નેહ પ્રાપ્ત કરે છે. જુઓ કલાપી કહે છે:—

'પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ; પ્રેમીની લક્ષ્મી તે બધી.'

આ ઉપરથી સ્નેહ અમુક સાથેજ થાય એવો કાંઇ નિયમ નથી. સ્નેહ કોઇ નિયમને આધીનજ નથી તરલા સાથે લગ્ન કરવામાં આ તમારો બચાવ. વળી તમારો કિસ્સો જુદા પ્રકારનો છે, તમારે કાંઇ નવો સ્નેહ કરવાનો નથી સ્નેહ તો આગળથી છેજ અને સ્નેહનું પરિણામ પ્રતિકૂળ આવતાં જીવન ઉલટાં વિષમ થઇ પડયાં હતાં. એ વિષમતા દૂર કરવાનો તમને પ્રસંગ મળ્યો છે તો કાં ન દૂર કરવી! આમ કરવાથી તમને કદાચ જગત્‌ની ચેષ્ટાની ભીતિ હશે પરંતુ સ્નેહ સંબંધમાં તો જગત્‌નો ભય રાખવો પોસાતો નથી. જગત્ પારકું સુખ જોઇ કદિ રાજી થતું નથી. તેમજ દુઃખથી દાઝતું પણ નથી. જગત્‌ને તો માત્ર સારી નરસી ચેષ્ટા કરતાંજ આવડતી હોય છે. સ્નેહ જગત્‌ના અપવાદથી ડર ખાતોજ નથી. મને લાંબી વાત–દલીલ–પ્રતિપાદન કરતાં આવડતું નથી. અને તે પસંદ પણ નથી તો માત્ર ટુંકું અને ટચ કહી દઉં કે તરલાને ન સ્વીકારો એ સ્નેહની દષ્ટિમાં તો હડહડતો અન્યાય ગણાય. તરલાને કુમારિકા અવસ્થામાં પરણ્યા હો કે અત્યારે પરણો–એ બેય સમાનજ છે. એમાં કુદરત કાંઇ અવરોધ કરતી નથી કે તેમ થવાથી કુદરતનો જે ક્રમ છે તેમાં કાંઇ ફેરફાર કે વિકૃતિ થવા પામશે નહિ એતો અત્યારે પણ એનું કાર્ય એવીને એવીજ રીતે બજાવશે. જે વસ્તુને આપણાં સુખનાં વર્તુળનું કેંદ્ર ગણતાં હોઇએ અને જે મેળવવા માટે જીંદગીભર આકાંક્ષા રાખતા હોઇએ અને પ્રતિકૂળ સંજોગોને અંગે તે આકાંક્ષા કદાચ બર ન આવી હોય પરંતુ ફરી સાનુકુળ સંજોગો આવી પડયા હોય છતાં તે બર ન આવે તો પછી આપણી શી દશા થાય તેનો તમે વિચાર કરી જુઓ. માછલીને જળમાંથી આપણે પરાણે બહાર કાઢી લીધી હોય છે તો તેની કેવી દશા થાય છે? તફડી તફડીને મરવાનીજ કે બીજી કાંઇ? તે ફરી પાણીમાં જવા માટે કેવી તલ્પે છે? તરલાની પણ આવીજ દશા છે. પુનર્લગ્નમાં કાંઇ પાપ હોય એમ હું તો જોતી નથી. પહેલું લગ્ન કરવું કે ફરી લગ્ન કરવું એ બેય સ્નેહની બાબતો

છે. પુનર્લગ્ન અસલના વખતથી ચાલતાં આવે છે. ફરી લગ્ન કોણ ન કરે કે જે દમ્પતિ વચ્ચે સ્નેહ હોય. તરલાનાં દમ્પતિ વચ્ચે શું સ્નેહ હતો ? જે સ્ત્રીની ઉમ્મર પાકી ગઈ હોય અને તેને સંસાર સુખની વધુ લાલચા ન હોય તે ફરી ન પરણે ? પરંતુ એક તો બાળા અને વળી ગત પતિ ઉપર બિલકુલ સ્નેહ વગરની તે શા માટે ફરી ન પરણે ? જો અંતઃકરણથી પરણીએ અને તે જાયતો તો સ્નેહને અંગે અવરને ગ્રહણ કરવાની વૃત્તિ થાયજ નહિ. જે પરણેતર ઇચ્છા વિરૂદ્ધ જોર જુલ્મથી કર્યું હોય અને જે સંતાપરૂપ થઇ પડયું હોય તે પરણેતરનો પતિ જાય તો જેના ઉપર પ્રથમથીજ સ્નેહ હોય તેની સાથે ફરી શા માટે ન પરણવું ? અને પુરૂષે પણ તેનો શા માટે સ્વીકાર ન કરવો ? ઉત્કટ પ્રેમનો અનાદર કરવાથી પાપ થાય છે. એવું પ્રેમી પોતાનો અનાદર થતાં બહુજ રીબાય છે કોઇને રીબાબવું એ પ્હેલા નંબરની નિર્દયતા કે બીજું કંઇ ? આપણામાં ધર્મને બ્હાને આવી નિર્દયતારૂપી કેટલા અનર્થો–પાપ થાય છે ? ફરી લગ્ન નહિ કરવાનો ચાલ પ્રબળતા કેવી રીતે પામ્યો હશે તે વિચારી જોતાં મને તો એમ લાગે છે કે જ્યારે તે ચાલ શરૂ થયો હશે ત્યારે સ્નેહ લગ્નની છુટ હશે–અલબત્ત જુના વખતનો ઇતિહાસ–પુરાણો એ વિશે શાક્ષી કરે છે–એટલે સ્નેહી તો એકજ હોય; કાંઇ ઠાર ઠાર સ્નેહી ન હોય અને તેમ ન હોય એટલે વિધવાઓ નવો સ્નેહ– નહિ કરતી હોય. સતી થવાનો ચાલ શું બતાવે છે ? સ્નેહજ કે બીજું કાંઇ ? એવા ઘણા દાખલા બનતાં એ એક ચાલ થઇ ગયો હશે કે જે અત્યારે વગર સમજયે ગાડરીઆ પ્રવાહની માફક મૂકાતો નથી આતો સર્પની પછવાડે લીસરડા રહ્યા જેવું છે. વિદ્વાનો પણ ઇચ્છે તેને ફરી પરણવા દેવાના મતમાં હોય છે અને તેવો ચાલ પ્રચલિત થયેલો જોવામાં રાજી હોય છે. અંતરમાં એવું રાખે છે પરંતુ બહાર પડી શરૂઆત કરતા નથી. આ કામ તેઓ કોઇ બીજા કરે તો ઠીક એમ ધારી પોતાની તરફથી પહેલ કરતા તથી. માટે મને લાગે છે કે તમેજ પહેલ કરો. હું ધારૂં છું કે તમારી પહેલથી ‘ તે કરે પેલો કરે ’ એવો જે વિચાર હશે તે દૂર થઇ માર્ગ ખુલ્લો થઈ જશે. અલબત્ત ફરી પરણવાના ચાલમાં એવો પ્રતિબંધ તો હોવોજ જોઇએ કે તે ચાલ શરૂ થાય એટલે ઇચ્છે તેનેજ ફરી પરણાવવાં પરંતુ ન ઇચ્છે તેને હાલ જેમ ફરી ન પરણાવવાની સખ્તાઇ છે તેમ ફરી પરણાવવાની સખ્તાઇ ન ગુજારવી જોઇએ. એમાં ઇચ્છે તેને છુટ અને ન ઇચ્છે તેને બાધ. કોઇની

ઈચ્છા ઉપર ખોટો અધિકાર ન ચલાવવો જોઈએ. સહુ સહુની સદ્દઇચ્છાને અનુસરે એવી છુટ હોવી જોઈએ. આપણે સારાસારનો વિચાર કરતા નથી, માત્ર જે માર્ગે વિચરીએ છીએ તે માર્ગે પછી આંધળા થઇનેજ વિચરીએ છીએ. છુટ આપવાથી ફરી પરણેતર કરવાની તો ફરજ ન ગણાવી જોઇએ. વિક્રય કરનારાં માબાપોને તો તેથી મજા આવી પડે. કુમારિકા અવસ્થામાં મન માન્યાં નાણાં મેળવ્યાં હોય અને ફરી પરણાવી પણ તેમજ કરે. આમ કરવાથી બાળાઓનાં વૃદ્ધો સાથે લગ્ન કરવાનો ચાલ વધી જાય. પુત્રીના પૈસા ઉપજાવવાની ભુખવાળાં માબાપ પ્રથમ તેને વૃદ્ધ સાથેજ પરણાવે કારણ કે એક તો વૃદ્ધને પરણાવતાં ખુબ પૈસા મળે અને વળી થોડા વખતમાં રંડાય એટલે ફરી પરણાવવામાં પણ પૈસા મળે. ફરી પણ શા માટે વૃદ્ધનેજ ન આપે કે વખતે ત્રીજી કે ચોથી વાર પણ પૈસા મળે! એમ કરવાથી અનર્થ થાય. ફરી લગ્નની છુટ આપવા સાથે બાળાઓનાં લગ્ન વૃદ્ધ સાથે તો બિલકૂલ ન થાય એમજ કરવું જોઈએ. પુખ્ત ઉમ્મરની વિધવા હોય અને તે ફરી પરણવા ઇચ્છતી હોય તેનેજ વૃદ્ધ સાથે પરણાવવી જોઈએ. એ નિયમજ ઉચિત્ ગણાય સમાન વયનો સ્વાલતો પ્રાધાન્ય ભોગવવો જોઇએ. સમાનવય વગર લગ્ન કે ફરી લગ્ન થવાજ ન દેવાં જોઈએ. સ્ત્રી (ખરી સ્નેહાળ-સ્નેહ વગરની તો અલબત્ત નહિજ) એ આત્મોન્નતિના માર્ગ ઉપર જતા ઉપયોગી અને આવશ્યક સાથી છે. કેવી રીતે? સ્ત્રીથીજ સંસાર સુધરે છે અને ચારે પુરૂષાર્થ સાધી શકાય છે. સાચા સ્નેહ વગરની અર્ધાંગના વગર આ માર્ગ સાધી શકાતો નથી. સ્ત્રી પુરૂષનો પ્રેમ આવશ્યક ગણ્યો છે તેનું કારણ આજ છે. તમે અને તરલા પરસ્પર પુરાં પ્રેમી છો એટલે આ માર્ગ સાધવામાં તમે કેવાં ભાગ્યશાળી થશો? હવે મારે તમને કહેવાનું હતું તે હું કહી ચુકી છું. જગતથી ભય પામી તરલાને તરછોડો તો તમે તેનો ખરેખરો અન્યાય કરો છો. પ્રેમીનો જીવ દુભાવવો એ પ્રેમીનું કામ નથી. જો એમ હોય તો કહો કે તમે તરલાને ચાહતાજ નથી; માત્ર જે તમે તેને બતાવ્યો તે તમારો સ્વાર્થી મોહ હતો? જો એમ હોય તો તમે ગુન્હો કર્યો ગણાય. આપણામાં સ્વાર્થી મોહ હોવા છતાં બીજાને આપણા પ્રતિ અંતઃકરણનો પ્રેમ કરવા દઇ પછી તેને દગો દેવો એ ગુન્હો નહિ તો બીજું શું? એ ગુન્હાની શિક્ષા થયા વગર રહેતી નથી. જે પ્રેમી પ્રતિ એવી રીતે દગો થયો હોય (એવું

પ્રેમી પુરૂષ હોય કે સ્ત્રી હોય) તે તેનાં અંતકરણમાં બળી ઠગનારને શાપ આપે છે અને એ શાપ અંતકરણ પૂર્વકના હોવાથી ફળ્યા વગર રહેતા નથી. કહો તમારે તરલાને ઠગી તેનો શાપ લેવો છે? તે બીચારી ઝુરી ઝુરીને મરશે હો! બીજાનો શાપ તો એટલો બધો પ્રબળ હોતો નથી પરંતુ વિપ્રલમ્ભ (ઠગાએલી) અબળાનો દુઃખતા અંતઃકરણ પૂર્વકનો શાપ ત્વરિત ને વેગવાળો હોય છે. હું અને શેઠ તરલાનાં માબાપની ગેરહાજરીમા તેનાં પાળક માતાપિતા (God-parents) તરીકે તેને તમારી સાથે પરણાવશું. તરલા પણ મને તમારા જેટલીજ વ્હાલી થઇ પડી છે. તેનાથી વિખુટું પડવું પડશે એ મને ઘણુંજ આકરૂં લાગશે. કહો તમે મારી માગણી સ્વીકારશો કે કેમ ' તમે મુંબઇથી આવ્યા ત્યારે તમે મને કહ્યુ હતુ કે 'તમારા માટે હું શું શું કરૂં!' અને તેના જવાબમાં મેં કહ્યુ હતું કે 'વખત આવ્યે કહીશ ' આ તમને યાદ છે? હવે મારો વખત આવ્યો છે અને હું તમને આમ કરવાનું કહું છે તમારૂં વચન તમારે પાળવું હોય તો પાળો અને ન પાળો તો પણ ભલે તમને રૂચે તેમ કરો." વસંતલલિતા છેલ્લાં શબ્દો ઉપર ભાર દઇ બોલી.

"વસતબા, વસંતબા! તમે કહો તે કરવાને તો વચન આપ્યું હોય તોય ભલે અને ન આપ્યું હોય તોય ભલે પણ હું તૈયાર છું. મને બીચારી શીરિષની ચિંતા થાય છે. તેનું બીચારીનું શું થશે? તેની સાથે સગપણ નકકી થઇ ગયા પછી તે ન થાય તો તે મુગ્ધ બાળાની શી વલે થાય? તેનો પ્રેમ પણ એટલોજ ઉત્કટ છે. તે જરૂર મરે; બીજું પરિણામ આવેજ નહિ. શું હું બધાના પ્રેમનો ભંગ કરવાનેજ સરજાયો હઇ શકે? તે બાપડી ભોળી ભટુકડી શરિષડીનું શું થાય? મારાથી તેને, વિમળભાઇને, વિમળભાઇની વધૂને મુખ કેવી રીતે બતાવી શકાય? વિમળભાઇ અને તેમની વધૂને પણ કેટલું માઠું લાગે? મારાં માતુશ્રી પણ કેટલાં નારાજ થાય! તેમણે સાકર-દરદાગીના બધુંય તૈયાર કરી રાખ્યું છે. શીરિષ હમ્મેશ તેમની પાસે આવે છે અને તેમના સ્નેહનું પાત્ર થઇ પડી છે. શહેરમાં પણ સહુ જાણવા પામ્યા છે કે શીરિષનું મારી સાથે સગપણ થવાનું છે. હું તો આથી મહા વિકટ ધર્મસંકટમાં આવી પડયો "ટીંટોડીબાઇ આગળ જાય તો ડુબી મરે અને ઓરાં રહે તો તરસ્યાં મરે. સર્પભાઇએ ગળેલી છછુંદર ગળે તો મરે અને મૂકી દેતા અંધ થાય." તેનું નિવારણ કેવી રીતે

કરવું તે મને કાંઇ સુઝતું નથી. તમે તરલાને ન્યાય આપવા ઇચ્છો છો તેની સાથે અબુધ શીરિષને ઘોર અન્યાય થાય છે. આ તો યુધિષ્ટિરના જેવું થયું. સાચું કહેતો સ્વજન માર્યો જાય અને જુઠું કહેતો વૃતનો ભંગ થતાં પાપ લાગે. આખરે તેમને ફોસલાવીને લેવરાવેલો રસ્તો બચાવ વગરનો નિવડયો કારણ કે વૃત ભાંગવાનું તો તેમણે પાપ કર્યુંજ અને એનું પરિણામ પણ હિમાલયમાં જતાં તેમને ભોગવવું પડયું. આમ કરૂં તો તરલા તરફડે અને તેમ કરૂં તો શીરિષ દગ્ધ થાય. બે કાંઇ બને નહિ એટલે જે કરૂં તેમાં એકનું પાપ તો મને લાગ્યા વગર ન રહે.” ખિન્ન થઇ હૃદયકાન્ત નિશ્વાસ નાખતો બોલ્યો અને આટલું બોલતાં તેનાં લલાટે ઉદ્દભૂત થયેલાં પરસ્વેદ બિંદુઓ લુછવા લાગ્યો.

“એનો ખુલાસો હું કરી દઉં. તમે એટલું તો કબૂલ કરો-છોને કે તરલાનો પ્રેમ શીરિષના પહેલાંનો છે એથી પહેલો હક તરલાનો છે અને તે કારણથી શીરિષને કાંઇ પણ અન્યાય કરવા-પણું નહિ થાય. શીરિષ તરલાને બદલે પ્રેમ આપે છેને? તો પછી તરલા આવતી હોય તો તેને નિરાશ થવાનું કાંઇ કારણ નથી. તરલા ગઇ અને તમને તેથી દુઃખ ન થાય તેટલા સારૂ તેણે તમારા પ્રતિ સ્નેહ કર્યો. તરલા હોત તો કરત? નજ કરત. વળી શીરિષને માટે બીજું સ્થાન શોધી શકાશે પરંતુ તરલાને માટે થશે? બીજું મળે પણ તરલાને તો તે કામનું નથી. તમારી સાથે તો તમારા પરસ્પર પ્રેમબંધનને અંગેજ સંલગ્ન થવા ધારે છે. તમે તેનું ગ્રહણ ન કરોતો તેના હૃદયમાં કાંઈ અન્ય પાત્ર પ્રતિ સ્નેહ આવવાનો નથી. નાપાડશો તો દુઃખ અને વ્યગ્રતામાં જીંદગી પુરી કરશે. તે તેનું દિલ બીજાને આપવાની નથી ફરી લગ્ન તો તમારી સાથેજ, બીજા સાથે નહિજ. તે કાંઈ વિષય બુભુક્ષિત નથી કે માત્ર તેની ખાતર હવે બીજા ઉપર પ્રેમ કરે. તમને તો તેનું દિલ પરણ્યા પહેલાંથીજ અર્પિત છે એટલે તે દુઃખ પામે છે. એનો પ્રેમ ખરો પ્રેમ છે મોહ નથી કે એક ઉપરથી ઉતારી બીજા ઉપર લઇ જાય. સ્નેહ તો તેની તૃપ્તિ ન થાય તો ઝુરી ઝુરી મરવામાંજ સંતોષ માનેછે પરંતુ તે અન્ય સ્થાને રસ શોધતો નથી. તે તો પછી મૃત્યુજ માગે છે. તેને તો એવું છે કે ‘ એકને દિલ અર્પ્યું તે બીજા કોનું નહિ બને. બીજાનું બને તો તે અર્પણ અંતઃકરણનું ન હોય

આ ઉપરથી તરલાનું ગ્રહણ કરવું ઇષ્ટ અને વળી અનિવાર્ય પણ છે. આમ કરતાં શીરિષને તજવી પડશે તો તે અન્યાય નહિ ગણાય."

"મને તો આમાં કાંઇ માર્ગ સુઝતો નથી. મને લાગે છે કે બે માંથી એકેનુંય ગ્રહણ ન કરૂં તો શું ખોટું? આને લેતાં એને દુઃખ નહિ અને એને લેતાં આને દુઃખ નહિ. અરે પણ એ મરાળ અંતરની બાલિકા-શીરિષને આવું કહેતાં કેવો આઘાત થશે? તેનું ચંદ્રસમાન વિલસતું મુખ આ સમાચારરૂપી રાહુથી કેવું શ્યામ થઇ જશે! તેની આશા કેવી નષ્ટ થઇ જશે? તેનું દિલ ચિરાઇજ જશે! જીવન દુઃખમય થઇ પડશે! અને એનું પાપ મારા માથે પડશે! અહા પ્રેમ! શું તું તારા ભકતોને આમ પીડાની પરંપરામાંજ પાડે છે કે? વસંતબા, મને બીચારી શીરિષ–એ ગરીબડી ગાયની બહુજ દયા આવે છે. વળી તેના ઉપર મારો પ્રેમ પણ એવો થયો છે કે તે પાછો ખેંચતાં મને દુઃખ થાય છે. બીજી બાજુ તરલાને જોઈને પણ મારા ચિત્તની સ્વસ્થતા ઉડી જાય છે અરે પ્રેમ! તેં મને પુરેપુરો પાસલામાં ફસાવ્યો. ઓ ભાગ્યદેવી! તું અત્યાર સુધી તારી કૃપાનો મારા ઉપર વર્ષાદ વર્ષાવતી આવી છે તો મને આ ધર્મસંકટમાંથી બચવાનો માર્ગ બતાવ!"

"ઉદયકાન્ત! આમ ગાભરા સીદ બની જાઓ છો. તમારા જેવા સમજુ માણસને આ ઘટતું નથી. એમ કરવાથી તો......"

શેઠાણી આગળ બોલે તે પહેલાં તે વચ્ચમાં આવેશપૂર્વક બોલી ઉઠયો.

"વસંતબા, મારી મતી મુંઝાઈ ગઇ છે. મારૂં ચિત્ત વિવહ્વળ બની ગયું છે. શાંતિ અને સ્વસ્થતા તો મને ત્યાગીને દૂર દૂર ચાલી ગઇ છે. મારૂં હૃદય સાગર સંતાપરૂપી તોફાનથી ઉછાળા મારી ચુકયું છે. મારી અકકલ બહેર મારી ગઇ છે. ભાન પણ ભાગી છુટયું છે. મને કાંઇ સુઝતું નથી."

"ધીરા થાઓ, ધીરા થાઓ. એમ વ્યગ્ર બનવાથી કાંઇ નહિ વળે. જુઓ જરા શાંત ચિત્તથી હું કહું તે સાંભળો. તમે બેમાંથી એકનું ગ્રહણ નહિ કરો તો તેથી તમે બેયને દગો દીધો—અન્યાય

કર્યો કહેવાશે. એથીજ એકને બદલે બે અને તમે વળી તે ઉપર લટકાના ત્રીજા દુઃખી થશો. ”

“ અમે ત્રણે દુઃખી થઇએ એમાં હું ન્યાય માનું છુ. તેથી ત્રણે સરખાં એટલે કોઇને અન્યાય ન થયો કહેવાય. ”

“ વાહ વાહ ! બહુ સારી બુદ્ધિ ચલાવી ! એ તો ઉલમાંથી ચુલમાં પડવા સરખું થશે. ”

“ તો તમે શીરિષ, વિમળભાઇ અને તેમની વધૂ તથા મારાં માતુશ્રીને સમજાવવાનું કામ માથે લ્યો. જો એ બધાં ખુલ્લાં દિલથી આપણી યોજનાને અનુમોદન આપે તો મને વાંધો નથી. ”

“ તમારા તરફથી તો તમે બંધાઓ છો ને ?

“ હા. એ લોકોની મંજુરીની શરતે હું બંધનમાં.

“ બહુ સારૂં એ બધાંને તો હું પહોંચી વળીશ. ચિંતાજ તમારી હતી શીરિષને સમજાવવી એ જરા મુશ્કેલ છે પરંતુ તે સમજુ છે એટલે તમને સમજાવતાં શ્રમ પડયો તેટલો નહિ પડે. એ બધાંને સમજાવવાં પડશે એ તો મેં આગળથીજ ધારી મૂકયુ હતુ પરંતુ તેમના માટે ઝાઝું ચિંતા જેવું નથી ? ”

અહા કેવો સંયોગ ! કયાં શીરિષનાં સુખનું સત્યાનાશ અને તરલાને તડાકો ! વાંચક આપણે વિચાર કરી જોઇશું તો તરલા પ્રથમ દરજ્જે ઉદયકાન્તના હાથની હડદ્દાર છે. તેણે તેની પરણ્યા પછીની જીંદગી આ સંતાપમાજ કાઢી છે. એ પણ તરલાના નશીબેજ સારૂં થયું કે હજુ વેવિશાળ થઇ ચુકયું નથી. માત્ર વાતજ ચાલી છે. વસ્તુતઃ કાંઇ પણ થયું નથી. શું ઇશ્વરે આ કારણથી તો થોડા દહાડા રાહ જોવાની તેમને પ્રેરણા નહિ કરી હોય ’ રાહ ભલેને ગમે તે નિમિતે જોઇ ભલેને તરલાને વૈધવ્ય પ્રાપ્ત થયું તેની દિલગીરી ખાતર પણ રાહ જોઇ તે પ્રભુ પ્રેરણાનુંજ પરિણામ. એ તો દરેક કાર્યનો રિવાજ છે કે તેમાં ખાંચો પડયો એટલે વાત ગઇ સમજવી. પછી તે થતું હોય ત્યારે થાય છે. શરૂઆતમાં ત્વરાથી જેવું થઈ જાય છે તેવું તેમાં વિઘ્ન–વિલંબ કરવાથી થતું નથી; “કાલ કોણે દીઠી છે” એવું થાય છે. અંગ્રેજીમાં કહે છે કે “ Delay is dangerous ” ( ઢીલ નુકસાનકારક છે. ) તરલા કયાં

સગી હતી કે કુટુમ્બી હતી કે તે રંડાય તેનો શોક પાળી સગપણ ન થાય? પરંતુ આ બધું, ખરૂં જુઓ તો આ બનાવ બનવાનો હોવાથીજ થયું હતું. યદૃચ્છા તે આજ.

શેઠાણી લેડી વંસતલલિતા, શીરિષ, વિમળલાલ વિગેરે બધાને સમજાવવામાં ફત્તેહમંદ નીવડી. શીરિષ તો જો કે આથી સંતાપમુક્ત ન રહી તેણે આ સાભળ્યું ત્યારથીજ હૃદય પીડવા લાગ્યું. તેને તો તુરતજ સ્વર્ગનોજ વિચાર ઉત્પન્ન થઇ ગયો. જીવે ત્યાં સુધી બીજાને તો ન પરણવાનો તેણે નિશ્ચય કર્યો 'દિલ એકને દીધું હવે તે અન્યને કયમ દે શકું!" જે બીજાને દેવાનું હતું તે તો આ વાત સાંભળી ચિરાઇ ગયું. બાકી હોય તો બીજાને આપેને. મુગ્ધે! ધન્ય છે તારા અડગ પ્રેમને! હા, શું દિલ તે કાંઇ વ્યાપારની વસ્તુ છે કે તે એક ગ્રાહક જતાં બીજાને વેચાય? એ તો જેને વેચ્યું તેને વેચ્યું. પછી ભલેને તે ન લઇ જાય અને પડયું પડયું સુકાય કે નાશ પામે! અહા, બાળા! તેં તેનો નાશ કરવો ધાર્યો! રંગ છે તારી દૃઢ શ્રધાને? વાહ, તારી ટેક? વાહ.

---

# સ્વર્ગવાસી નારાયણ હેમચંદ્ર કૃત પુસ્તકો.

---

| | |
|---|---|
| ફૂલની માળા | રૂ. ૦–૧૨–૦ |
| માણેક | ,, ૦–૧૨–૦ |
| કૃષ્ણલાલનું વિલ | ,, ૦–૧૨–૦ |
| કેવી રીતે વંશમાં સારા છોકરા ઉત્પન કરવા | ,, ૦–૬–૦ |
| સ્નેહ કુટીર | ,, ૦–૧૨–૦ |
| શરત ચંદ્ર | ,, ૦–૮–૦ |
| વિષ વૃક્ષ | ,, ૦–૧૨–૦ |
| યોગ જીવન | ,, ૦–૧૨–૦ |

# પરિચ્છેદ ૪૧ મો.

## દત્ત વિધાન.

ગત પરિચ્છેદમાં આપણે જાણી ગયા કે તરલાનું ઉદયકાન્ત સાથેનું લગ્ન ચોકસ થઇ ગયું. હાલમાં વિવાહ ગાળો નહિ હોવાથી લગ્ન તે આવતાં સુધી મુલત્વી રાખ્યું હતું. તરલા અને ઉદયકાન્ત વસંતલલિતાને ત્યા પુરતી છુટથી હળતાં મળતાં. મીઠી મીઠી વાતો કરવાને તાકડો પણ તે ન ચુકતા જાણે તરલા હજુ કુમારિકાજ હોય નહિ. તેનું ગત પરણિત જીવન તો તેને સ્મરણમાં પણ આવતું નહોતું. એતો જાણે કે એનીએ કન્યાશાળાની શિક્ષિકા?

વિપુલનગરથી પ્રાચીપુર આવવા માટે રેલ્વે નહોતી તે કરવાની ઉદયકાન્તે યોજના ઘડી કાઢી હતી. વસંતલલિતા તથા તરલા અને વિમળલાલે તેમાં અનુમતિ આપી હતી. વિમળલાલ સાથેની મિત્રાચારીમાં કાંઇ ઘાટો આવ્યો નહોતો. ઉદયકાન્ત મહારાજા સાહેબ અને દિવાનને મળી આવ્યો. તેની વિપુલનગરથી પ્રાચીપુર સુધી ટ્રામ્વે બાંધવાની યોજનાને માટે તેને તેમના તરફથી ધન્યવાદ મળ્યો. મહારાજા સાહેબ એ લોકોપયોગી કાર્યથી ઘણાજ સંતુષ્ટ થયા. પોતે જે કરવાનો ઇરાદો ધરાવતા હતા તે આણે ઉપાડી લેવાથી તેની કદર કરી તેને પટો આપવા ઉપરાંત ઘણા સારા હક કરી આપ્યા. આ કાર્ય તેને ગળે હતું. પટો મળતાંજ તેણે એન્જીનીઅરો બોલાવી માપણી તથા બાંધકામ શરૂ કરી દીધું. જોઇતા માલના ઓર્ડરો મોકલી આપ્યા. ગાડીઓ તૈયાર કરવા માટે ચોતરફથી કારીગરો બોલાવી કારખાનું ખોલી દીધું. ટ્રામ્વે ચલાવવા માટે તેનો વિચાર નાનાં સ્ટીમ એન્જીનો મંગાવવાનો હતો તેથી હાલને માટે છ એન્જીનો પણ વિલાયતથી તાર કરી મંગાવ્યા. આ માત્ર નામનીજ ટ્રામ્વે હતી. ખરૂં જોતાં તો તે નૅરોગેજ (સાંકડા માપની) રેલ્વેજ હતી. આથી તેણે પ્રજાનો ઘણો સારો ભાવ મેળવ્યો.

વૉટકિન્સ પણ હવે આવી ગયો હતો. વાવેતરનું કામ ધમધોકાર ચાલતું હતું. શહેરમાં પાણીના નળની અગવડ હતી તે પણ તેણે દુર કરી. નળનું કારખાનું તેને વધુ લોકપ્રિયતા મેળવી આપ્યા વગર ન રહ્યું. પાણીના દર ઘણાજ સગવડવાળા હોવાથી તમામ ઘરેથી નળની માગણી ઉપર માગણી આવ્યા કરતી હતી. પૈસો શું નથી કરતો ? તે એક કલ્પતરૂ છે. જે ધારીએ તે તેનાથી એક ઘડીમા કરી શકીએ છીએ. ખર્ચની દરકાર રાખ્યા વગર તેણે કારખાનાં એકદમ તૈયાર કરાવી વાળ્યાં. ચોરી કરી માર્ક મેળવનાર ઉદયકાન્ત કયાં અને કયાં આ ઉદ્યોગી અને બુદ્ધિવંત ઉદયકાન્ત; પૈસાથી સ્થિતિ એકદમ બદલી જાય છે.

\+ + + +

એક રાત્રે શેઠ શેઠાણી વાળુ કરી રવેશમાં હીંચકે બેસી હીંચતાં હતાં.

"સ્વામીનાથ મને એક ઉમદા વિચાર સુઝી આવ્યો છે તે જો આજ્ઞા આપો તો આપની આગળ વ્યકત કરૂં." આ વિચાર તે ઉંડી ગુપ્ત રીતે ઉદયકાન્ત આવ્યો ત્યારથી ઉગાડી ઉછેરતી હતી. બીનો ગર્ભ પાકી અત્યારે કુણુગાને જમીનમાંથી કુદી ડોકીઉં કાઢવાનો પ્રસંગ આવ્યો.

"ખુશીથી તારા વિચાર જણાવ, જણાવવા તો શું પણ તેમને બર લાવવા તેમા પણ મારી તને ક્યાં મના છે તે વળી જણાવતાં પહેલાં પરવાનગી માગે છે."

"એ આપણો અહુસાન. મારો અત્યારનો વિચાર ઘણાજ વિચિત્ર પ્રકારનો છે એટલે આપને કદાચ રૂચે કે ન રૂચે એ ભીતિથી સંકોચ રાખવો પડયો."

"વગર સંકોચે જે હોય તે કહી દે."

"આપને સંપૂર્ણ ખાત્રી છે કે આપણું દમ્પતિ સંતાનોત્પત્તિ કરવાની સ્થિતિમાં તો નથી. આપણે એવું ઈચ્છીએ તે પણ વ્યર્થજ. આનું કારણ આપ સારી રીતે જાણો છો એટલે કહેવાની જરૂર નથી અને વળી મારા મોઢેથી એવું કહેવું એ પણ અયોગ્ય ગણાય. પતિ-રૂપી ઓઠું આડું રાખી વિષયાનંદ કરવાવાળી હું નથી. મને એવાં સંતાન જોઇતાં નથી! મને વિષયની વૃત્તિજ થતી નથી. પતિ પોતાની

વૃદ્ધાવસ્થા અને ખામીને લીધે સંતાનની આશાથી પરણી આણેલી સ્ત્રીને આંખ આડા કાન કરી સ્વચ્છંદે મ્હાલવા દે અને તેથી જે પુત્ર ઉત્પન્ન થાય તે પોતાનો ગણાય એટલે બસ એમ માને પરંતુ તે પુત્રથી કુળ તરે નહિ. એ તો ઉલટો નર્કમાં ઉપાડી જાય. મને એવાં સુખની આકાંક્ષા નથી એટલે આ જીવનથી મને સંતોષ છે. આપે મને પરણીને જે અન્યાય કર્યો તેનો હું બદલો લેવા માગું છું. ગાર્ગી કેમ જીવનપર્યંત અપરણિત રહી હતી. હું ક્યાં તેની માફક પુરૂષના સ્પર્શ--સંગ વિના નથી રહી શકું તેવી? મારી કેલવણીના સંસ્કારો મને એ સારી રીતે શીખવે છે. મારી કેલવણી મને અનીતિનો માર્ગ ગ્રહવામાં સ્હાય આપવાવાળી નથી. હવે હું મને સ્ફુરી આવેલો વિચાર આપને કહું. પેલા ઉદયકાન્તને મેં પહેલીવાર જોયો ત્યારથીજ તેની પ્રતિ મને વિચિત્ર ભાવ થઇ આવ્યો છે. હું તેનું કારણ શોધતી પણ હાથ લાગતું નહિ. આજ સુધી તો હું ભાઇ તરીકે લેખતી પરંતુ હવેથી હું સંબંધમાં ફેરફાર કરવા માગું છું. તેના ઉપર થયેલો મારો ભાવ ગત અવતારનો ઋણાનુબંધ હોવાનુંજ હું માનું છું. કારણકે એમ નહોત તો મારાં હૃદયમાં અત્યારે થઇ આવેલું સ્ફુરણ ઉદ્ભવવા પામતજ નહિ. હું એમ ઈચ્છુ છું કે આપણે તેને દત્તક લઇ આપણી સઘળી મિલકતનો વારસ ઠરાવીએ. આપણને કોઇ નજીકના વારસ નથી એટલે કાંઇ બાધ નડે તેમ નથી. વારસ થવાને માટે તે સર્વથા લાયક છે."

આથી શેઠ ઘણાજ ઉંડા વિચારમાં પડી ગયા. પોતે વૃદ્ધ હોવા છતાં આ બાળાને પરણી દુઃખના દરિયામાં ઉતારી હોવાથી તેનાથી દબાઇ ગયા હતા. તેની કોઇ ઈચ્છા પાર પાડવામાં તે આડે ન આવતા. બીજાં ખરાં સુખને ભોગે પણ આવું સ્વતંત્રતાનું સુખ હોવાથી વસંતલલિતા તેમાં "શુક્રે ઇલાહી" માનતી. વસંતલલિતા લોકોપયોગી, કલ્યાણ, પરોપકાર, સખાવત વિગેરે કાર્યોમાં છુટા હાથે પૈસા વાપરતી. જેના માટે પૈસા રાખવાના હતા તેની તો બીલકુલ સંભાવનાજ નહોતી તો પછી શા માટે થાય તેટલું પુણ્ય ન કરે! શેઠના કૃપણ હાથથી તો વપરાય તેમ નહોતું પણ શેઠાણી તેનું સારી પેઠે સાટું વાળતી. સંસારી કામનાને તેણે તેનાં બ્રહ્મચર્યના અગ્નિમાં બાળીને ભસ્મ કરી નાખ્યો કે ફરીથી તે તેની પાસે આવવાજ ન પામે. ત્યારથી તેની વૃત્તિ પરોપકાર અને સદાચાર પ્રતિ વધુ દોરાઇ અને તેનું પરિણામ આપણે

અનુભવાં ચુકયા છીએ. શેઠને પણ તેનો વિચાર ઘણોજ ઉત્તમ જણાયો. તેમણે તુરતજ હા પાડી. તેણે શેઠની હા તો પડાવી પરંતુ હજુ ઉદયકાન્તની હા પડાવવામાં પુરે પુરી મુશ્કેલી હતી.

બીજે દિવસે ગાડી જોડાવી તે ઉદયકાન્ત પાસે ગઇ. તે પ્રાતઃકર્મથી પરવારી ચાહ પીતો હતો. ગાડીના ઘમઘમાટથી તે ચમકયો અને રવેશમાં આવી જોયું તો લેડી વસંતલલિતાને જોઇ. ચાહ પડતી મૂકી તે દોડીને સામો ગયો.

" આજતો હુ કોઇ ખાસ જરૂરી કામે આવી છું," શેઠાણી મળતાંજ બોલી. અત્યારે તેના હૃદયમાં અવનવા ભાવો આવજા કરતા હતા.

"આપનું કયું કામ ખાસ જરૂરી નથી હોતું, વસંતબા," ઉદયકાન્ત અર્ધસ્મિત સાથે બોલ્યો.

" બધાયમાં આ ખાસ કરીને વધુ અગત્યનું છે."

આટલી વાત કરતાં બન્ને જણાં દાદર ચડી ઉપર દિવાનખાનામાં ગયાં. ઉદયકાન્તે ચાહ પીવાનું કહેતા શેઠાણીએ ઘેર પીધી હતી છતાં અંતઃકરણના પુરા ભાવપૂર્વક આવેલા પ્યાલાને ઇન્સાફ આપ્યો.

ચાહ પી રહ્યા બાદ વસંતલલિતાએ ગઇ રાત્રે શેઠ સાથે થયેલી વાતચિત ઉદયકાન્તને વિદિત કરી, તે સાંભળી તે ચમકયો અને વિચાર વમળમાં પડી ગયો.

" આ તમે શું કહો છો? અલબત્ત તમે અને શેઠ મારાં માતાપિતા સમાનજ છો અને હું એ ભાવથીજ તમને માન આપું છું પરંતુ આવી રીતે કેમ બની શકે? તમારે બીજા વારસો કયાં નથી? તેમના હકો ડુબાવવા એ હડહડતો અન્યાય ગણાય! કદાચ વારસો ન હોય અને તમારે કોઇને દત્તકજ લેવો હોય તો કોઇ સદાચારી અને સારા કુટુમ્બના ગરીબને લ્યોને કે બીચારાનું કલ્યાણ થાય અને તે તમને અંતઃકરણથી આશિર્વાદ આપે! આપના પ્રતાપથી હું તો સારી સ્થિતિમાં આવી ગયો છું એટલે વધુ-આવા પ્રકારે ઉપલબ્ધ કરેલી-લક્ષ્મીની તૃષ્ણા કે બુભુક્ષા નથી."

"એ હું બધુંય સમજુંછું છતાં મેં તમને દત્તક લેવાનો નિશ્ચય કર્યો છે અને તમારાથી ના પાડી શકાશેજ નહિ."

"તો શું આખરે તમે મને તમારો આટલો બધો ઋણી બનાવવા ઇચ્છો છો? આથી ઉપકારનો અવધિજ આવી રહ્યો! આવડા મોટા ઉપકાર ભાર તળે મને શું દાબી દેવો ધાર્યો? વસંતબા! તમારો કેવો અગાધ સ્નેહ! આ બધું પણ શાના માટે? મેં તમારે માટે એવું શું કર્યું છે કે તમે મને ઓળખવા લાગ્યાં ત્યારથીજ મારાં હિતને માટે તમે આટલી બધી ચિંતા રાખ્યાં કરો છો અને વળી આખરે આવડો મોટો ઉપકાર કરો છો? શું હું આ બધાંને માટે લાયક છું? કેવો પરોપકાર! તમારા જેવું પરોપકારી આ વિશ્વમાં વિરલજ હશે!"

"આમાં પરોપકાર છેજ નહિ. ગતભવનું દેવું ભરવાનું છે લક્ષ્મીનો રિવાજ છે કે તે ભરતામાંજ ભરાવા માગે છે. વળી બીજું કારણ એ છે કે તરલા ઉપર મને બહુજ સ્નેહ થઇ ગયો છે અને તેને મારાથી છુટી રાખવી એ મને ગમતું નથી. તમારાથી છુટું રહેવું એ પણ જો કે મને વસમું લાગે છે પરંતુ તમારી સાથે કેવી રીતે રહેવાય? આ બે કારણોથીજ મે આનો નિશ્ચય કર્યો છે. તમને બેયને મારાં સ્વજન તરીકે સુખ ભોગવતા જોઇ હું સંતોષ–સુખ પામીશ. તમને બેયને સંસારનું સાર્થક સાધવાનો રસ્તો બતાવવામા હું આનંદ માનીશ મારી લક્ષ્મીનો તમારા જેવાં સદ્ગુણી પ્રેમીઓ ઉપભોગ કરે એ મને અત્યુત્તમ લાગ્યું છે. શેઠ પણ આ વિચારથી ઘણાજ ખુશી થયા છે. બસ મારી આ છેલ્લામાં છેલ્લી મુરાદ છે જે પાર પડે એટલે હું પૂર્ણ સંતોષ પામીશ."

"પરંતુ આ બાબતમાં મારાં માતુશ્રીની અનુમતિ લેવી જોઇએ અને સાથે વિમળભાઈની સલાહ પણ અગત્યની છે."

"તો ચાલો આપણે માતુશ્રી પાસ જઈએ. આ થતાં ભલે આપણો સંબંધ જુદો થશે તોપણ તે તો મારાં માતુશ્રીજ છે."

બેય જણાં ઉઠીને ઉદયકાન્તની મા પાસે ગયાં અને તેને બધી વાતનું નિવેદન કરવામાં આવ્યું. એ સાંભળી ભલી ભોળી ડોસી આશ્ચર્યચકિત થઇ ગઈ અને શું કેહેવું તે તેને સુઝયુંજ નહિ.

"પરંતુ આટલું બધું કરવાનું શું કારણ છે?" આખરે તે બોલી.

"માત્ર પૂર્વ જન્મના રૂણાનુબંધજ"

"તમે અમારા મુળથીજ હિતચિંતક છો એટલે તમને જે ગમે તેમાં અમારાથી આનાકાની કરાયજ નહિ તમે હોઇનેજ ઉદયકાન્ત આ સ્થિતિએ પહોંચ્યો છે. હું તો હમ્મેશાં તમારાં માટે પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે તમને દિકરો આપી તે તમારા કોડ પુરા કરો ! બા, ગમે તેટલી લક્ષ્મી હોય, સુખ હોય, સાહેબી હોય પણ દિકરો ન હોય તો બધુંય નકામું. મારી ગમે તેવી સ્થિતિ હતી પરંતુ મારી સઘળી આશાનું મુળ આ દિકરો હતો તો હું તેને જોઇ ઉત્સાહ પામતી અને હોંશથી કામ કરતી. ઇશ્વરે આખરે મારી અને એના બાપની સાચી નિષ્ઠાના ફળ તરીકે તેને આવો બનાવ્યો. એને આ સ્થિતિમાં જોઇ શું મને થોડું સુખ થતું હશે ? અરે, તેના બાપ આ બધુ જોવાને જીવતા હોત તો કેવું સારૂં !" છેલ્લુ વાકય બોલી ડોસી ગત જીવનને યાદ કરતી ઉંડા વિચારમાં પડી ગયેલી જણાઇ "કહે છે કે 'બાળા તેને શા દુકાળા' આ કહેવત મારે ત્યાં તો સિદ્ધ ઠરી છે. મારી યુવાવસ્થા મેં તેને ઉછેરી મોટો કરવામાં ગાળી અને લોકોનાં કામ કર્યાં તે શા માટે કે ઘડપણમાં તે મને સુખ આપે. તે પણ ખરેખરો સુપાત્ર પુત્ર છે. મારાં સુખમાં કશી પણ ઉણપ આવવા દેતો નથી. એવાય પણ કેટલાય દિકરા થાય છે કે જે માબાપના બધા ઉપકારો–સ્નેહ ભૂલી જઇ ઉલટા દુઃખ આપે છે. એમ કરીને એ લોકો કર્મનાંજ ભાતાં બાંધે છે! બીજું શું? દિકરા શા માટે ઇચ્છીએ છીએ? સુખ મળવા કે દુઃખ? માબાપની સેવાનું મહાત્મય પ્રભુની ભકિતના જેટલુંજ મહત્વનું છે. તેમની સેવા ચુકવાથી પ્રભુ પણ પ્રસન્ન–રાજી રહેતો નથી **मातृदेवोभव पितृदेवोभव** આ શ્રુતી વાકય પણ માબાપને ફકત માબાપ નહિ પણ તેથી પણ આગળ વધી દેવતાજ માની તેની દેવતાની પુજા જેમ પુજા–સેવા કરવા બોધે છે. ભારત ભુમી શિવાય આ ભાવનાનો સંભવજ નથી. તમે હજુ બાળક છો. કાલે તમને દયાળુ ઇશ્વર દિકરો આપશે. થોડો વખત રાહ જુઓ અને કાંઇ સંતાન ન થાય–હું તો ઇચ્છું છું કે તમને ઘણુંય થાય–તો પછી રૂચે તેમ કરજો."

"તમે મારાં માતુશ્રીજ છો. ખરાં માબાપ તો દુષ્ટ, સ્વાર્થી અને લોભી હતાં. તેમણે મારા પૈસા ઉપજાવવાની ખાતર મને આ ઠેકાણે આપી એ જાણી જોઇને કુવામાં પડતું મૂકવા જેવું કર્યું છે. તેમની એ દુષ્ટતા પ્રતિ મને તિરસ્કાર છુટવાથી મેં તેમનો સંસર્ગ છોડીજ દીધો છે. તેમના સ્વાર્થ આડે તેમણે મારૂં ખરૂં સુખ તો જોયુંજ

નહિ લક્ષ્મી જોઇને આપી પરંતુ સ્ત્રીના ખરા સુખ વિશે તેમણે જાણી જોઈને દુર્લક્ષ કર્યું. ઘણાં માબાપો માત્ર પૈસા જોઇનેજ પુત્રીને પરણાવે છે પરંતુ જામાતૃના ગુણ–કર્મ–સ્વભાવ અને અવસ્થા વિશે કોઈ જોતુંજ નથી. ભલેને યુવાન હોય પણ પુત્રીને અનુકુળ ન થાય એવો હોય તો શા કામનો? માબાપોએ અલબત્ત સારૂં ઘર જોવું પણ તેની સાથે પુત્રીનું ખરૂં સુખ શેમાં છે તે પ્રતિ દુર્લક્ષ ન કરવું જોઇએ. સ્ત્રીને ભલેને કાંઇ નહોય પરંતુ અનુકુળ પતિ હોય તો બસ. તેને બીજાં દુઃખ એ સુખની આગળ તુચ્છ હોય છે અને બીજાં બધાં સુખ મારા જેવા દુઃખની આગળ તુચ્છ હોય છે. માબાપો પુત્રીઓને હોમતાં પહેલાં આવો વિચાર શા માટે નહિ કરતાં હોય? મને તો એ બાબતનો વિચાર આવતાં નવાઇજ લાગે છે. ખેર, મારા કિસ્સામાં તો મેં મારા મનનું એવું સમાધાન કર્યું છે કે એ દોષ જો કે મારા માતાપિતા ઉપર રહેલો છે છતાં હું મારાં સંચિતનું પરિણામ માનું છું.

ઉદયકાન્તને દત્તક લેવાનો નિશ્ચય કર્યો છે અને અમે ઘણાંજ ઉત્સુક છીએ. આપ રાહ જોવાનું કહો છો પણ તે નિષ્ફળ છે; પ્રભુ ઇચ્છાજ મને સંતાનો થાય એમ નથી તો પછી "**શુભસ્ય શીઘ્રમ્** યાને સારાકામ કરવાં ભલાં. જો તમે ના પાડશો તો તેથી મને બહુજ સંતાપ થશે. મારૂં સઘળું સુખ હું ઉદયકાન્તને દત્તક લેવામાંજ હવે ગણવા લાગી છું. એમાં મારો સ્વાર્થ છે. મારા ઉપર અંકુશ અને રક્ષણની જરૂર છે. આ સ્થિતિએ શેઠ જાય તો હું નિરકુંશ બની જઉં અને કદાચ તેનો ગેરઉપયોગ થાય તો? ઉદયકાન્ત હોય તો મને તેમની ભીતિ–બોધ વિગેરે મળતું રહે અને મારૂં જીવન હું જેવી પવિત્ર રીતે ગાળવા ઇચ્છું છું તેવી રીતે ગાળી શકું. તે મને સદ્‌માર્ગે ટકાવી રાખનાર ઉપદેશક થઇ રહે. જુઓ કાળ છે–કાળ શું શું નથી કરતો? આજે કેવાં હોઈએ અને કાલે કેવાં થઈ જઇએ? મારી મતિ કદાચ ભ્રષ્ટજ થાય તો? ઉદયકાન્ત હોય તો તેમની શરમ–ભય–ઉપદેશ વિગેરેથી મારી મતિને ફરવાનો વખત આવેજ નહિ. તે દૂર રહેતા સંબંધી તરીકે મને કહે તેના કરતાં આવા ચોવીસે કલાક સાથે રહેવાવાળા નિકટ સંબંધી તરીકે કહે તેમાં કેટલો ફેર પડે? વિશ્વામિત્ર, પરાશરાદિ રૂષીમૂનીઓ જેઓ વાયુ અને પાંદડાંનુંજ ભક્ષણ કરી ઇંદ્રિઓનું દમન કરવા મથતા તે પણ સુંદર એવી સ્ત્રીનું કમળમુખ જોતાંજ મોહવેશ થયા તો પછી મારા

સરખી ભોગવીલાસોમાં ઉછરેલીનો મારે શો વિશ્વાસ ? પ્રસંગ અટકાવવામાંજ ડહાપણ છે. પ્રસંગ સતસંગતીથીજ અટકે છે અને મન પણ તેથીજ વિમળ થાય છે. " મનજ મનુષ્યોનું બંધ અને મોક્ષનું કારણ છે " હવે તમે મારો આશય યથાસ્થિત સમજી ગયાં હશો."

ખરેખર વસંતલલિતાનો આ છેલ્લો આશય ઘણો સારો છે. કાળક્રમે તેની વૃત્તિ વિકારમય થાય તો તે તેની નવજુવાનીને અંગે અશક્ય ન ગણાય. **काम एव मनुष्याणाम् शरीरस्थो महान्रिपुः** (કામ એ મનુષ્યના શરીરમાંજ રહેલો મહાન શત્રુ છે.) તે મનુષ્યો પાસે શું શું નથી કરાવતો? પોતાના બચાવના દુર્ગ તરીકે શેઠાણીએ આ યોજના ઘડી કાઢી તે ઘણીજ ઉત્તમ અને પ્રસંશનીય છે. ઉદયકાન્ત તેનો દત્તક પુત્ર થાય એટલે તે તથા તરલા આખો દહાડો સાથેજ હોય અને એમના સહવાસથી તેનાં શરીરમા આ મહાન શત્રુ કામનો વિકાર જન્મવાજ ન પામે કાપેલું વૃક્ષ ફરી ઉગે છે. ક્ષીણ થયેલો ચંદ્ર પણ ફરી પ્રકાશે છે પરંતુ કામવિકારના ઝપાટામાં આવેલ મનુષ્ય ફરી ઉભું થઇ શકતું નથી. કામ તેને તેના ભાર નીચે એવું દાબી દે છે કે તે તેમાંથી છુટી ઉભું થવા પામતું નથી અને તેથી છેદાએલ સદાચાર વૃક્ષ ફરી ઉગતું નથી કે નીતિ ચંદ્ર ફરી પ્રકાશતો નથી. કેવી બુદ્ધિશાળી અને અંતઃકરણથી પવિત્ર રહેવાની ઇચ્છા રાખનારી સ્ત્રી ! તે વગર આવો અજીત ગઢ બાંધી રાખવાની કાળજી હોય ખરી ? કદાચ વિકાર ઉત્પન્ન થાય પરંતુ આ એજણાંને જોતાજ તેને શરમ-ભય આવી જાય અને એ વિકારનો નાશજ થાય. તેમજ તે બધાં આખો દહાડો સાથે હોય એટલે વિકારને જન્મવાનો કે સ્વતંત્ર બની સ્વેચ્છાનુસાર વિહરવા કે વર્તવાનો લાગ પણ ન મળે. દરેક કાર્ય પ્રસંગ મળતાં થાય છે. પ્રસંગ ન હોય તો થવાજ પામતું નથી. ખરેખર જે કાર્ય થાય છે તે અંતઃકરણના ખરા ભાવ વગર થઇ શકતું નથી. અંતઃકરણનો ખરોભાવ ઉચ્ચ કેલવણીના સંસ્કાર વગર સારો હોઇ શકતો નથી. બધાંયનું બીજ કેલવણી છે. સુખ અને દુઃખ સમજાવનાર તેજ છે આથીજ સ્ત્રી કેલવણી ખાસ અનિવાર્ય અને આવશ્યક ગણાય છે ઉપર પ્રમાણે ધર્મ અને નીતિની ઉચ્ચ કેલવણી આપવાનું કામ માતા ઉપર રહેલું હોવાનું જણાવ્યું પરંતુ પોતેજ

જો એવા સંસ્કાર વિહીન હોય તો તેનાં બાળકોને શું કેળવવાની હતી? તે તો તેનાં બાળકોને તેના જેવાંજ બનાવવાની! કવિશ્વર દલપતરામ કહે છે કે-“ કદાપિ કાળીઆ કનેજ ધોરી ધોળીઓ વસે; વળે ન વાન તોય સાનસંગ જેવી શીખશે” જેવો સંગ હોય તેવોજ સાનરૂપી રંગ ચડે. કાળાંને ધોળાં સાથે બાંધવાથી તેનો ચામડીનો રંગ તો નથી બદલાતો પરંતુ સ્વભાવ-વિચાર-આચારરૂપી રંગ તો અવશ્ય બદલાવાનોજ. આપણે હવે વાર્તાનો તંતુ હાથ ધરીએ.

“ ઉદયકાન્તને જે જોઇએ તે છે. જ્યારે તમે પરોપકારજ કરવા માગતાં હોતો બીજા પ્રકારના પરોપકાર ક્યાં થોડા છે? તમારી લક્ષ્મીનો તમે તમારા હાથેજ સદુપયોગ કરી શકો છો તમારી જીંદગી પર્યંત તો તમારે લક્ષ્મી આપી દેવાની નથી. પછી મૃત્યુ પત્ર ( વીલ ) ક્યાં નથી થતું. એમ હોયતો તેના અમલ કરનાર તરીકે ઉદયકાન્તને નીમજો.”

“ એ ખરૂં પરંતુ તમે મારો આશય સ્પષ્ટ કહેવા છતાં નથી સમજ્યાં લાગતાં. તરલા અને ઉદયકાન્ત ઉપરનો સ્નેહ અને તેને અંગે આપવું તો તે સદ્ગુણી યુગલનેજ આપવું એવો નિશ્ચય. ઘણાં કારણોસર તેમને દત્તક લેવાનો મેં નિર્ણય કર્યો છે માટે તમે ખુલ્લાં દિલથી હા પાડી દો.”

ત્યાર પછી કેટલીક વાતચિત થયા પછી ડોસીએ અનુમતિ આપી. ઉદયકાન્ત તથા શેઠાણી તેથી પ્રમુદિત થઇ ઉપર દિવાનખાનામાં ગયા.

“ વસંતદેવી! ખરેખર તમે મને સાક્ષાત દેવી સમાનજ સહાય કરો છો,” ઉદયકાન્ત અંતરના ઉભરા સાથે બોલ્યો. “ દયાથી ભરપુર તે દેવી. તમે મારા ઉપર આટલી વધી દયા રાખો છો તેથી મારાં દેવીજ છો. આપણા પૂર્વજન્મના સંસ્કાર શું આવા હશે? મારાં માતુશ્રી તરીકેનું સ્થાન લેવા તમે જે ઇચ્છા ધરાવો છો એ વાસ્તવિક છે કારણ કે માતાના સર્વ ગુણ તમારામાં પૂર્ણતઃ પ્રકાશમાન છે. દયા, સ્નેહ, કોમળતા વિગેરે ગુણો-લક્ષણો માતાનાં છે. મારૂં પણ ધન્ય ભાગ્ય કે આપના જેવી દેવી-આદર્શીય તે મારી માતા-પાળક માતા કહી બોલાવવામાં મગરૂબ બનીશ. તમારો દત્તકપુત્ર બનવાથી હું ઘણોજ

ભાગ્યશાળી થઇશ. માતુશ્રી-વસંતબા, ભલે તમારી ઇચ્છા સફળ કરો. ઇશ્વર આપણો આવો શુદ્ધ સ્નેહ સાશ્વત રાખો."

'તથાસ્તુ ! વાલા ઉદયકાન્ત, તથાસ્તુ !'

આ વાત જાહેરમાં પણ આવી ગઈ. ઉદયકાન્ત આ બાબત વિમળલાલને વિદિત કરી તેની સલાહ લીધા વગર રહ્યો નહોતો. વિમળલાલે તેમાં ખુશી થવા સાથે અનુમોદન આપ્યું હતું. ઉદયકાન્ત હવે નગરશેઠનો દત્તક પુત્ર થયો. નગરશેઠને મળેલો બૅરોનેટનો ઇલ્કાબ જો કે અંગિતજ હતો પરંતુ તે પણ ઉદયકાન્તને વારસામાં મળે એવી મહારાજા સાહેબે ગોઠવણ કરાવી દીધી.

ઉદયકાન્તનું તરલા સાથે લગ્ન થયું. વસંતલલિતાએ તેની ધામધુમ માટે ખર્ચ કરવામાં પાછું વાળી જોયું નહોતું. વિપુલનગરથી ચાર તો બેન્ડ બોલાવેલા હતાં. તે શિવાય કીટસન લાઇટો, ચીન અને જાપાનની બનાવટનાં કાગળનાં શૃંગાર સાહિત્યો વિગેરેમાં ગંજાવર ખર્ચ કર્યું હતું તેનાં લગ્નની ધામધુમ પ્રાચીપુરમાં કોઇ દહાડો નહોતી થઇ એવી અપૂર્વ કરવામાં આવી. જ્ઞાતિએ આ લગ્ન માટે પ્રથમ તો ઇતરાજી બતાવી પરંતુ ઉદયકાન્તનાં બુલંદ નશીબે બધુંય સારૂં કરી દીધુ. વસંતલલિતાએ હર્ષઘેલી બની આ ધામધુમનો લ્હાવ લીધો.

ઉદયકાન્ત તો ઉદયનો કાંતજ નિવડયો. દુનિયા આ જોઇ આશ્ચર્ય ચકિત થઇ ગઇ શું નગરશેઠે અને તરલાના સ્વર્ગસ્થ વૃદ્ધ પતિયે તેનામાટેજ લક્ષ્મીનો સંચય કર્યો હશે? તરલાને પણ એ પતિ જતાં અઢળક લક્ષ્મીનો વારસો મળ્યો. ત્રણ ઠેકાણાની લક્ષ્મી હવે એક થઇ. ખરેખર ભાગ્ય દેવી શું શું નથી કરતી ? ભાગ્યને નહિ માનનારાઓને આ દૃષ્ટાંત ઉપરથી તેને માન્ય કર્યા વગર છુટકો થવાનો નથી. પુનર્જન્મને નહિ માનનારાઓ પણ તે કબૂલ કર્યા વગર નહિ રહે. જો ભાગ્યનો પ્રભાવ ન હોય તો આવું બધું બને કયાંથી ? જો પુનર્જન્મ ન હોય તો નગરશેઠાણીનો સ્નેહ બીજા ઉપર ન જતાં ઉદયકાન્ત ઉપર શામાટે ગયો ? વસ્તુતઃ નશીબની બલિહારીજ છે. તે ચાહે તો ઘડીના છઠ્ઠા ભાગમાં પણ રાયને રંક અને રંકને રાય બનાવી દે છે. આવાં અનેક પરિવર્તનો જોઇ ભાગ્યનું પ્રાબલ્ય માન્ય રાખ્યા વગર ચાલતું નથી. ભલે જે ન માનતા હોય તે ભાગ્યને ન માને પરંતુ આપણે તો કહીશું કે જય ભાગ્યદેવી ! તું ઉદયકાન્તની માફક સર્વ ઉપર પ્રસન્ન રહેજે. સર્વજનને તારી પ્રસાદી ચખાડજે. આમીન !!!

# પરિચ્છેદ ૪૨ મો.



## ઉપસંહાર.



જે ચારે આરાનું સુખ કહેવાય તે ભાગ્યદેવીએ પ્રસન્ન થઇ ઉદયકાન્તને આપ્યું. લક્ષ્મી અઢળક—સ્ત્રી પણ પુરી સ્નેહાર્દ્ર: સામાજીક સ્થિતિ પણ શ્રેષ્ઠ. સંસાર સુખની સાક્ષી અને પ્રેમની ગ્રંથીરૂપ પુત્ર પણ પ્રસવ્યો હતો.

તરલા અને ઉદયકાન્ત વચ્ચે લગ્ન થયે લગભગ ત્રણ વર્ષ થઇ ગયાં છે વૃદ્ધને પરણવાથી મનના કલેશ અને સંતાપથી નિસ્તેજ અને કૃશ થઇ ગયેલી તરલાએ હવે સુંદરતાનો અવતારજ ધર્યો હતો. સર્વ અંગો ખીલી નીકળ્યાં હતાં. મુખની કાંતિ પણ ઉજ્જ્વલ થઇ ગઇ હતી. મુળથી રૂપાળી અને લલિતાંગીતો હતીજ પરંતુ પેલા શબવત પતિને પરણવાથી તેમાં જે ન્યૂનતા આવી ગઇ હતી તે પાછી ઉદયકાન્તનાં સુખ–સહવાસથી ઉડી જઇ તેનાં લાલિત્ય, લાવણ્ય, સૌંદર્ય, કાંતિ વિગેરેને ફરી આવવા દેતી ગઇ. તરલાનાં અત્યારનાં રૂપને જોઇ રૂપનો અંબાર–ભંડાર ગણાતી વસંતબા પણ એક બાજુ રહે તેમ હતી સ્ત્રીને સ્નેહી પતિનો સ્પર્શ—સહવાસ કેવી રૂપવતી નથી બનાવતો? તરલાની અંગરચના, મુદ્રા, કાંતિ વિગરેમાં પરિવર્તન આવી જવાથી તેને ઓળખવી એ પણ અત્યારે અતિ કઠિન થઇ ગયું હતું. ઉદયકાન્તની પત્ની થયા પછી તે જાણે આગળની તરલાજ નહિ. આવું રૂપ અને વળી તેની સાથે અવર્ણનીય સ્નેહ તથા ઉચ્ચ સંસ્કારવાળી અર્ધાંગનાને ભોગવનાર પતિને આથી વધુ કયું સુખ હોઇ શકે! ખરૂં સ્વર્ગીય સુખ આ નહિતો બીજું કયું? ખરેખર જેણે પૂર્વે પુરાં પુણ્ય કર્યાં હોય તેનેજ આવી પ્રેમી અને સ્નિગ્ધ અર્ધાંગના મળે!

શાર્દૂલવિક્રીડિત છંદ.

છે વેણી વિસ્તાર વ્યાલ સરખી, શૃંગારમાં શોભતી;<br>
છે પાને મુખ લાલ બાળ ચપલા, અંકુરથી ઓપતી;

છે પાયે ઝણકાર ઝાંઝર તણો, ભાગ્યે નહિ ભોગવી;
ખોયો છે નકી દેહ માનવ તણો, નારી ન એવી મળી.

રા. વાઘજી. આ ઓઝા.

*    *    *

ઉદયકાન્તની પ્રીતિ ગુમાવનાર સરળ હૃદયની શીરિષ કુંવરની સ્થિતિ એ વિપ્રલમ્ભનાં પરિણામે ઘણીજ દુ:ખદ અને દયાજનક થઇ પડી હતી. તેણે કોઇને પણ ન પરણતા તેનાં જીવનને વિપ્રલમ્ભના અગ્નિ કુંડમાં હોમી દેવાની પ્રતિજ્ઞા કરી હતી. જ્યારથી તેને ઉદયકાન્તના સંબંધમા શેઠાણીએ સમજાવી ત્યારથીજ વચમાં તરલા હોવાથી નાતો ન પાડી શકાય પરંતુ તેનાં હૃદયમાં બરફનો વર્ષાદ પડયો. તેજ ઘડીથી તેની શાતિ અને કાંતિ ઉડી ગઈ તેનાં હૃદય-પ્રેમથી ઉભરાઇ જતાં હૃદયને આ હિમના વર્ષાદથી એવો આઘાત થયો કે વજ્રનો ઘા પણ તેના કરતા હલકો હોય. તેના હૃદયમા ચિરાડો પડી ગઇ. આવી હૃદય સ્થિતિને પરિણામે તે ઉગ્ર અને રાક્ષસી રોગ ઘેલછાનો ભોગ થઇ પડી તે ચિત્ત ભ્રમિત-ગાંડી બની ગઇ. “ઉદયકાન્ત તમે મને દગો દીધો. ભોળી બાળાને ઠગતા તમારે તેની દશાનો વિચાર કરવો જોઇતો હતો. ખેર મારૂં તો ભલે ગમે તે થાય પરંતુ બીચારી તરલાને જો સુખ મળતુ હોય તો! અહા! પ્રીતીનો ડંશ કેવો ભુંડો અને અસહ્ય છે? હે પ્રભુ આ પ્રીતિરૂપી નાગણીનો ઝેરી ડંશ કોઇને ન થવા દેજે.” આવા આવા લવારા કરતી. કોઇ કોઇ વાર વિનંતિના ઠપકાનાં, રીસના, ક્રોધનાં અભિનયો પણ કરતી. કોઈવાર “ઓ ઉદયકાન્ત—ઓ ઉદયકાન્ત!” કહેતી કહેતી ઉઠીને ન્હાસતી. અહા! ઉદયકાન્તને અર્પેલું ઉર તે પાછું ન વાળી શકી તે નજ વાળી શકી. સાચું છે કે દિલ તો એકનેજ દેવાય છે, ઠાર ઠાર દેવાતું નથી. સ્નેહ—દિલદારી એ કાંઇ વણજારાની પોઠની વસ્તુ નથી. એનો જ્યાં ચોટયું ત્યાં ચોટયું. ઇશ્વરે તેની દયા ખાઇ તેને આવી સ્થિતિમા વધુ વખત ન રહેવા દીધી. તેણીએ જે વખતે લગ્નની વાત સાંભળી તે વખતે તેને ઘેલછાનો ઉગ્ર આવેશ ધુરી (ફ્રીટ) આવી અને તેમાં તે લવવા લાગી: “હવે સુખી થજો. આ સ્નેહાળ શીરિષને છેતરી સુખી થજો. તરલા બ્હેન—તારો કાંઇ દોષ નથી હો. તું જરાય માઠું લગાડીશ નહિ. દોષજ મારાં હૃદયનો કે આટલું બધું પ્રેમાર્દ્ર બન્યું.

તમે ભલે મને ત્યાગી પણ હું તમને છેવટ અંતરમાંથી તો ત્યાગ વાની નથી......તમારૂં દમ્પતિ ચિર સુખ ભોગવો!.....ચાલ ચાલ તેમની જોડીને જઇ અભિનંદન આપી આવું. સહુ આપશે અને મારા તરફથી નહિ? કેમ નહિ સૌથી પહેલુ! ત્યાં જઇ કેવા શબ્દોમાં તેમને અભિનંદવા? હા, એક શ્લોક યાદ આવે છે.

'હીંચતાં સ્નેહ હીંડોળે, મ્હાલજો દમ્પતિ સુખે:
દીર્ઘ આયુ થજો બન્ને-વદું શું વધુ આ મુખે?'

સ્નેહ–સુખ અને દીર્ઘાયુ ઉપરાંત બીજું શું વધારે ઇચ્છવાનું હોઇ શકે? બરાબર આ શ્લોક બસ છે. વિમળભાઇ હું એમને મુબારકબાદી આપી આવું. હમણુંજ પાછી આવું છું હો."

બધા તેને પકડી રાખે તે પહેલાં તો તે મેડી ઉતરવા લાગી અને દાદરો ઉતરતાં બીજા પગથીએથીજ પગ લથડયો કે નીચે પત્થરની લાદી પાથરેલી છો ઉપર તે પછાળ ખાતી પડી. પડતાજ શ્વાસ ઉડી ગયો. વિમળલાલ, તેની વહુ, બીજાં માણસો દોડી ગયાં. તેને સહુ બોલાવવા લાગ્યાં. પરંતુ કોણ બોલે? એતો ગઇ મુબારકબાદી આપવા. ખરેખર તેણે મુબારકબાદીજ આપી કારણ કે તે જીવતી હોત ત્યાં સુધી કોઇને પરણત નહિ અને તેને પોતાની ખાતર એવી સ્થિતિમાં ડુબેલી જોઇ ઉદયકાન્ત અને તરલા પણ સંતાપ પામ્યા વગર ન રહેત. સ્ફાટિક મણી સમાન ચળકતાં લલાટવાળી, દુધ જેવા વર્ણવાળી, ચંદ્રને લજવે એવાં પ્રભાશીળ મુખવાળી શીરિષ દાદરા આગળ ચત્તીપાટ પડી હતી. બેય બાજુ હાથ શિથિલ થઇ પડયા હતા. ઓષ્ટ બીડાઇ ગયા હતા. આંખો અર્ધ મીંચાએલી હતી. માથાના વાળ ફગફગતા હતા. માથામાંથી લોહી વહેતું હતું. પાસે ઉભેલાંના મોઢાં ઉદ્વેગરૂપી રાહુથી ઘેરાઇ શ્યામ થઇ ગયાં હતાં. વિમળલાલનાં નેત્ર સજળ બન્યાં હતાં. જરા છેટે ઓશીઆળું મુખ કરી વિકસિત્ આંખો સાથે મ્હોં ફાડી વિમળલાલની સ્ત્રી સ્તબ્ધ થઇનેજ ઉભી હતી અને શીરિષને જોઇ અશ્રુ વર્ષાવતી રહી હતી. આ ખબર ગામમાં તુરતજ ફેલાઇ ગઇ. ઉદયકાન્ત, તરલા, વસંતલલિતા વિગેરે શ્વાસભેર દોડી આવ્યાં. ઉદયકાન્ત શીરિષને જોઇ પાષણની જડમૂર્તિ માફક સ્થિર–સ્તબ્ધ થઇ ઉભો રહ્યો. તેનાં હૃદયને આથી જબરો ધક્કો લાગ્યો. હૃદય ઉછળતું હોવાથી તે બોલી શકતો નહોતો. આંખો-

માંથી છુટતી અશ્રુધારા તેનાં હૃદયની સ્થિતિને પ્રકટ કરતી હતી. તરલા અને વસંતલલિતા પણ રડયાં. "અહા બધુ માત્ર મારી ખાતરજ! બ્હેન શીરિષ મને માફ કરજે. તારો સ્નેહ આવો છે તેની મને ખબર નહિ. પ્રભો, પ્રભો! દયાળુ મને માફ કરજે. વ્હાલી શીરિષ તારૂં કેવું સ્વાર્પણ!" આવા આવા ઉદ્‌ગાર કાઢતી તરલા રડતી હતી જ્યારે "આ બધું મારૂંજ કાર્ય છે! આવી સ્થિતિએ પહોંચાડનાર હુંજ પાપિણી છું' બ્હેની! મને માફ કરજે. મેં તારૂં હૃદય ઉકેલી જોયું હોત તો હું તારાં સુખમાં આડે ન આવત ' પરંતુ શું કરૂં ઇશ્વરે માણસનામાં એવી શક્તિ આપેલી નથી. પ્રભુ તને ચિર શાંતિ આપો!" આવા ઉદ્‌ગાર સાથે વસંતલલિતા રડવા લાગી. મોટો કોલાહલ થઇ રહ્યો આડોશી પાડોશી-સગાવ્હાલાં એકદમ એકઠાં થઇ ગયાં અને કલ્લાંત-કકળાટ થઇ રહ્યો બધાં ભલેને રડે કે માથા ફોડે પણ તે બીચારીને કાંઇ જોવું છે? તેતો ગઇ તે ગઇજ.

સ્નેહ હોય તો આવોજ હોજો કે જેને હૃદય અર્પ્યું તે અર્પ્યુંજ. અર્પણનો સ્વીકાર થયો નહિ તો સ્વર્ગનો માર્ગ લીધો. શીરિષ તને આ દશામાં જોઈ અમારી છાતી ચીરાઇ જાય છે. મગજ ભમે છે. ઉર સાગર તોફાની થાય છે. બ્હેન, દુનીયા આવીજ હોય છે. એમાં આવા આવા કાંઇ કાંઇ રંગો-બનાવો બને છે. દુનિયાએ તો તને દુઃખ દીધું પરંતુ તું ઉલટી તેની દયા ખાજે અને તારા સ્નેહના સાગરમાંથી તેના ઉપર સ્નેહ ધારાઓ રેડજે. તે ધારાથી પવિત્ર બનાવી તેને શુદ્ધ સ્નેહની પ્રેરણા કરજે. દેવી! તું સદા સ્વર્ગમાં રહી આ દુનિયાને સ્નેહનો બોધ આપ્યા કરજે. ખરેખર તારૂં આ ઉમદા ચરિત્રજ બોધરૂપ છે. વધુ બોધ ક્યાં આપવા જેવું રહ્યું છે શીરિષ બ્હેન, અમે તો તને "સ્નેહ દેવીજ" કહીશું અને અમારાં અંતરથી તને પૂજીશું. દેવી! સ્નેહની સાક્ષાત મૂર્તિ! પ્રભુ તારા પ્રેમી આત્માને અચળ શાંતિ આપો! વ્હાલી બ્હેન, ત્યાં રહી તું આ વિશ્વની સર્વ કુમારિકાઓનાં હૃદયોમાં તારા જેવાજ અચળ-પવિત્ર અને દિવ્ય સ્નેહની પ્રેરણા કરજે-ધારા રેડજે. તારા જેવો આત્મભોગ બીજી કોણ આપશે? તારા જેવો સ્નેહ કોણ રાખશે? તારા જેવી અડગ શ્રદ્ધા અને દ્રઢ પ્રતિજ્ઞા કોણ રાખી શકશે? તારાં આ ચારિત્ર્યથી અમારાં હૃદયો તારા પ્રતિ પૂજ્યભાવ સાથે અનુકમ્પાથી કંપીત થઇ જાય છે. તારૂ ચારિત્ર્ય કોના જીગર નહિ ભેદે? કોના હૃદયો નહિ ગાળી પાડે? એવું કોણ કઠણ છાતીનું હશે કે

આવી સ્થિતમાં પડેલી જોઇ તેથી દુઃખ પામી તારા માટે વધુ નહિ તો છેવટ બે આંસુજ નાહ પાડે! દેવી! તું આ વિશ્વમાં તારી પાછળ અચળ કીર્તિ મૂકતી જાય છે. અમે તારાં કીર્તિમંદિર ઉપર તારાં સ્વાર્પણુની ધ્વજા ચડાવશું કે જેના ફફડવાથી લોકો તારાં ચરિત્રને જાણી તેનું અનુકરણ કરશે. અસ્તુ!! સ્નેહદેવીનો જય! આમીન!!

*　　*　　*　　*

ઉદયકાન્તને દત્તક લીધા પછી નગર શેઠ એક વર્ષ દરમિયાન સ્વર્ગ પથે સીધાવી ગયા. વસંતલલિતાને વૈધવ્ય મળ્યું અને તેણીએ દુનીયાનો ત્યાગ કરી સાધવીપણું સ્વીકાર્યું. તેણે એક "મહિલા મહોપદેશ મંડળ" સ્થાપ્યું. તેમાં હમ્મેશાં સ્ત્રીની ખરી કેલવણી—વર પસંદ કરવાની છુટ—બાળ વિધવાના પુનલગ્ન—બાળકોની માવજત—સ્ત્રીનો પતિ પ્રતિ ધર્મ—સ્ત્રીની સાંસારીક સુધારણા વિગેરે બાબતો ઉપર તે ભાષણ આપતી. સ્ત્રીઓને તે કેવી કેલવણી આપવા—કેવી વર પંસદગીની તથા પુનર્લગ્ન કરવાની છુટ આપવા—કેવી રીતે સંસાર સુધારવા માગતી તે આપણે તેના આ કથામાં આપણા જાણવામાં આવેલા વિચારો અને વિવરણો—પ્રતિપાદનો ઉપરથી સમજી શકયા છીએ. નીતિ. રીતિ, ધર્મ, સદાચાર, સ્નેહીજીવન, અવતાર ઉદ્દેશ, વિગેરે બાબતો ઉપર તે છટાદાર ભાષણો આપતી. પુરૂષો પણ તેનાં ભાષણોની સ્તુતિ કરતા. તેનામાં **परोपदेशे पांडित्यं** (પારકાને ઉપદેશ દેવામાં પંડિતપણું) ન હોવાથી તેના ઉપદેશની સારી અસર બેસતી. બાળ લગ્ન અને વૃદ્ધ સાથે તરૂણીનાં લગ્નના સંબંધમાં તે બહુજ સખત અને અસરકારક બોધ આપતી. એવાં દમ્પતિનાં ભોપાળાં ખુલ્લાં કરવામાં તે જરા પણ સંકોચાતી નહિ. ખાનગી જીવનની સ્ત્રીના મુખે ન કહેવાય એવી વાતો પણ તે જાહેરમાં મૂકતી અને તે ઉપર ખાસડાં મારતી. તે જો સંસારી હોય તો એવા શબ્દો વાપરે તે ન શોભે પરંતુ સાધવીને શું? એવા ખુલ્લા શબ્દોથી દલીલ ન કરે તો ખરી વસ્તુ સ્થિતિનું કેવી રીતે પુખ્ત વિવરણ સાથે દર્શન—ભાન કરાવી શકે? તેને આવા સંસારિક બનાવો જોઇ કંપારી છુટતી. તેનાં મંડળમાં દરેક કોમની સ્ત્રીઓને ભળવાની છુટ હતી. તેમાં કોઇ ધર્મનો બાધ ન હતો. ધર્મ ગમે તે હોય પરંતુ સાંસારિક જીવનતો સર્વને માટે સરખુંજ હોય છે. ઇશ્વરને ભજવાની રીત શિવાય બીજી બધી બાબતોમાં તો ધર્મ સરખોજ છે. હાલ જે માત્ર ઇશ્વરને ભજવાની બાબતમાંજ ધર્મ ગણવામાં આવે છે એમ તે ન

ગણુતી. તે ધર્મનો આવો સાંકડો અર્થ ન કરતી. તેના વિશાળ અર્થમાં ઈશ્વરનું ભજન વિગેરે તો ધર્મના એક અંશ તરીકે ગણુતી. તે કહેતી કે દરેક મનુષ્યે અવતર્યાથી તે મરણ પર્યંત જે જે કરવાનું છે તે બધોય ધર્મજ ગણુવો જોઇએ. ધર્મમાં માત્ર બેજ પ્રકાર છે. એક માર્ગ પુરૂષ વ્યક્તિનો અને બીજો સ્ત્રી વ્યકિતનો. મોટી સડક તો બેય વ્યકિતને માટે એક છે પરંતુ વ્યક્તિમાં ફેરફાર હોવાથી તેમના માટે ખાસ જુદી કેડીઓ પણુ જોઈએ એટલે સહુ સહુની કેડીએથી મુખ્ય સડકે જઇ શકે. ધર્મના બ્હાને રાખવામાં આવતાં મિથ્યાભિમાનને તે તોડી પાડતી. તે બધાંને શુદ્ધ અંતઃકરણ, સરળભાવ, સ્નેહ, સહાનુભૂતિ, સામ્ય, અને બધાં એકજ પિતાનાં બાળકો તરીકે ધર્મના લેશ પણુ અંતરાય વગર સૌ પરસ્પર ભાઇ બ્હેનોજ છીએ તેનો "એક પિતા પરિવાર વાદ" વિગેરેનો બોધ આપતી. તેનાં મંડળને માટે તેણે આવી બધી બાબતોને ઉપયોગી પુસ્તકો મોટી રકમ ખર્ચી મંગાવ્યાં હતાં આ મંડળ તરફથી તેનાં સઘળાં ભાષણોને "સ્ત્રી ધર્મ શિક્ષિકા" ના નામથી એક પુસ્તક તરીકે બહાર પાડવામાં આવ્યાં હતાં બીજા દેશની સ્ત્રીઓને વાંચવાં માટે તે પુસ્તકના કેટલીએક ભાષાઓમાં તરજૂમા થઇ ચુકયા હતા. તે કેવળ ભાષણોજ આપતી એમ ન્હોતું, સ્ત્રીઓને પ્રાથમીક કેલવણી શીવણુ, ગુંથણુ અને ગીતાદિ ધર્મ પુસ્તકો શીખવા માટે શિક્ષીકાઓ રાખી પ્રેમથી અને પોતાની જાતી દેખરેખથી કેલવણી આપતી; આવી રીતે સ્ત્રીઓ કેળવાય તે પ્રાચીપુરના ગૌસ્વામી શ્રી અબુદ્ધલાલજી તથા શ્રી ગર્દભલાલજી નામના મહારાજોને ગમતું નહિ; કેમ રૂચે, તેઓની પેદાશ-આજીવીકાજ સ્ત્રીઓ અજ્ઞાન રહે તેમાં હતી કારણુ તેઓ ભક્તિ માર્ગના આચાર્ય છતાં તેઓમાં ભકિતનું નામ પણુ ન હોતું! તેઓ વિષયના કીડાજ હતા!

સમસ્ત્ત હિંદુસ્થાનમાં તે એક મહાન મહિલા-દેવીના અવતાર તરીકે ગણાવા લાગી. ઉદયકાન્તની સલાહથી તે તથા ઉદયકાન્તની મા તીર્થો કરવાં ઉપડી ગયાં. સર્વ ઠેકાણે તેની ઓળખાણુ થતાં તેનું સારૂ સન્માન થતું. વિદ્વાન સ્ત્રીઓ એકઠી થઇ તેની પાસે સ્થળે સ્થળે ભાષણો કરાવતી. આખા હિંદુસ્તાનની એક ભાષા ન હોવાથી તેમાં તેને અગવડ આવતી પરંતુ સદ્‌ભાગ્યે આખા દેશની એક ભાષા તરીકે હાલ અંગ્રેજી ભાષા કામ કરતી હોવાથી તેને ઠીક પડતું. તે અંગ્રેજીમાં ભાષણો કરતી અને તે દેશની વિદ્વાન સ્ત્રીઓ બીજી અંગ્રેજી ન જાણુનારી સ્ત્રીઓને

ભાષાંતરો કરી સમજાવતી તેની મુસાફરીનો સમયક્રમ ધાર્યા કરતાં ઘણોજ લંબાયો. તેને આમ બધે આગ્રહ થશે અને રોકાવું પડશે એવી તેને જતી વખતે ખબર નહોતી. અહીં મહિલા મહોપદેશ મંડળ પણ તેની હાજરીની ઉતાવળ કરવા લાગ્યું. ઉદયકાન્તે તેની સેવા માટે નોકરોની સારી સંખ્યા સાથે મોકલી હતી અને જેમ જોઇએ તેમ નાણાં મોકલતો જતો હતો. વસંતલલિતાએ જ્યાં જ્યાં ભાષણો કર્યાં ત્યાં ત્યાં તેનો ઉદ્દેશ સફળ કરવા માટે મોટી સખાવતો કરી. એક તો આવો ઉચ્ચ બોધ આપતી અને વળી સાથે મોટી રકમોની સ્થળે સ્થળે સખાવતો કરતી તેથી સર્વ દેશમાં તે પૂજાવા લાગી. લગભગ બે વર્ષના અંતે તે પાછી ઘેર આવી

ઉદયકાન્ત હવે સર ઉદયકાન્ત અને તરલા લેડી તરલાકુમારિ કહેવાતાં હતાં. તીર્થો કરી આવ્યા પછી લગભગ એક વર્ષે ઉદયકાન્તની માએ કૈલાસવાસ કર્યો. કેવી ભાગ્યશાળી અને પુણ્યશાળી ડોસી? તેનું મર્ણ કેવું સુધર્યું? ખરેખર પુણ્યનું ફળ મળ્યા વગર રહેતું નથી. જો એમ નહોય તો કોઇ પુણ્ય કરેજ નહિ. દરેક કર્મ ફળ વગરનું હોતુંજ નથી. કહેવાય છે કે હૈયે તેવું હોઠે-હોઠે તેવું હાથે-અને હાથે તે સાથે. ડોસીને કોઇ પણ પ્રકારની વાસના રહેવા પામી નહોતી પુત્રની શ્રેષ્ટ સ્થિતિ જોઇ-શાણી અને સદ્‌ગુણી પુત્ર વધૂ જોઇ. અને સ્ત્રીઓની અને વૃદ્ધ માબાપોની ખરી અને મોટામાં મોટી અભિલાષાની વસ્તુ જે પુત્રનાં સંતાન જોવાં તે હોય છે તે પણ ઉદયકાન્તના પુત્રને જોઇ ફળી. તેની છેવટની મતિ પ્રભુ પરાયણતા વાળીજ હતી **अंते या मति सा गति.** આવી પ્રભુ પરાયણ મતિવાળી કૈલાસ ગતિ શા માટે ન પામે ભલા?

*     *     *     *

"વસંત પૅલૅસ" સાથે વસંતલલિતાનું નામ જોડાએલું હોવાથી ઉદયકાન્તે જીંદગી પર્યંત તેમાંજ રહેવાનું પસંદ કર્યું. તરલા અને વસંતલલિતાએ પણ તે પસંદગીમાં અનુમતિ આપી હતી. કારખાનાં વાવેતરો વિગેરેનું કામ નોકરો કર્યા જતા હતા. વકીલાત અને ભાડાં ઉઘરાવવાનો ધંધો હવે વિરમી ગયો હતો. ચમ્પકરાયને તેણે પોતાનો મુખ્ય કારભારી બનાવી સઘળાં ખાતાની સર્વોપરિ દેખરેખ તેને હસ્તક રાખી હતી. આથી પોતે કાંઇ દેખરેખ ન રાખતો એમ નહોતું.

ચમ્પકરાયને તેની સલાહ અને આજ્ઞા લઇનેજ કામ કરવાનું હતું. ચમ્પકરાય પૂર્ણ પ્રમાણિકતા, નિમકહલાલી, વફાદારીપૂર્વક તેની નોકરી બજાવતો હતો. તેની એવી નોકરીથી પ્રસન્ન થઇ તેનાં પરિતોષિક તરીકે ઉદયકાન્તે પોતાને માટે શહેરમાં બનાવેલું મહાલય તેને બક્ષીસ આપી દીધું હતું અગાઉના નોકરોને મોટા પગાર આપી કાયમ રાખ્યા હતા.

" વસંત પૅલેસ " ને તેણે હવે પોતાનું જીવન પર્યંતનું નિવાસસ્થાન બનાવવાથી તેમાં ઘણી જાતની સગવડો-જેવીકે વિજળીની બત્તી, વિજળીના પંખા, ટેલીફોન, નોકરોને બોલાવવાની વિજળીની ટોકરીઓ વિગેરે-કરી હતી. અહીં મોટરકારો પણ આવવા પામી હતી. હાંકવા માટે બે દેશી " શોફરો " રાખ્યા હતા.

સર ઉદયકાન્ત અને લેડી તરલાકુમારિ તેમનું પૂર્વ જીવન ભૂલી ગયાં નહોતાં. તે અગાઉના જેવા નિર્દોષ આનંદનું આસ્વાદન પણ લેવા ચુકતા નહી. શીરિષનું સ્વાર્પણ પણ તેમની સ્મૃતિમાંથી સ્ખલિત થવા પામ્યું નહોતું. તેમને શીરિષ યાદ આવતી ત્યારે તેમનાં નેત્રો સજળ બનવા સાથે હૃદય ખરેખર દ્રવતાં. વિમળલાલ સાથે તેમણે સંબંધ કાયમ રાખ્યો હતો. વિમળલાલ પણ શીરિષનાં દુઃખથી હતો તે કરતાં વધુ ઘરડો દેખાતો હતો અને લગભગ વાનપ્રસ્થ જીવન ગાળતો હતો.

અરે, આપણે બીચારા ડી'સિલ્વાને તો છેક વિસરીજ ગયા! તે પણ અહીં આવી વૉટકિન્સના આસીસ્ટન્ટ તરીકે કામ કરતો હતો. તે બેય જણા વાવેતરના બંગલામાંજ રહેતા હતા. વાવેતર ઉમદા પાક આપવાને તૈયાર થતું જતું હતું.

* * * * *

એક દિવસ સાંજરે વસંત પૅલેસની આકાશિકામાં બેસી ઉદયકાન્ત અને તરલા તેમનો અગાઉનો નિર્દોષ આનંદ અનુભવતાં હતાં. ઉદ્યાનની પરિમળથી મિશ્રિત્ થયેલા પવન સર્વત્ર શાંતિ-શીતળતા પ્રસારતો હતો. નીચે બીછાવેલા ઝીલા ઉપર તેમનો નાનો બાળ રમતો હતો. તે પુત્રનું નામ વસંતલાલ પાડવામાં આવ્યું હતું. એ નામ આપવાનું કારણ વસંત લલિતાનું નામ કાયમ રાખવાનું

હતું. ઉદયકાન્ત હાર્મોનીઅમ બજાવતો હતો અને તરલા તેના તીણા મધુરસ્વરથી ગાયન છેડી રહી હતી. બેયના ચ્હેરાઉપર પવિત્ર અને અનન્ય સ્નેહનો પ્રત્યક્ષ ભાસ વિલસતો હતો. તરલા પતિ સામે ઉભી ઉભી નીચેનો તેણે પોતે બનાવેલો રાસડો મનોહર અભિનયો અને છટા સાથે ગાઇ બતાવતી હતી:

### રાસડો.

" સખી મળતાં રસિક ભર્ત્તાર જીવિત બધું સુખ સમું રે લોલ,
સંસારનાં સાર્થકો સધાય-બ્હેની જો.-સખી૦

આપે સહાય લ્હાવ પ્રેમનો રે લોલ;
વ્યક્તિ સર્વ પ્રેમ ગુણ ગાય-વ્હાલી જો.-સખી૦

### સાખી

રાખે ઉર ઉલ્લાસમાં રેડી રસની ધાર,
હેતે બોલાવે પિયુ એ સર્વ સુખનો સાર.

પ્રીત ફક્ત કાંતની મને ગમે રે લોલ;
એહ વિણ જન્મ વ્યર્થ જાય-બ્હેની જો.-સખી૦ "

આવીરીતે બેયજણાં પ્રેમ લીલા કરી રહ્યાં હતાં અને વસંતલલિતા ત્યાં આવી. તેણે તેમને આવીરીતે સંગીતનો આનંદ લેતાં જોયાં એટલે તેમની પાસે ન જતાં તે હૉલમાંજ અટકી ગઇ. તેણે કાળી વેલીની ભાતવાળી મજલીનની બારીક શ્વેત સાડી પહેરી હતી, તેની સ્નિગ્ધતામાં સાડી અલૌકિક વૃદ્ધિ કરી રહી હતી. શું આ ફુલ આવી રીતે વગર સુંઘાયું કરમાવાને માટેજ નિર્માયું હશે! ખરેખર દૈવગતિ વિચિત્રજ છે.

" પ્રાણાધાર, કેમ આ રાસડો ઠીક છે ને ? " ગાયન થઇ રહેતાં તરલા બોલી.

" વ્હાલી એ તારા હૃદયનું ચિત્ર વ્યક્ત કરે છે. "

સ્નેહ સરિતામાં સ્નાન ન કરનારાં સતી સ્વામી સુખનો સ્વાદ શું પામતાં હશે ખરાં ? "

" નહિંજ તો, વલ્લભે ! "

" વ્હાલા, જો તમે મને ન પ્રાપ્ત થયા હોત તો શું હું એ સ્નેહ સુધારસનો અવર્ણનીય સ્વાદ ચાખવા પામત ખરી ? પ્રાણેશ તમે મારામાટે કેવું સ્વાર્પણ કર્યું ? વિધવાને અહી સાચા સ્નેહવાળી કુમારિકાને તજી ! મારા ઉપરતો વસંતબાનો પણ પૂર્ણ અહસાન છે. તમે એ નહોત તો આ અવનિમાં મારી શીવલે થાત, મારા કાન્ત ? શીરિષ બ્હેનને બદલે હું અત્યારે કેદહાડાનીએ ઝુરી ઝુરીને મરી હોત ! પ્રાણનાથ, શું બધી સ્ત્રીઓ મારી માફક પતિપ્રેમથી મુગ્ધ થઇ જતી હશે ? ખરેખર સુખ તો સ્નેહમાંજ રહેલું છે. પતિપત્નીનો પ્રેમ એજ પ્રભુપદનો નેમ છે. વ્હાલા, વ્હાલા, તમારો મારાઉપર કેવો અખંડિત પ્રેમ ? " છેલ્લું વાકય બોલી તે ઉદયકાન્તની કંઠે બાઝી હીંચકા ખાવા લાગી તેના કંઠમાં જાણે કે તે મોહનમાળા થઇ રહી. ઉદયકાન્તે પણ તેને ગાઢ ભૂજ બંધમાં લઇ તેનાં વિલસતાં ગૌર મૃદુ ચંદ્રસમ મુખ ઉપર સ્નેહના ઊભરા સાથે દીર્ઘ ચુમ્બન કર્યું. કેવો મીઠો રસ ? આ દુનિયામાં આથી વધું મીઠો કોઈ સ્વાદ હશે ખરો ? આવો રસ પીનાર આત્મા શામાટે ભાગ્યશાળી નહિ ? ખરેખર એક રામરસ અને બીજો રમારસ આ બેય રસ સર્વોત્તમ સુખ આપનારા છે. જેણે આ રસ પીધો નથી-જે સ્નેહ સરિતાનાં નિર્મળ નીરમાં ન્હાયો નથી તેનું જીવવું વ્યર્થજ છે.

" વલ્લભે ! આપણે બેય વસંતબાનો તો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. આપણાં સુખને માટે તેમણે જે જે સાધનો ઉભાં કર્યાં છે તેવાં બીજું કોણ કરે? ધન્ય છે એ દયા—સ્નેહ અને પરોપકારની સાક્ષાત મૂર્તિને, એના પગ ધોઇ પીએ તો પણ થોડું ! શીરિષ અને એ બેય ખરેખર આ જમાનામાં દેવીઓજ થઇ ! "

અહા ! તેનો શીરિષ ઉપર પણ કેવો દૃઢપ્રેમ ? તે તેને તેમના આનંદમાં પણ વિસારતો નથી. આ બધાં પાત્રોનાં ચરિત્રોથી સ્નેહની સિમા આવીજ રહે છે.

આ વખતે ઝીલાઉપર રમતો વસંતલાલ તેનાં માતાપિતાની આવી લીલા જોતો " બા, બા, બા, " કરવા લાગ્યો.

તેના અવાજે પ્રેમલીલામાં ગર્ક બની સકળ સૃષ્ટિનું ભાન ભૂલેલાં યુગ્મનું લક્ષ ખેંચ્યું. પ્રેમના ઉભરાસાથે ત્વરિત ગતીથી તરલાએ તેને તેડી લીધો અને તાણીને તેના કુમળા ગાલઉપર બચીઓ કરી. તે આબેહુબ ઉદયકાન્તજ હતો. તે બેયના સ્નિગ્ધ સ્નેહનું પ્રતિબિંબજ હતો.

" આ આપણા સ્નેહનો સાક્ષી છે—સ્મરણ ચિન્હ છે. "

ઉદયકાન્ત પણ તરલાના ઉચ્છંદમાં હસીને રમતા પુત્રને ગાલઉપર આંગળીઓ ફેરવી હૃદયના પુરા ભાવ સાથે રમાડવા લાગ્યો.

વસંતલલિતા હોલમાં ઉભી ઉભી આ બધું સાંભળતી હતી. તેનો વિચાર તો એકદમ નીચે ઉતરી જવાનો હતો પણ કોણ જાણે શાથી આ પ્રેમલીલાનો અનુભવ લેવા ઉભી રહી. પ્રેમલીલાની અજાણી અ ગનાને શું તેનો અનુભવ લેવાની ( આવી રીતે માત્ર સાંભળીનેજ ) ઈચ્છા કારમિક સ્ફુરી આવી હશે ? ના ના તેમ તો નહોતું માત્ર આ લોકોનો કેવો સ્નેહ છે તે જાણવાનેજ ઉભી રહી. તેણે ત્યાં જઇ તેમના સ્નેહ સંગમમાં ભંગ કરવો એ ઉચિત ધાર્યું નહિ તેથી પાછી જવા લાગી. જતાં તેણે આકાશિક તરફ આકસ્મિક પ્રેરણા–કુદરતે કરેલા આકર્ષણથી દ્રષ્ટિ કરી તો તેણે તરલાને ઉદયકાન્તના આલિંગનમાં જોઇ. જોતાંજ તે શરમાઇ ગઇ અને દ્રષ્ટિને એકદમ પાછી ખેંચી લઇ ત્યાંથી સરેડાટ ચાલી ગઇ. તેમનો પછવાડેનો વાર્તાલાપ તે સાંભળવા પામી નહોતી. એક બીજાને પરસ્પર પરિરંભથી ગોટમોટ થયેલાં જોઇ તે ઉછરંગમાં આવી ગઇ અને જતાં જતાં ગણુ ગણી કેઃ—

" સ્નેહ અને સુખની સરિતાઓનો કેવો શ્રેષ્ઠ સરસ સંગમ ! ઈશ્વર એમને સદા આવોજ આનંદ અનુભવતાં રાખો ! વ્હાલા ઘેલાં પ્રેમલાં ! "

અસ્તુ !!! ખરેખર સંસારમાં જે સાચું સુખ ક્હેવાય છે તેતો સ્નિગ્ધ સ્નેહી રમાનો સંયોગજ છે. તેના વગરનું જીવન વ્યર્થ છે. સ્ત્રી એજ સંસાર તેમજ સ્વર્ગની મુખ્ય ઇચ્છિત વસ્તુ છે. રાજર્ષિ ભર્તુહરિ પણ કહે છે કે—

स्वपरप्रतारकोऽसौ निन्दति योऽलीकपण्डितो युवती : ॥
यस्मात्तपसोऽपि फलं स्वर्गः स्वर्गेऽपि चाप्सरसः ॥ *

અર્થ—જે મિથ્યા પંડિત હોય છે તે યુવતીને નિંદે છે અને પોતાને તથા બીજાને છેતરે છે; પરંતુ તપનું ફલ સ્વર્ગ છે અને સ્વર્ગમાં પણ ભોગવવાની વસ્તુ તો અપ્સરાઓજ છે.

વ્હાલા વાંચક આપણે હવે અહીંથી—ઉદયકાન્ત અને તરલાને આવી પ્રેમલીલાની સ્થિતિમાં મૂકીનેજ છુટા પડશું. છુટા પડતાં આપણા મુખમાંથી ઈચ્છા અનેચ્છાએ પણ નીચેનું વાકયજ સરી પડવાનું:

* * * नहि परहितात्पुण्य मधिकं ।
न चास्मिन् संसारे कुवलय दृशोरम्यमपरम् ॥

* * *

जनयति सुतं कश्चिन्नारी सती कुल भूषणं
निरुपमगुणैः पुण्यात्मानं जगत्परिपालनम् ।
कथमपि नसानिन्द्या वन्द्या भवेन्महतांयत : ।
सुरसरि दिवख्यात लोके पवित्रित भूतला ॥ †




* જેમ પરોપકારથી અધિક બીજું એકે પુણ્ય નથી તેમ કમળ નયના સ્ત્રીઓથી બીજું કાંઈ સુંદર નથી.

† પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પવિત્ર ચરિત્રથી ગંગા નદીની પેઠે પૃથ્વીને પવિત્ર કરે છે એટલુંજ નહિ પરંતુ અનુપમ ગુણવાળા અને કુળના ભુષણરૂપ એવા પુત્રને ઉત્પન્ન કરે છે કે જે પવિત્ર ચરિત્રવાળો પુત્ર આખા જગતનું રક્ષણ કરે છે. આવી સાધ્વી સ્ત્રી કોઇ પણ રીતે નિંદા કરવા યોગ્ય નથી પરંતુ મોટા પુરૂષોને વંદનીય હોય છે

